# ધીમુ અને વિભા

લેખક :

જયંતિ દલાલ

પ્રકાશક :

ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.

મુંબઈ-૧

# ધીમુ અને વિભા

લેખક
જયંતિ દલાલ

પ્રકાશક
ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.
મુંબઈ-૧

# લેખકનું નિવેદન

કંઈક લખી નાખ્યા પછી એ વિષે કશું લખવું એ મારે માટે તો મોટામાં મોટી સજા છે. પણ કદાચ એ લખાએલું કોઈને માટે સજા ન થઈ પડે એ ખ્યાલથી જ 'વિભા' માટે આટલું લખવું પડે છે. એમાં લેખક કે લખાણ, બેમાંથી એકનો પણ બચાવ કરવાની દાનત નથી. માત્ર એક બે વાતો—જેની ચોખવટ, લખાણને સરળ બનાવે અને એના હાર્દને વધુ સ્પષ્ટ કરે—કહેવાની જરૂર જણાઈ છે, માટે જ, અહીં લખી છે.

પહેલી વાત તો આ શા માટે લખાયું છે, એના જવાબમાં છે. ન જાણે કેમ પણ જ્યારથી વાંચવાની શરુઆત કરી ત્યારથી એક વસ્તુ અનિવાર્ય રીતે વાંચવામાં આવી છે. એની એ જ વસ્તુ, એના કુશળ કારીગરોને હાથે નીપજતા જુજના રૂપમાં બીજે ઠેકાણે પણ દેખાઈ છે. એ છે જુવાની અને ભણતરની બદનક્ષી. જો એ બન્ને કોઈ પાત્રમાં ભેગાં દેખાય તો એ પાત્રને આખા ગામનો ઉતાર સમજી લેવું. જો કોક જુવાનીઓ એવો મળ્યો તો તે અક્કલનો ઓછો, અવ્યવહારુ હશે. કમઅક્કલ નહિ હોય તો સીધો બદમાશ હશે. જો

એવી જુવાન છોકરી મળી તો જેને નીતિમર્યાદા માનવામાં આવી છે એ બધાથી જ પર જઈ સામાજિક કારણોને વગોવતી કોઈ વંઠેલ હશે, નહિ તો ઠોઠ હશે. આની આ જ વસ્તુ નવલકથામાં, નાટકમાં, સિનેમામાં, દેશનેતાઓના ભાષણોમાં અને અન્ય સદ્‌ગુરૂઓના ઉપદેશોમાં જોવા અને સાંભળવા મળી છે અને મળે છે. માત્ર મારા જમાનાને જ આ સહુમાન મળ્યું છે એવું અભિમાન ધરાવવાનો કદાચ મને હક્ક નહિ હોય. પણ આવું બનતું જ આવ્યું છે. માટે બનવું જોઈએ એ તર્ક મને કબુલ નથી.

કોક એવા હશે, એની એના કટ્ટર પુરસ્કર્તાથી પણ ના નહિ પાડી શકાય. પણ એને માટે આખી જુવાનીને ડામ !

આ શક્ય કેમ બન્યું છે એવો સવાલ પૂછાવા સંભવ છે. ક્ષણે ક્ષણે બાહ્ય સ્વરૂપ બદલતા સમાજને, પોતાના અંતર્ગત વિરોધના પરિણામે આવી પડતી અથડામણોનો અને રંગપલ્ટા કરતા જતા મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધોનો, આખોય દોષ કશાને માથે ઓઢાઢવાના સસ્તાં સાધનો જોઈએ છીએ. રોગના સાચાં મૂળ જોવાને બદલે અને એના અસરકારક ઇલાજ હાથ ધરવાને બદલે એ તો કશી વસ્તુને વગોવવા માગે છે. એ વસ્તુને નાલાયક કહી દીધે એની પોતાની સામાજિક ફરજ પૂરી થઈ છે એવી કૃતાર્થતા અનુભવી માનવી પ્રસન્ન ચિત્તે પાછો એના વ્યવસાયમાં રચ્યો પચ્યો રહે છે. જુવાન એ આજના જમાનાને મળેલું વગોવણીનું સાધન છે.

કમનસીબી આટલેથી નથી અટકતી. આ પૂર્વગ્રહને, આ સસ્તા સાધનને વારંવાર ચાબખા મારતા રહેવાનું આ જખમને વહેતો રાખવાનું, પુણ્યકર્મ કરનારા પણ મળી રહે છે. પૂર્વગ્રહને દૂર કરવાનું, સ્વચ્છ અને સ્વસ્થ માનસ ઘડવાનું, અરે એટલું બધું દૂર છોડી દઈ એ તો પોતે નજરે જે જોતા અને અનુભવતા હોય એ પ્રમાણિકપણે જેનો જેટલો દોષ હોય એ બનાવને લોક આગળ ધરવાનું, કામ છોડી

દઈ, આ સસ્તા વહેવારમાં પડી જનારા, એનો એ જ ગારો ગુંદવામાં મચી રહે છે.

'વિભા'નું મૂળ આ દુઃખકર હકીકતમાં છે. જુવાનીની બદનામી જો સાચી જ હોય તો સહન કરી જ લેવી જોઈએ. પણ, જેઓ સંસ્કારના શિલ્પી કહેવાય એવાઓનું આ હાસ્ય અસહ્ય છે. સમ-સંવેદનનું સ્થાન જ્યારે હૈયાસૂની અને વજુદ વિનાની આલોચના લે છે ત્યાં જીવનદર્શનમાં સચ્ચાઈની મીઠાશ નથી રહેતી.

નાને મોંએ ઘણી મોટી વાતો કર્યા જેવું તો કદાચ લાગશે. પણ નિરંતરની આ દશાએ ઘણીએ વાર ઘણાય મિત્રોને વિચાર કરતાં કર્યા છે એ તો મારી જાત માહિતીની વાત છે. 'વિભા' એ વિચારણામાંથી જન્મી છે. દુનિયા સ્વર્ગ નથી એ જેટલું સાચું છે એટલું જ સાચું એ છે કે હરેક જુવાન કે જુવતી શયતાન નથી. શા માટે એ જુવાનની એ છે એવી છબી લોક આગળ ન મૂકાય?

'વિભા' એવી છબી છે એમ હું બીનાં બીતાં કહું છું કારણ કે ક્યારેક, મેં એમની કરેલી વકીલાત હકીકતની સીમાને વટાવી ગઈ હશે. પણ 'વિભા' લખતાં એક પળને માટે ય, એના પાત્રોને થોડોય અન્યાય ન થઈ બેસે એની સતત કાળજી મેં રાખી છે. એ જેનાં પ્રતીક છે એ તો અત્યાર લગી અન્યાય સહતાં જ આવ્યાં છે, એમાં મારે પણ ઉમેરો કરવો?

આ પાત્રો પરજ દૃષ્ટિ રાખવામાં ક્યારેક સાહિત્યના સ્વીકારાએલા સ્વરૂપની મર્યાદા લોપાઈ હોય તો માફી પણ કોની મળવાની છે? સાહિત્યનું સ્વરૂપ પણ જીવન જેમ ગતિશીલ જ હોય છે ને?

એક બીજી વાત. 'વિભા' ૧૯૪૧ માં નાસિક જેલમાં લખાઈ છે. બહાર આવીને એના ઉપર ફરીથી નજર નાખવાનું પણ મારાથી બન્યું નથી. નથી તો એ માટે નવરાશ મળી કે નથી તો એવી

સ્થિરતા હું મેળવી શક્યો. મિત્રોની સુધારા વધારા ઘટાડાની સૂચનાઓ પણ માત્ર ચર્ચાજ રહી છે.

અને આજની ઘડીએ તો એ ક્યારે અને કેવી રીતે પ્રગટ થશે એ પણ હું નથી જાણતો. મારી હાજરીને લીધે અશુદ્ધ જોડણીનો, એ ન વેઠી શકે એવો લાભ એને ન મળે એટલી જ મારી પોતાની તો ઇચ્છા છે. એ પૂરી પાડવાનોય કદાચ કોઈનો ઈરાદો હોય તો ના નહીં કહેવાય !

તો તો એ જેવી લખાઈ છે તેવી જ પ્રગટ થશે.

ઑગસ્ટ '૪૨ — જયંતિ દલાલ.

શ્રી. જયંતિ દલાલ અત્યારે નજરબંદી છે, એટલે નવી પ્રસ્તાવના મેળવવાની મુશ્કેલી છે, એથી આ જૂની પ્રસ્તાવનાથી ચલાવી લેવું પડ્યું છે. તે પોતે બ્હાર હોત તો પ્રસ્તાવનામાં કંઈ ફેરફાર સૂચવી શકત.

પ્રકાશક.

## વિભા

**અમૃતે** આજે ત્રીજી વાર મ્હને કહ્યું: તુંજ, તુંજ વિભાનો ખૂની છે. ત્હારી જ જડતાને લીધે, સંતોષનો એક પણ દમ લીધા વિના એ ગૂજરી. બિચારી...

મ્હને ખૂની ઘાતકી પાતકી કહી એ કંટાળ્યો હતો માટે જ વિભાને બિચારી કહેતો હતો!

વિભા...

*

છેલ્લા છ આઠ માસથી મ્હેં હમ્મેશ જોયું હતું કે મ્હારાં ભાષણોમાં એ કાયમ હાજરી આપતી. શહેરને ગમે તે છેડે, ગમે તેવા લત્તામાં, ગમે તેવા સંજોગોમાં ભાષણ હોય તો પણ એ હાજર હોય જ. ગૂપચૂપ, ધ્યાનસ્થ બનીને, લગભગ એક શ્વાસે એ ભાષણ સાંભળતી હોય. અને સભા પતે ત્યારે ખબર પણ પડે તે પહેલાં તો ત્યાંથી અલોપ થઈ ગઈ હોય. શ્રોતા વર્ગમાં એકના એક ચહેરા જોઈ મ્હને તો એક વિચિત્ર તનમનાટ થાય છે. બીજાઓની તો

મ્હને ખબર નથી પણ મ્હારા માટે હું કહી શકું કે એક જ ચહેરાને, વિદ્યાર્થીની કે મજૂરની, ગુમાસ્તાઓની કે ગમે તેવી સભામાં મ્હારા સામે ચોંટાડેલી નજરથી જોઈને મ્હને તો લઘુતા ભાવ લાગવા માંડે છે. હું સભાન બની જાઉં છું, અને વક્તવ્યમાંય ન જાણે પણ એ ભાનની અસર લાગવા માંડે છે. મનમાં ને મનમાં હું ગણત્રી ગણવા માંડું છું કે કોઈ શબ્દ, કશો વાક્યપ્રયોગ, કશી વીગત, હું ફરી વાર તો ઉપયોગમાં લાવતો નથીને ! મ્હારી જાત પર કાબુ મેળવવા, પહેલાં તો મ્હેં એ બેઠી હોય એ દિશામાં જ જોવાનું માંડી વાળ્યું, પણ એ પ્રયત્નમાં તો મ્હારે હાર કબૂલ કરવી પડી. નજર મનની ઉપરવટ થઈ ત્યાં જતી અને અર્ધી ક્ષણ ત્યાં ટકે ત્યાં તો એની નજર ઢળી પડતી અને શીળું લજ્જાભર્યું નાનકડું સ્મિત એના હોઠે રમતું. ક્યારેક ક્યારેક, ન જાણે કેમ પણ મ્હને એમ લાગતું કે ચોરી પકડાઈ ગયાનો પ્રત્યાઘાત હોય એમ શરમની લાલ ટશેરો એના ગાલે ખંજન પાડી દેતી અને એના કાનની બુટીને ગુલાબની કળી જેવી બનાવી જતી.

પણ એના વિષે મ્હને ખરી જિજ્ઞાસા તો શહેરથી દોઢ દિવસને રસ્તે હું વિદ્યાર્થી પરિષદનો પ્રમુખ બનીને ગયો અને ત્યાં એને મંડપમાં દીઠી ત્યારે થઈ. 'અહીં પણ ?' એ મ્હારા હોઠે આવેલો સવાલ હતો, અને જ્યારે સ્વાગત સમિતિના કોક કાર્યકર્તાએ મ્હને વાત વાતમાં 'બહેન પણ છેક આપના શહેરથી આવ્યાં છે' એમ એને બતાવીને કહ્યું ત્યારે તો મ્હને સહેજ ગૂસ્સો પણ થયો. સીધે સીધું પૂછી લેવાની વૃત્તિ પણ થઈ આવી પણ મ્હેં મિજાજને જરા સાચવી લીધો. છતાં મનમાંને મનમાં હું સમસમી રહ્યો હતો.

નવી લડત માથે આવીને ઊભી હતી. હું ક્યારે જેલમાં હોઈશ એ હું પોતે નહોતો જાણતો, અને હું ઇચ્છતો પણ હતો કે લડત વહેલી આવે, એને વહેલી લાવવાનો, એને ઉગ્ર બનાવવાનો હરેક

પ્રયત્ન હું કરતો હતો, પણ પરવાનગી સિવાય સભાઓ ન ભરવાનો ફતવો છૂટ્યો હતો અને હૂકમ ભંગ કરવાની પરવાનગી હજુ મળી ન હતી, એટલે સભાઓ ભરવાનું બનતું નહીં. આ છતાંય હું અમારા મંડળની અને લાગતા વળગતાઓની સભાઓ ભરતો અને માથે આવી પહોંચેલી લડત વિષે વાત કરતો. ખાનગી રીતે જ આ સભાઓ ભરાતી.

પણ ન જાણે કેમ હું આવી સભાઓમાં જતો ત્યારે શરૂઆતમાં જ ચોમેર નજર નાખી લેતો. પેલો પરિચિત ચહેરો ત્યાં ન'તો જણાતો. હું થોડોક વિષાદ કેમ અનુભવતો એતો હું નથી જાણતો. હું થોડોક વિષાદ કેમ અનુભવતો એતો હું નથી જાણતો. આ કશું માની લીધું હોય, સ્વીકારી લીધું હોય, એના નાપાયાદાર સાબીત થવામાં મળતી નાસીપાસીની લાગણી હતી કે બીજું કાંક તે હું ન'તો સમજી શકતો. બે ચાર ક્ષણ વિષણ્ણ બની હું સભાના કામમાં જીવ પરોવતો પણ ક્યારેક સભાના કામકાજ વચ્ચે અને સભાનું કામ પતી ગયા બાદ તો અચૂક જ આ ગેરહાજરી મ્હને વિચાર કરતો કરી મૂકતી. એની હાજરી અજ્ઞાત રીતે માનતો થયો હતો!

છતાં હું એનું નામ પણ ન'તો જાણતો. એના વિષે પણ કશું ન'તો જાણતો. માત્ર એ પ્રશાન્ત ગૌરવભર્યા, મીઠું મલકતા મુખની છબી મ્હારી સ્મૃતિમાં જડાઈ હતી.

અમૃતને ત્યાં હું અવાર નવાર જતો અને તિલુભાભી દરેક વાર મ્હને લગ્ન કરવા સમજાવતાં. વારંવાર હું મ્હારા મનથી જેને અજેય દલીલો માનતો તે આગળ કરતો, અને તિલુભાભી એના, એના એજ ચવાઈ ગએલા જવાબો પાછા વાળતા. છેવટે અમૃતને વિવાદમાં વચ્ચે પડતું પડતું અને 'એ નથી પરણતો તેમાં તું શું કામ કાયા ગાળી રહી છે?' એવું કાંક કહી તિલુભાભીના મોંએથી એકાદેક

સ્વસ્તિ વાચન એ સાંભળી લેતો. એમને એમ એ વિવાદ એ દિવસ પૂરતો નહીં તો એ ઘડીપૂરતો આટોપાતો.

હમ્મેશ મુજબજ આ દિવસોમાં હું અમૃતને ત્યાં ગયો, અને વાતની વાતમાં તિલુભાભીએ મ્હને પૂછ્યું: "ધીમન્તભાઈ ત્હમારે એક ન્યાય કરવાનો છે." મ્હને લાગ્યું કે ધણી ધણિયાણીના કાગના વાઘ જેવા ઝઘડાનું જ કાંક હશે એટલે મ્હેંય ઇંતેજારી બતાવી.

તિલુભાભીએ આગળ ચલાવ્યું: આંખો છતાં જેને દેખાતું ન હોય એને શું સજા કરવી જોઈએ? કહો જો?

ન્યાયાધીશની અદાથી મ્હેં જવાબ વાળ્યો: આંખોનું ઓપરેશન બીજો સવાલ આવ્યો: અને બીજાના દુઃખે જિંદગી ડુલ કરવાનો ફાંકો રાખનાર..."

હું વચ્ચે જ બોલી ઊઠ્યો: ઘરઆંગણાના બાવળીઆ જોઈ નશકે—જુએ નહીં તો શું કહેવાય એમજ ત્હમે પૂછોછોને?' અને તિલુભાભીએ મૂંડી હલાવી એટલે મ્હેં આગળ બોલે રાખ્યું: એને હું દંભી કહું. હુંજ નહીં આખી દુનિયા એને દંભી કહેશે.

'જો જો પછી ફરી ન જતા હોં.'

ભારેખમ બની હું બોલ્યો: એમાં ફરી જવાનું ક્યાં આવે છે?'

તિલુભાભી અચાનકજ મ્હારા સ્હામે ફર્યાં, અને અનામિકાને મ્હારા સ્હામે તાકી બોલ્યાં: ત્યારે હું કહું છું કે ત્હમે...ત્હમારે ઓપરેશનની જરૂર છે. ત્હમે દંભી છો.'

મ્હારા પગ તળેથી ધરતી હટી ગઈ હોય એમ મ્હને લાગ્યું. અને અમૃતની તાલીનો અવાજ મ્હને કડકડતી વીજળી જેવો લાગ્યો. ખીજાઈને હું બોલ્યો: હવે ત્હારા નારદવેડા બંધ કર, અને તિલુભાભી ત્હમને..."

ધૂંધવાટમાં હું ઝાઝું બોલી ન શક્યો. પતિ પત્ની બન્ને હસતાં હતાં. એમને હસતાં જોઈ હું વધુ ખીજાયો.

"હવે ગાળો દેવા લગી ત્હમે આવી પહોંચ્યાં?"

"ત્હમને તો ઝાડે બાંધીને ચાબખા મારવા જોઈએ ચાબખા. મ્હારું રાજ હોય તો તો હું ગામ વચ્ચે ત્હમારી પંચઈટાળી કરાવું."

"પણ કાંઈ વાંક ગૂન્હાની ય જાણ કરશો કે એમને એમ સજા જ ફરમાવશો?" મ્હેં પૂછ્યું.

"ગૂન્હો? કોકનું હૈયું નંદી દેવું અને પાછા સતા થઈને ફરવું? કોઈની સાનભાન હરી લેઈ અને પાછું પાટે ચઢી પૂછવું: કશો વાંક ગૂન્હો?" તિલુભાભી અજબ લહેકાથી બોલ્યાં.

"જુઓ તિલુભાભી આ રોજની વાત...અને હું ત્હમને તદ્દન સાચું કહું છું. કોઈનુંય હૈયું..." હું પૂરી સચ્ચાઈથી બોલતો હતો ત્યાં અમૃતે વચ્ચેથી વાત ઝીલી લીધી. "હા, તું તો કોઈ હૈયાની સો જોજન જેટલી ફરતી આડમાં પણ આવતો નથી પણ કોક ભૂલ્યું ભટકેલું હૈયું ત્હારી અડફેટમાં આવી ગયું હોય..."

મ્હારે માટે આ અસહ્ય હતું. કશુંય વૃથા આરોપણ મ્હારાથી ખમી શકાતું જ ન હતું.

"અમુ તું તો જાણે છે..."

મ્હને ગંભીર બનેલો જોઈને અમૃત પણ ગંભીર થયો. અચાનક જ એણે મ્હને સવાલ કર્યો: ધીમુ ત્હારી બધીય શંકાનું નિવારણ થાય તો...તોય ત્હને લગ્ન કરવામાં વાંધો ખરો?"

સૂરજ ઊગે અને આથમે આ જ સવાલનો જવાબ આપી આપી હું થાકી ગયો હતો. સવાલ મ્હારી શંકાઓનો ન હતો નક્કુર હકીકતનો હતો. ફરીથી એક વાર એની એ વાત મ્હેં કહી.

'તું જેને શંકા કહે છે તે કેવળ કોઈ માનસિક ભ્રમ નથી. પરણવાનો અર્થ હું ત્હમે કરો છો એટલો જ નથી કરતો. જીવનને શાંતિથી બસર કરવા ખાતર જે ધોરણ રાખવું જોઈએ તે જાળ-

વવાની મ્હારી અશક્તિ મ્હારે પહેલેથી કબૂલ કરવી જોઈએ, અને એ સાથે જ જે જાતનું જીવન હું ગાળું છું—અને જે હવે બદલવાનો મ્હારો જરાકે ખ્યાલ નથી—તેવા જીવનમાં પરણવું એટલે તેનાં જીવનનો ભોગ લેવો. આને માટે હું જરાકે તૈયાર નથી."

રોજનું આ પિંજણ તો આ બન્નેને જ નહીં જે જે મ્હારી સાથે લગ્નની વાતો કરતું તેમને અતિ પરિચિત હતું, પણ આજે એ લોકના ચહેરે પેલો કાયમનો અણગમો નહતો ડોકાતો. ઔત્સુક્ય ભર્યા ગાંભીર્યની છાપ ત્યાં નજરે ચઢતી.

"પણ માન કે કોઈ એ બધાને માટે તૈયાર હોય તો?" અમુએ પૂછ્યું.

"કોઈ એવી મૂર્ખાઈને માટે તૈયાર હોય એનો અર્થ એ નથી કે મ્હારે માથે ઊભા રહી કોઈને આપઘાત કરવા દેવો."

"ત્હમારે મન ત્યારે અમે બધાંએ આપઘાત કર્યો હશે?" તિલુભાભીએ એમની લાક્ષણિક ઢબછબથી કહ્યું.

"એટલે તો મ્હને ય એમ કરવા કહો છો." દલીલનો અંત આવતો હતો એમ હું મનમાંને મનમાં સમજતો થયો. પણ આજે અમૃતે વાત પડતી ન મૂકી. એજ ગંભીરતાથી ધીરા મક્કમ અવાજે એણે બોલે રાખ્યું.

"ધીમુ તું એક વાર એને મળતો ખરો."

હું સાચે જ ચમક્યો. 'એને? કોને?'

તિલુભાભી ખડખડાટ હસી પડયાં. 'વાહ શાહુકાર! આટલા દંભી ત્હમે હશો એ મ્હને ખબર ન હતી.'

'કોની વાત કરો છો ત્હમે? સોગન ખાઈને કહું કે હું કોઈનેય ઓળખતો નથી. ત્હમે તો જાણો છો કે પ્રયત્નપૂર્વક હું આવી

અલાબલાથી દૂરને દૂર જ રહું છું. ત્હમેય મ્હને અન્યાય કરશો?"
ગૂસ્સો અને કાકલુદી બન્નેએ અવાજમાં કોક અજબ મિશ્રણ સાધ્યું હતું.

તિલુભાભીની આંખ 'હું કશું નથી માનતી. લુચ્ચા કહીંના'
એમ બોલતી પલકારા મારતી હતી. અમૃત મ્હને ધારી ધારીને જોઈ
રહ્યો હતો. હું તો મૂઢમતિ બની અવારનવાર બન્નેનાં સામું જોઈ
રહ્યો હતો. અચાનક અમૃતે આગળ આવી મ્હારે ખભે હાથ મૂક્યો.
વગર બોલે એણે પૂછ્યું: ખરું કહે છે? અને પળભર મ્હારી આંખ
સાથે આંખ મિલાવી એ બોલ્યો: "ધીમુ ત્હારી જગાએ બીજો કોક
હોત તો મ્હેં એને નર્યો દંભી જ માન્યો હોત. પણ તું સાચું જ
કહે એમાંનો છે.'

અને એણે મ્હને વિભાની વાત કીધી. મ્હારાં ભાષણોમાં હાજરી
આપી, પછી ગેરહાજર રહી—જો કે એમાં એનો કશો વાંક ગન્હો
નહતો. મ્હને વિચાર કરી મૂકનાર વિભા જ હતી. એની હાજરી,
સાથે હતી એમ અમૃતે મ્હને કહ્યું.

"કેમ હવે તો નામુકકર નહીં જાઓને કે મ્હેં જોઈ જ નથી?
ખાસ્સી આંખ ભરીને તો જોઈ છે. હવે એમ કહો કે એ તો નર્યું
નિર્દોષ કુતૂહળ હતું! પાક્કા ખોરી દાનતના છો તે હું જાણું છું
તો." તિલુભાભી ગેલમાં આવી ગયાં હતાં. પણ અમૃતની વાતે મ્હને
વિચાર કરતો કરી મૂક્યો હતો. જો વિભા આવી જ કોક આશા
સેવતી હોય તો એ ઊંડા પાણીમાં ઊતરે તે પહેલાં જ એને સાચી
હકીકતથી વાકેફ કરવાની મ્હારી ફરજ હતી એમ મ્હને લાગ્યું. મ્હને
મૂંગો જોઈ અમૃત બોલ્યો: આવી છોકરી, ધીમુ, વારે વારે તો શું
સો જન્મારે ય એક વાર હાથ આવે. અને તેમાંય આતો ત્હારા
ઉપર બધું ય ન્યાછાવર કરી બેઠી છે. નિશદિન ત્હારી જ લગની એને
લાગી છે."

"અમુ તો તો મ્હારે એને મળીને એનું આ ભૂત ઊતારી દેવું

જોઈએ. એક હરીભરી જિંદગીને માટીમાં રગદોળી દેવાનું પાતક વહોરવા હું તૈયાર નથી. એને આવી નિંદમાંથી જગાડવી જોઈએ."

"સીધું એમ કહોને કે મળવું છે! પછી કોનું ભૂત ઊતરે છે અને કોને નિંદ્ર ચઢે છે એ બાદમાં જોયું જશે." તિલુભાભીએ ટકોર કરી લીધી.

અને અમે મળ્યાં.

એના મનમાં શા ખ્યાલ રમતા હશે એતો હું કેમ કરીને જાણું? પણ મ્હારા મનમાં એક સારું કામ કરવાનું ઝનૂન હતું. કોક આવેગના દોરવ્યા, જિંદગીને ગુલની બિછાત માની લઈ, બંધ આંખે, કાંટા ઝાંખરાંમાં ચાલવા નીકળી પડેલા ભૂલ્યા ભટક્યા આત્માને આવી આપત્તિમાંથી ઉગારવાના શુભ કાર્યની ધગશ મ્હારી પ્રેરણા હતી. અને એના આવા ઉર્મિલ તરંગોનું ઉગમસ્થાન કહું કે ધ્યેય કહું, હું હતો એ ખ્યાલ જ મ્હને ઉત્તેજિત કરતો હતો. હું ન જાણે કેમ મ્હારી પોતાની નજરે ગુન્હેગાર ઠર્યો હતો. કારણની મ્હને કશીએ ગમ પડે તે પહેલાં જ હું સભાન બન્યો હતો.

સાચું કહું તો એની સ્હામે જોવાની પણ મ્હારી હિમ્મત ન હતી. ન સ્હમજી—સ્હમજાવી શકાય તેવી વિહ્વળતા મ્હારા અંગે અંગ પર રાજ્ય કરતી હતી. ભગીરથ પ્રયત્ન કરી મ્હેં મ્હારી જાતપર કાબુ મેળવ્યો અને કલાકો પહેલાંથી ગોઠવી રાખેલા શબ્દ ચોસલામાં વાત શરૂ કરી.

અમૃતે અને તિલુભાભીએ મ્હને વાત કરી હતી એમ મ્હેં વિભાને કહ્યું. અને એમાંથી જ હું વાતમાં ખેંચાઈ ગયો. હું બોલ્યો: હું ઇચ્છું છું કે અમૃતે કેવળ મ્હારી મશ્કરી કરી હોય અને એવું કશુંજ ન હોય."

હું આગળ બોલું એ પહેલાં જ એ બોલી. મ્હારા ઉત્તેજનાથી કંપિત થતા અવાજની સરખામણીમાં એનો અવાજ, સ્વસ્થ અને જિંદગીની કડવી મીઠાશથી સભર મ્હને લાગ્યો.

"અને એવું હોય તો ?"

"તો એ મૂર્ખાઈ છે. નરી નાદાની છે. આપઘાત છે." હું ઉશ્કેરાટમાં બોલી ઊઠયો. એણે નાનકડું સખેદ સ્મિત હોઠે રમતું મુક્યું, જાણે મ્હને કહેતી ન હોય કે આ કોઈ સભાસ્થાન નથી! અને હું મ્હારી પોતાની નજરમાંય બેવકૂફ ઠર્યો.

એણે તો મૌન જ જારી રાખ્યું. સભાનતા, ઉશ્કેરાટ, ઝનૂન, પામરતા સહુ લાગણીઓથી અણુઅણુમાં હું કપાઈ જતો હોઉં એવું મ્હને થતું. અને ઘણું બોલવાની ઈચ્છા છતાં કશું બોલી શકાતું ન હતું. હુંય અબોલ બેઠો. મનમાં વસીને મ્હારી તુચ્છતા મ્હને જ ડંખતી હતી.

એણે મૌન તોડયું.

"ત્હમારી ચીવટ. ત્હમારી સહૃદયતા હું સ્હમજી શકું છું. પણ ત્હમે ત્હમારી જાતને નાહકના દોષિત માની રહ્યા છો. અને ત્હમે વારંવાર કહો છો એ દલીલો હું જાણું છું. એકવાર હુંય એજ દલીલો કરતી હતી. પણ મ્હેં જોયું કે હું એમાં આત્મવિશ્વાસનો અભાવ પ્રગટ કરતી હતી. મ્હારે મન જીવનનું સુખ મનના સંતોષમાં વસ્યું છે. કોક ભર્યા-ભર્યા આત્મા સાથે આત્માનું સાયુજ્ય સાધી જીવવું એને હું જીવન માનું છું. એવો આત્મા મ્હેં ત્હમારામાં...

જાણે શ્વાસ લેવા થંભી હોય એમ એ થંભી. રજરજમાં વેરાઈ જતી બધી હિમ્મતને એકઠી કરી મ્હેં આજે પહેલી વાર એના સ્હામું જોયું. કેવો નિર્મળો ચ્હેરો હતો! સરળતા અને સચ્ચાઈ, ગૌરવભર્યું ગાંભીર્ય, અને કરુણ રમ્ય સહજતા, એની રેખાએ રેખામાં દેખા દેતાં હતાં. નજર ઢાળીને, ધીરા છતાં ધીટ અવાજે એ બોલતીઃ સ્વસ્થતા અને પૂરા આત્મવિશ્વાસ સાથે. અને વિભા સુંદર હતી, નમણી લાગતી હતી. સભાઓમાં સહેજ પાંડુવર્ણી અને ચંચળ લાગતી વિભા આજે નિશ્ચલ અને પ્રગટતી ઉષાની સહિયર ગુલાબી વાદળી જેવી લાગતી હતી.

પણ...પણ... મ્હારે એ રીતે વિચાર પણ કરવો ન જોઈએ. મનના કોક અગોચર ખૂણે બેઠેલા પેલા વાંકદેખા ધીમન્તે એની રીત મુજબ શક્ય એટલી કડવાશથી મજાક કરી, જાણે ડંખ દીધો: કેમ તુંતો મ્હોટો સિદ્ધાન્તવાદી હતોને! તુંય આમ ખ્યાલ કરતો થયો કે!

અને મ્હને ભાન થયું કે મ્હારે એના મનમાં વસેલી આ ગ્રંથિને દૂર કરવી જ જોઈએ; સાથે જ મ્હને એનુંય ભાન થયું કે વિભા વાત કરતાં અટકી હતી, એના સ્હામે માંડેલી મીંટને પાછી ખેંચી મ્હેં બોલવાનું શરૂ કર્યું.

" મ્હારે બે વાત ત્હમને ખૂબ સ્પષ્ટતાથી કહેવી જોઈએ. એકતો એ કે લગ્નજીવનને નિભાવવાનું આર્થિક બળ મ્હારામાં નથી. કદાચ મ્હારામાં એ શક્તિ હોય તો પણ અત્યારલગી હું જે જીવન ગૂજારતો આવ્યો છું, જે એકરંગી જીવનમાં હું પળોટાઈ ગયો છું તેને હવે બાજુએ મૂકી હું કોક નવા પ્રયત્નમાં પડવાને રાજી નથી. મ્હારો બધોય સમય હું જે કામમાં વળગ્યો છું તેજ કામમાં આપવાનો મ્હારો નિરધાર છે. એટલે જ લગ્ન જીવનની આર્થિક જવાબદારી માથે લેવા હું અસમર્થ છું. અને સાથે હું એટલું પણ કહી દઉં કે જીવનનું એક નિશ્ચિત ધોરણ પણ મ્હેં કલ્પી રાખ્યું છે. એથી કશુંય ઊણું હોવું મ્હારે મન સતત ચિંતાનો વિષય બને. અને એક બીજી એ વાત છે. મ્હારા કામની લગન મ્હને બીજી બધી વાત માટે બેધ્યાન અને બેકદર બનાવે છે. સુખી પરિણીત જીવન માટે જરૂરી એવી ઊર્મિલતા, ઉમળકો, કે વૃત્તિ પણ મ્હારામાં નથી. કદાચ સમય પણ..."

મ્હને સદી ગએલી એવી ભાષણિયા ઢબે હું આ બોલી ગયો. બોલતો અટક્યો ત્યારે જ મ્હને ભાન થયું કે ન્હાનકડો રૂમાલ મ્હોંએ દાબી વિભા એનું હસવું દબાવી રહી હતી. પણ હું એના સ્હામે જોઉં છું એવી ભ્રાન્તિ થતાં જ એણે મ્હોંએથી રૂમાલ લઈ લીધો અને હતી એમ ગંભીર બની ગઈ. હું શું હસવા જેવું—હાસ્યાસ્પદ બોલી ગયો હતો? હું એની સ્હામું થોડીક ગૂસ્સાભરી નજરે જોઈ રહ્યો.

એના હવે લાક્ષણિક જણાતા અવાજે, વિભા બોલી: "ત્હમારા હૈયાની નિર્મળતા જ ત્હમને આમ બોલવા પ્રેરે છે. છતાંય ત્હમારા સવાલ—ત્હમને જે મૂંઝવી રહ્યા છે અને અજેય લાગે છે તે સવાલ—ના જવાબ મ્હારી પાસે છે. હૈયું ખોવાની હામ સાથે જ થોડા ઘણા દુનિયાદારીના ભાનથી એનો ખ્યાલ પણ મ્હેં કર્યો છે. ત્હમારા કામ-માંથી—ત્હમે જેને જીવનકર્તવ્ય માન્યું છે તેમાંથી—(મ્હને આ વાક્યે વિચાર કરતો તો કરી જ મૂક્યો હતો: વિભા તે મ્હારી મશ્કરી કરતી હતી? ના, ના; એના ચહેરા પરની સચ્ચાઈની છાપ જ આવી શંકાને નકારતી. વિભા સાચે જ...) ત્હમને થોડાય નીચે ઉતારવા નહીં પણ એ કામમાં ત્હમારી પૂરક થવા હું માગું છું. લગ્ન જીવનની આર્થિક જવાબદારીનો ત્હમારે વિચાર જ કરવાનો નથી. એની આખીએ જવાબદારી મ્હારે માથે જ હું લેવાની છું. અને પેલી ઊર્મિલતા અને વૃત્તિની ત્હમે વાત કરો છો, (પહોળી આંખે હું એના સ્હામું જ જોઈ રહ્યો. એતો એની એજ સ્વસ્થતાથી બોલતી હતી. અજબ છે આ છોકરી!) તો એનો જવાબ તો હું આમ આપું એ ભાવ ત્હમા-રામાં નથી. એમ કહી ત્હમે ત્હમારી જાતને અન્યાય કરી રહ્યા છો. પણ દલીલ ખાતર માની લઈએ કે એમ જ હકીકત છે તોય એમને જન્માવવા અને પોષવાનું કામ તો મ્હારું છે. જો ત્હમારે હૈયે એ ન પાંગરે તો એમાં હાર મ્હારી છે. એને માટે તો મ્હારી તૈયારી હોવીજ જોઈએ, અને છે."

માટીના ઢેફાં પર પાર વિનાની ધારામાં પાણી પડે અને જેમ એ કણ થઈ વહેવા માંડે એવી દશા મ્હારી હતી. વિભાની નેકદિલી વિષે મ્હને શંકા તો નજ હતી છતાં હવેતો એ માટે આદર જન્મ્યો હતો. પણ શા ખાતર વિભા આવું પગલું—હજુય હું એને પૂરા સાન-ભાનમાં કરેલો આપઘાત જ કહું છું—ભરવા તૈયાર થાય છે? એવું મ્હારામાં શું છે? મનની આરસીમાં હું મ્હારા સામે જોઈ રહ્યો.

મ્હારી પોતાની નજરમાં હું આવો વામણો કદીએ નથી જણાયો. કદાગ્રહી, એકલપેટો, અદેખો: મ્હારામાં શું ન હતું? હા, વિભાએ ભાષણિયા વીરના માટીના પગ ન'તા જોયા અને એટલે જ એને બધું આભાભર્યું, ઝગમગતું, જળહળતું દેખાતું હશે!

"હું બોલ્યો: ત્હમારી સાથે હું દલીલ નહીં કરું. મ્હને લાગે છે કે એ રીત બીજાઓ માટે છે, ત્હમારે માટે નહીં. પણ હું ત્હમને વિનંતી તો કરી શકું. એને ફિશીઆરી ન માનતા. જે ભાવ ત્હમે મ્હારા પર ઢોળ્યો છે તેને... તેને હું જરાય લાયક નથી. હું ત્હમને કેવી રીતે સમજાવું?"

હથેલીમાં કશી ઈજા થયા જેવું લાગ્યું ત્યારે જ મ્હને ભાન આવ્યું કે બન્ને હાથની મુઠીવાળી હું નખને ખાલમાં ઊંડા અને ઊંડા ઊતારતો હતો.

વિભાની મોંફાડ આછી સ્મિતરેખાએ ખેંચાઈ હતી—બાણાવળીએ મૌર્વી ખેંચી હોય એવી પહેલી જ વાર વિભામાં ચંચળતા આવી. પેલી ધીટ ગંભીરતા પાછલી રાતના અંધારા પેઠે ચાલી ગઈ હતી અને ત્યાં ઉષાની સોના પગલીઓ જેવું મંદ છતાં મોહક સ્મિત તરવરતું. પહેલી વાર એનાં નયન નાચ્યાં.

એ બોલી: બસ એટલું જ ને?

અને ઊભી થઈ એ મ્હારી નજદિક આવી—ખૂબ નજદિક આવી. મ્હારી માનસિક દશા તો વિશ્વની વિશાળતાને પોતાની નાનકડી આંખોમાં સમાવા મથતા મુગ્ધ શિશુ જેવી હતી. જીભ તાળવે ચોંટી હતી. મન તો 'આટલું બધું' આવું! એ ખ્યાલે જ નિશ્ચેષ્ટ બન્યું હતું.

વિભાએ ખૂબ પાસે આવી મ્હારે ખભે એનું માથું ઢાળી દીધું. સરતા જતા પાલવે મ્હને એના કેશ કલાપનાં દર્શન કરાવ્યાં. લચ્છાદાર અને ચપોચપ ગોઠવાએલી લટમાં ભરાઈ બેઠેલી બટમોગરાની

કળીનો માદક પમરાટ મ્હને મદહોશ બનાવતો હતો. કાનઢંક વાળ વચ્ચેથી ડોકીયાં કરતું કર્ણફૂલ...

અચાનક એણે એની નજર મ્હારી નજરમાં પરોવી. એનું એજ નયન નર્તન એજ ચાંપે ચઢેલી મોંફાડ.

"આગલા કોક ભવમાં તું શુકદેવ હતો, ધીમુ?" પવનની થપાટે પોયણી પરનાં રાતનાં આંસુ જેવાં ઝાકળ બિન્દુ સરી પડે એટલી જ સહજતાથી મ્હારી પાસેથી સરી જતાં વિભા બોલી. મ્હારા સ્હામે જોતી. મલકાતી, મર્માળું હસતી વિભા આગળ ચાલી. હું સ્થિર—ના ના સ્તબ્ધ ઊભો હતો. બારણે પહોંચી વિભા પાછી મ્હારા સામી ફરી. કમાડે હાથ દઈ એણે મ્હને પૂછ્યું: હવે તો ત્હને વાંધો નથીને?

અને હું જવાબ દઉં એ પહેલાં તો એ ત્યાંથી ચાલી નીકળી. મારું ચિત્ત આમાંથી કશુંય સમજી ન શક્યું. માત્ર 'ત્હેમાંથી હું 'તું' બન્યો હતો એટલું વારેવારે અંધારી અને નિરવ રાતમાં થતા ભમરાના અવાજ જેમ મ્હારા કાને અથડાતું. ત્હમે અને તું! કે... કે ત્હેમાંથી તું? હું!

મ્હને ખબર નથી કે વિચારમૂઢ બનીને, કાલિદાસે વર્ણવેલા અલ્પ હેતુની સાધના માટે મોટું નુકસાન વેઠવાની માનસિક તૈયારી કરનાર દિલીપ જેમ, હું ત્યાં કેટલો વખત ઊભો કે બેઠો રહ્યો. મ્હારી તંદ્રામાંથી મ્હને જગાડયો તિલુભાભીએ. અને આંખ ઊઘાડીને જોઉં છું ત્યાં તો અમૃત, વિભા અને બીજાં ત્રણ ચારનું ધાડું ત્યાં હાજર હતું; મલકતું, આનંદતું, અભિનંદતું. વિભા મીઠું મરકતી, લજ્જાળુ કિશોરી જેમ બધાથી જરા આઘે ઊભી હતી. અને મ્હેં એના સ્હામું જોયું ત્યારે મ્હને એમ લાગ્યું કે એ ઓરડામાં દાખલ થયા પછી એણે મ્હારા ઉપરથી નજર ઊઠાવી જ નહતી. એની રમતી દષ્ટિથી

જાણે એ મ્હને કહેતી હતીઃ જોયું આ બધાને–અને મ્હને પણ–કેટલો આનંદ થયો છે કે ત્હમે ત્હમારી હઠ (ના, એ એને મૂર્ખાઈ ન'તી કહેતી–એની નજરથી તો નહી જ) છોડી દીધી છે! બધાને મ્હેં કહ્યું છે કે ત્હમને વાંધો નથી. અને હું કેટલી સુખી થઈ છું એ ત્હમને કેમ કરીને કહું!

બધા હસતા હતા. મ્હારો બરડો થાબડતા હતા. ગાતા હતા. બોલતા હતા. હું ભારે હૈયે શાન્તિ જાળવીને બેઠો હતો. મ્હને બીક હતી હું હસવાનો પ્રયત્ન કરવા જઈશ ત્યાં મ્હારાથી રોઈ પડાશે. બોલવા જઈશ ત્યાં જીભ પરનો કાબુ ગૂમાવવાની ભીતિ તો મ્હને સદાય ઊંઘતાં કે જાગતાં રહ્યા જ કરે છે. આ બધા મ્હારા પ્રત્યે નિર્ભેળ સ્નેહ રાખનારાં હું સુખી થઈશ એ આશાએ આહ્લાદતા હતા. મ્હારા સુખે એ સુખી હતા. હું સુખી થઈશ એ ખ્યાલ કરતાં ય મ્હને વધુ મૂંઝવતો ખ્યાલ તો હવે, વિભાને આથી સુખ સાંપડશે? એ હતો. ન જાણે કેમ પણ મ્હારા મનમાં હું દૃઢ રીતે માનતો થયો હતો કે હું કદીયે કોઈને સુખી કરી શકું એ ખ્યાલ જ આભફૂલ વીણવા જેવો હતો. અને વિભા શા માટે, શા માટે આવી સુંદર, સંસ્કારી સ્ત્રી, કાળમીંઢ ડુંગર પર સ્નેહની અમૃતવરણી વાદળી વરસાવવા તૈયાર થઈ છે? વિભા ત્હને કેમ કરીને સમજાવું?

પણ મ્હારું મૌન આ લોક ન સમજ્યા. એમને મન હું ગાંભીર્યનો ડોળ કરતો હતો. જીવનમાં સ્થાન પામી ચૂકેલા આડંબરનો એ એક પ્રકાર હતો. તિલુભાભીએ કહ્યુંઃ 'કેવા લુચ્ચા છે? બોલે છે એક અક્ષરે મોંમાંથી? અરે ધીમુભાઈ ત્હમારી સુખસંપત્તિમાંથી એક તલભારે અમે લૂંટવાના નથી. પણ આમ ભારેખમ બનીને ન બેસો. ખાલી ઢોંગ શું કામ કરો છો? એમ મહાત્મા ન બનાય હોં!' અને મ્હારે માથે એમણે ધીરે રહીને એક ટપલી ચોઢી. હું સમસમી રહ્યો. મ્હારા હૈયાનો વલોવાટ મ્હારે આપને કેમ કરીને સમજાવવો?

બોલું છું તો વેદિયો ઠરું છું, અને વિભાને અન્યાય કરી બેસવાનો ડર તો મ્હને છે જ. નથી બોલતો તો મહાત્મા બનવાનો આરોપ ઊભો છે !

બધાંએ માની જ લીધું કે હવે વિભાનાં અને મ્હારાં લગ્ન થવાનાં. વિભા પોતે તો એમ માનતી જ હતી. મ્હેં માન્યું કે વિભા જેમ જેમ મ્હારા વધુ અને વધુ પરિચયમાં આવશે એમ એને મ્હારા અલગારી જીવનનો સાચો ખ્યાલ આવતો જશે અને કશાય કારણ વિના એ જે આસક્તિનો ભોગ બની છે તેમાંથી છૂટશે. આ વિચારથી જ હવે હું વિભાને વધુ અને વધુ સમય મ્હારી સાથે રાખતો. હું જોઈ શકતો કે આથી વિભાને ખૂબ જ આનંદ થતો. મ્હારા કામમાં, મ્હારા બોલવામાં મ્હારી વર્તણુકમાં, બંધ આંખે જોઈ શકાય એવા ઉત્સાહથી એ રસ લેતી. મ્હારી દલીલોનો જો કોઈ રદિયો વાળે તો એ ખીજાઈ જતી. હું બોલું એ જ સત્ય, હું કરું એજ કર્તવ્ય, હું તરછોડું એ વર્જ્ય: એવી કોઈ વિપરિત નહીં તો વિચિત્ર તો ખરો જ એવી મનોદશા વિભા કેળવતી જતી હતી. અને એ સહુને સરવાળે વાત તો એક જ હતી. જે આસક્તિ એણે મ્હારા પ્રત્યે વાળી હતી તેનું વહેણુ વધુ વેગવન્તુ બનતું હતું, પહોળા પટે પથરાતું જતું હતું.

મ્હેં માન્યું હતું કે મ્હારા રઝળપાટિયાં જીવનના થોડા પણ સાચા સંપર્કે વિભાની સાન ઠેકાણે આવશે. પણ મ્હારે એ પણ કબૂલ કરવું જોઈએ કે વિભા પર એની ઊંધી જ અસર થઈ. છતાં હું એમાં નાસીપાસ ન'તો થયો. જીવન પર એણે બિછાવેલી સુખદ સ્વપ્નની ચાદર દૂર કરવાના પ્રયત્નો મ્હેં જારી રાખ્યા. મ્હારે એને આપઘાત કરતાં વારવી હતી. એનાં સ્નેહવારિને નકામનાં મ્હારી જીવનમાટીમાં રેલાતાં મ્હારે અટકાવવાં હતાં. અને એટલે જ હું જે જીવન જીવતો હતો તેની ભયંકરતા, અને વિચિત્રતાની એને વધુ અને વધુ નજદિક હું જવા દેતો.

રાજકીય વાતાવરણ તો ક્ષુબ્ધ હતું જ. સેવાગ્રામથી વાણી સ્વાતંત્ર્યના સત્યાગ્રહની ભેરી બજવાના ભણકારા વાગતા હતા. ક્યારે શું થાય તે કહી શકવું તો મુશ્કેલ હતું. માત્ર ખભે ખડિયો ભરાવી તૈયાર રહેવાની એક માત્ર વૃત્તિ પ્રબળ રીતે કામ કરી રહી હતી. વિભા આ દિવસોમાં વારંવાર લગ્નનો સામાન્ય પ્રશ્ન ઊપાડતી. એને માઠું ન લાગે એવી રીતે હું એ પ્રશ્ન ટાળતો. અમૃત અને તિલુભાભી તો જાણે મ્હને પરણાવવાને તલપાપડ થએલાં જણાતાં મ્હેં એકવાર મજાકમાં તિલુભાભીને કહ્યું પણ ખરું: તિલુભાભી આવી અધીરાઈ, આવી કૌતુક ભરી આતુરતા તો, ત્હમને ત્હમારાં લગ્ન વખતે પણ લાગી નહતી."

એમની હમ્મેશની મસ્તીથી સ્હેજ નાટકી ઢબે, તિલુભાભીએ કહ્યું: અમુ ક્યાં ધીમુ છે? અને...' અદાભેર અટકી જઈ એમણે વિભા સામું જોયું. વિભા હોઠ કરડતી, હોડમાં પાછળ રહી જવાશે એની ભીતિમાં બોલતી હોય એમ બોલી: અને...અને તિલુબહેન ક્યાં વિભા છે?

બોલતાં તો વિભા બોલી પણ શરમથી એ ઢગલો થઈ પડી. મૂંડી નીચી નાખી દઈ, નજરને એથીએ ઊંડાણમાં ઊતારી એ અમાના ખિલખિલાટ વચ્ચે સલજ્જ મૌનધારી બેઠી. તિલુભાભીએ એનું ચિબુક પકડી મોં ઊંચું કરવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ ન જાણે વિભામાં ક્યાંથી બળ આવ્યું તે એણે તિલુભાભીને ચિમટો ખણ્યો. તિલુભાભી બિચારાં 'એ મિંદડી' કરતાં, એમનો હાથ છોડાવી દૂર સરકી ગયાં.

વિભા ખ્વાબની દુનિયામાં રહેતી હતી. એના સોણલાંને વેરણ-છેરણ કરવામાં ક્રૂરતા હતી એ હું કબુલ કરું છું પણ જીવનની વાસ્તવિકતા એને સ્વપ્નાંમાં રચેલા મહેલ માળીઆનું નઠોર હકીકત દર્શન-એની જીવન ક્યારીમાં સોમલ ઘૂંટે તેના કરતાં એ ઓછું

ફૂર હતું. મ્હારી નજરમાં વારંવાર સર્જન આવતો. ગૂમડાંને ચીરતો, રોગના મૂળને દૂર કરતો. વિભાનું કલ્પના જીવન પણ ગૂમડું જ બનતું નહતું?

અચાનક વધારાએ સમાચાર આપ્યા જવાહરલાલ નહેરુની ધરપકડના. હવે ગાંધીજીને એમની મંદ ગતિને તેજ કરવાની ફરજ પડશે એ તો સહુ કોઈ અન્તરમાં જાણતું. એજ દિવસે મોડી રાતે હું એક અભ્યાસવર્તુલમાં વાર્તાલાપ કરી ઘેર આવ્યો ત્યારે અમૃત ત્યાં બેઠો હતો. મ્હને જરા ગુંચાએલો જોઈ એણે વાત શરૂ કરી.

લડત આવી જ છે, તૈયારી વ્યક્તિગત વિ. સામુદાયિક, વગેરે વાતોના ટપ્પા વટાવી એ મૂળ વાત પર આવી પહોંચ્યો. એ મ્હને કહેવા આવ્યો હતો કે મ્હારે જેલમાં જતાં પહેલાં લગ્ન કરી લેવાં જોઈએ.

'ધીમુ, દુનિયાની આંખોમાં આગળ આવી વસેલાઓને માથે એક જવાબદારી પણ છે. તું એનો ખ્યાલ ન ચૂકે એટલું તો હું ઈચ્છું છું જ.' અમૃતે કહ્યું.

મ્હેં અમુને હું જે રીતે વિચારતો હતો તે વાત કહી. અમુને અમારા આટલા લાંબા અને ગાઢ સંબંધમાં આવો વિહ્વળ થએલો મ્હેં ક્યારેય ન'તો જોયો. મ્હેં કહેલી વાતે એના ચિત્તને ખૂબ ક્ષુબ્ધ કરી મૂક્યું 'ધીમુ, તું, આવું?' આથી વધુ કશુંય એનાથી ન બોલી શકાયું.

મ્હેં મ્હારી બધી શક્તિ ખર્ચી એને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ જેમ જેમ હું મ્હારી વિચારણાને સમજાવતો ગયો તેમ તેમ એનો ગુસ્સો વધતો ગયો. આખરે એ બોલ્યોઃ ધીમુ તું દગાખોર હઈશ એવું મ્હેં દુશ્મનને મોંએથી એ જાણવાની કલ્પના ન'તી કરી.

મ્હેં કહ્યુંઃ મ્હને અન્યાય ન કર. દગો કરવાનું કે વિશ્વાસઘાત કરવાનું મ્હને કદીએ સૂઝ્યું નથી. હું માત્ર એક જ વસ્તુ કરવા માગું

છું. વિભાને એની જિંદગીને ધૂળમાં મેળવતાં મ્હારે રોકવી છે. એક હરીભરી જિંદગીને રાખ થતી અટકાવવામાં વિશ્વાસઘાત હોય તો હું વિશ્વાસઘાતી થવાથી એ નથી ડરતો. તું તો મ્હને ઓળખે છે.

"પણ તો પછી ત્હારે પહેલેથી વિભામાં કશીય અપેક્ષા જગવવી ન'તી જોઈતી."

"મ્હેં કદીએ એનામાં કશીય અપેક્ષા જગાવી નથી." અમુ મ્હારા સામું જોઈ રહ્યો.

"કાંતો તેં ત્હારી સુધસાન ગૂમાવી છે કે કાંતો તું જૂઠો છે." મ્હારા સામે આંખ તાકી રહી, ધીરા, ગણત્રીબાજ અવાજથી અમુ બોલ્યો.

"હું નથી જૂઠો કે નથી મ્હેં સુધસાન ગૂમાવી. વિભાને કે કોઈનેય મ્હેં, હું લગ્ન કરીશ એવું કહ્યું જ નથી."

"Rascal" ખૂબ ગુસ્સામાં આવી અમુએ મ્હારે ગાલે એક તમાચો ચોઢી દીધો અને ગૂસ્સામાંને ગૂસ્સામાં એ મ્હારા ઓરડામાંથી લાંબી ફાળ ભરતો ચાલી નીકળ્યો.

હું સમસમી રહ્યો. અમુને પણ હું મ્હારી મનઃસ્થિતિ સમજાવી ન શક્યો. ઉલટું એને તો મ્હારી સચ્ચાઈમાં જ અશ્રદ્ધા આવી. આખી રાત હું મટકુંય માંડ્યા વિના આનાજ વિચારમાં જાગતો રહ્યો. મ્હારી જાતને આરોપીના પિંજરામાં ખડી કરી દઈ અંતરને દીવડે દીધેલી તીવ્રતર સચ્ચાઈથી મ્હેં એને ચૂંથી. ન'તો. ન'તો. હું ગુન્હેગાર ન'તો. મ્હેં ન'તો વચન આપ્યું હતું. ન'તો અપેક્ષા જગાવી હતી, ન'તો એકરારી કરી હતી. એથી વિરુદ્ધ આદમિયતના પ્રેર્યા, પૂરી સહૃદયતાથી એક જિંદગીને તરંગના દોરવ્યા ખોરવાઈ જતી અટકાવવાનો પ્રયત્ન મ્હેં કર્યો હતો અને કરતો હતો. હા, વિભાને મ્હેં એમ ક્યારેય કહ્યું ન હતું કે હું એની સાથે લગ્ન નહીં કરું

પણ એમ તો મ્હેં એને કયારે કહ્યું છે કે હું એની સાથે લગ્ન કરીશ! એ માની બેઠી છે એ જુદી વાત છે. દુનિયા એમ માની બેઠી છે એ વાત સાથે મ્હારે જરાકે લેવા દેવા નથી. વિભા એમ માની બેઠી છે એને 'ના હું તો નહીં પરણું' કહી હું બેરાજી કરવા નથી માગતો. હું તો એ ચાહું છું કે એ જાતેજ એવા લગ્નમાં વસેલી નઠોર હકીકત જુએ અને એવા આભાલાડુ આરોગતી રહે.

અમુ આ વાત ન સમજી શકયો એનું મ્હને દુઃખ હતું, પણ અમુ છે જ એવો. એનો ઊર્મિલ સ્વભાવ એને આવી બુદ્ધિયુક્ત વાત નથી સમજવા દેતો. છતાં એની મમતા અપાર છે. એના હૈયામાં મીઠું લોહી છે. આવેશમાં આવી એ તમાચો મારી ગયો એમાં કશું નહીં. એનું હૈયું સાબુત છે, કાલે કે કોક વખતે એ જરૂર એની ભૂલ સમજશે, અને ભૂલની સમજણ અને ભૂલના સ્વીકાર વચ્ચે અમુએ ક્યારેય વખતને વીતવા નથી દીધો.

બીજે દિવસે અમે–હું વિભા અને અમુ–મળ્યાં ત્યારે અમુ જરા કોચલામાં પેઠેલો જણાતો, પણ વિભા તો હમ્મેશ હતી એવી જ આનંદી હતી. છતાં પહેલા કરતાં વિભા સહેજ દુબળી લાગતી. વાત કરતાં એને થાક ચઢતો હોય એમ જણાતું. વાતમાંને વાતમાં આવી ચઢેલી ખાંસીને એ દબાવવા મથતી. આવે વખતે હું કદાચ એના સામે જોઈ લેતો ત્યારે એ લજાતી. બાની જાણ વિના બાઉ ખાઈ લેતા બાળકની ચોરી પકડાય અને એને ચહેરે જે સભય સ્મિત આવે છે એવું વિભાને ચહેરે ચમકી જતું.

આજે હું વિભા સામે ટીકી રહ્યો. મ્હને ભય હતો કે અમુએ વિભાને ગઈ રાતની વાત કહી દીધી હોય. પણ વિભા તો હતી એવી જ ખુશમિજાજ હતી. એના ચહેરા પરથી જ એમ જણાતું હતું કે અમુએ એને કશુંજ કહ્યું ન હતું. વાતમાં વિભાએ એમ સૂચવ્યું કે મ્હારે આજે એને ત્યાં જવું અને એના બાપુને મળવું. "આટલા

દિવસ થયાં પણ તું (હવે 'ત્હમે' એ તો પૃથ્વીના ઉગયકાળ જેટલું પ્રાચીન લાગતું) ક્યારેય ઘેર આવ્યો છે? બાપુ ત્હને મળવા ખૂબ ઈંતેજાર છે."

વિભાની વાત સાચી હતી. હું કદીયે એને ઘેર ગયો નહતો કે ન'તો એનાં કોઈ પણ સગાં સંબંધીને મળેલો. માત્ર તેની અને અન્ય મિત્રોની વાત ઉપરથી જ હું એમના વિષે થોડી પણ માહિતી ધરાવતો થયો હતો. વિભાને નારાજ ન કરવા મ્હેં હા પાડી અને સમય મુકરર કરી અમે ઊઠ્યાં. વિભાને આથી દેખીતી રીતે આનંદ થયો અને કામ છે એમ કહી એ ચાલી ગઈ.

અમૃત મૂગે મૂગો બેઠો હતો. મ્હને લાગ્યું કે એ હજુએ ગઈ કાલની વાત વાગોળતો હતો. પાસે જઈ મ્હેં એને ખભે હાથ મૂક્યો. મ્હારો હાથ એના હાથમાં લઈ ધીરા અવાજે એ બોલ્યોઃ ત્હને માઠું લાગ્યું હોય તો મ્હને માફ કરજે, ધીમુ. તું જાણે છે મ્હારો સ્વભાવ જ એવો છે, પણ હજુય ત્હારું બોલેલું હું સમજી નથી શક્યો. તું એક વસ્તુ ભૂલી જતો લાગે છે. ત્હારી રમત કોક કઠપૂતળી કે રબ્બરની ઢીંગલી સાથે નથી. એછે એક ચેતનવંતો આત્મા. એને ત્હારી આળ આંખે ઊડીને બાઝે એવી છોકરમતને અંગે કશુંય થયું તો કોઈ પણ ત્હને માફ નહીં કરી શકે—ત્હારો પોતાનો આત્માય નહીં."

માપી માપીને એ આ બોલી ગયો. એની નેકદિલી વિષે તો મ્હને કદીય અણુપતી જ ન હતી. અને એને માફ કરનાર હું કોણ હતો? છતાં એના મનનું સમાધાન હું નજ કરી શક્યો તેનો મ્હને વસવસો તો રહી જ ગયો.

હું વખતસર વિભાને ઘેર પહોંચ્યો. દરવાજે જ કિશોર મળ્યો, અને એણે તો 'વિભુ બહેન ધીમન્તભાઈ આવ્યા' 'બાપુ ધીમન્તભાઈ આવ્યા' કહી ઘર ગજાવી દીધું. મ્હારા હાથમાં અત્યંત સાહજિકતાથી હાથ પરોવી એ મ્હને અંદર લઈ ગયો. દીવાનખાનામાં એના વૃદ્ધ

બાપુ ઊભા થઈ રહ્યા હતા. કિશોરની ધાંટાધાટે એમને સતેજ કરી મૂક્યા હતા. ખૂબ સ્નેહપૂર્વક એમણે મ્હને આવકાર આપ્યો. એમનો પ્રેમભાવ અને નરી સરળતા પહેલે જ દર્શને પારકાંને પોતાનાં કરી લે એવી હતી. પાતળા અને ઊંચા દેહ પર રૂપેરી વાળ ગિરિવર પરના હિમાચ્છાદાન જેવાં દીસતા, અને પેલી ઔત્સુક્યે કંપતી મોંફાડ—વિભા અને મ્હારો પહેલો પ્રસંગ મ્હને સાદ્યંત યાદ આવી ગયો.

આગતાસ્વાગતા પતી એટલામાં તો કિશોર કાંક મોટા દફ્તર જેવું લઈ આવ્યો, અને હું બેઠો હતો તે ખુરશીના હાથા પર એણે એને ઉકેલ્યું. અંદર છાપે છપાએલી મ્હારી છબીઓ હતી. છાપે ચઢેલાં મ્હારાં ભાષણો અને લેખોની કાપલીઓ હતી.

“વિભુ બહેન ત્હમારી છબી લાવ્યાં તે પહેલાંથી હું તો આ એકઠા કરૂં છું. મ્હારા દોસ્તો પેલા સિનેમાના એક્ટરોની છબીઓ એકઠી કરે છે. મ્હને એ પસંદ નથી. મ્હને તો આ પસંદ છે, કહેતાં એણે કોક ઠેકાણે ગાંધીજી જવાહર સરદાર વગેરે સાથે પડી ગએલી મ્હારી એક છબી બતાવી.

વિભા ખુરશી પાછળ ઊભી ઊભી કિશોરને ટપલી મારતી હતી. કિશોર એના તાનમાં મસ્ત હતો એટલે એણે તો એનું પુરાણ ચલાવે રાખ્યું. એના વિદ્યાર્થીસંઘની વાતો, એના અખાડાની હકીકત, એના તંત્રીપદે ચાલતા હસ્તલિખિત માસિકની મૂશ્કેલીઓ સહુ એણે મ્હને કહ્યાં.

વિભા હવે કિશોરની વાતથી કંટાળી હોય એવું લાગ્યું એટલે એણે એને ત્યાંથી હટાવવાની તરકીબ કરી.

“કિશુ, ત્હારે આજે મંડળની સભામાં નથી જવું ?”

“અરે હા. હું તો ભૂલી જ ગયો હતો.” કહી એ બહાર દોડ્યો. એનું દફ્તર ત્યાંનું ત્યાં પડી રહ્યું.

“આ બન્ને આવાં જ છે.” બાપુએ વાત શરૂ કરી. અત્યાર લગી એ મીઠું મરકતા, મ્હને મૂગેમૂગા જોઈજ રહ્યા હતા. કિશોરની

વાત દરમિયાન એમની મ્હારા પર ચોટેલી નજરે મ્હને સમાન બનાવ્યો હતો પણ જ્યારે એ દૃષ્ટિમાં મ્હેં પ્રેમની દીપ્તિ દીઠી ત્યારે મ્હને એક વાતની નિરાંત થઈ. બાપુ પણ ભાવક જ હતા. કદાચ વિભા અને કિશોરમાં જે ભાવકતા દેખાતી તેનું ઉગમ સ્થાન પણ એ જ હતા.

ઇધર તિધરની વાતોમાંથી બાપુએ લડતની વાત કાઢી, અને એમના અવાજમાં કળી શકાય એવો થડકાર આવ્યો. એનું કારણ હું સમજી ન શક્યો. પણ ધીરે ધીરે એમણે લડતની વાતને મ્હારા તરફ વાળી અને એક સચિંત નજરે વિભા સામે જોયું ત્યારે જ મ્હને એનું રહસ્ય સમજાયું. બાપુનો આ વાત કરવાનો આશય માત્ર મ્હને લડત આવે તે પહેલાં લગ્ન કરી લેવા સમજાવવાનો હતો, અને વિભાય આ સમજી ગઈ હોય એમ કશું બહાનું કાઢી ત્યાંથી ચાલી નીકળી. બાપુ એને જતી જોઈ રહ્યા.

"વિભુ તો મ્હારું રાંકનું રતન છે. એના સુખે જ હું સુખી." પારદર્શક મમતાભર્યા અવાજે બાપુ બોલ્યા.

બાપુના નિર્મળ સ્નેહે ઘડીભર તો મ્હને વિચાર કરતો કરી મૂક્યો. હું લગ્ન નથી કરવાનો—હમણાં જ નહીં, કદીએ નથી કરવાનો—એવું સાંભળીને વિભા કરતાંય આ સરળ ભાવક આત્માને કેટલું દુઃખ થશે ?

મ્હારા મનની સ્થિતિ તો ઘેરાએલા હરણ જેવી હતી, પણ બુદ્ધિ મ્હારી કુમકે આવી. બુદ્ધિએ કહ્યું: આ આઘાત કરતાં વિભાનું મ્હારી સાથેનું પરિણીત જીવન દુઃખી છે એ હકીકત તો એમનું જીવન ઝેર કરી મૂકશે. એ ભૂકંપ આગળ આતો ખાલી નાનકડી ધમાચકડી હતી. શૂળી અને સોય જેટલો એમાં ફરક હતો. એ હળાહળના ઘૂંટથી એમને ઉગારવા જો નાનકડો એબિયાનો જામ ઊતારવો પડે એ દયા હતી, ધર્મ હતો, કર્તવ્ય હતું.

પણ એમાં ઉતાવળ કરવાની જરૂર ન હતી. એટલે જ હું એમની આખીએ વાત સાંભળી રહ્યો. એમને મોંયેથી જેમ વાત નીકળે તેમજ એનો જવાબ દેવો એવો મ્હારો નિશ્ચય હતો.

મ્હને નવાઈ લાગી કે અલક મલકની બધી વાતોમાં એમણે મ્હારાં લગ્ન વિષે તો અણુસારો માત્ર પણ ન કર્યો. વિભા માટેનો એમનો અપ્રતિમ અપત્ય પ્રેમ, અને એમની નાનકડી દુનિયા બહારના જગતને માટે બાળસુલભ બેતમા એમની વાતમાંથી ડોકિયાં કરતાં ન કહીને પણ એમણે એક વાત તો જાણે મ્હને કીધી જ. જો વિભાએ મ્હારા તરફ પ્રેમ ઢોળ્યો ન હોત, જો કિશોરની કલ્પનાનો હું વીર ન હોત તો એમની વિચારસૃષ્ટિમાંય મ્હારે માટે સ્થાન ન હતું, પણ વિભાનું પ્રીતિભાજન એમનેય પ્યારું હતું. કિશોરનો કલ્પનાવીર એમનોય આદર પામતો.

વાત એમને એમ, રમતીઆળ નદીના પ્રવાહ જેમ વહેતી. ક્યારેક લડત, ક્યારેક આંતરરાષ્ટ્રીય રાજકારણ, ક્યારેક કિશોરનું માસિક, એમના વીતી ચૂકેલા જમાનાની થોડીક સ્મૃતિર જ, સહુ વાતનો વિષય બની ચૂક્યાં, અને અઢી ત્રણ કલાક ગાળી હું એમની રજા લઈ ઊઠ્યો. એમણે જ વિભાને હાક મારી. વિભા આવી અને એ બન્ને મ્હને દરવાજા લગી વળાવવા આવ્યાં. બાપુના સ્ફટિક શા નિર્મળ સ્નેહે મ્હને વિવશ કરી મૂક્યો. કેવો દેવાંશી આત્મા વસ્યો હતો આ પાતળા દેહમાં? કોઈનેય માટે એમાં અણગમો કે અસૂયા નહતાં. પોતાનાને માટે જ નહીં, સહુને માટે એ હૈયામાં સ્થાન હતું.

બાપુના પરિચયે મ્હને વિચાર કરતો કરી મૂક્યો. ફરીથી મ્હેં મ્હારી જાતને મનની આરસીમાં જોવા માંડી. આવાં પાવનકારી સ્નેહનાં સિંચન પામેલી વિભાની મનવેલીને હું મૂરઝાવી જ દઉં. મ્હારી જડતા એને મૂઢ બનાવે જ. સુખી બનવાની કે સુખી કરવાની મ્હારી બિનઆવડત એને દુઃખી જ કરે. અને કુટુમ્બજીવનનો આર્થિક ભાર

વેઠવાનું ભલેને એ માથે લે. મ્હારાથી ઓછો જ એ બોજો એને માથે મૂકાય છે? અને હું તો એ બોજો ઊપાડી શકું એમ છું જ નહીં. ત્યારે આ વણઝાર અર્ધે રસ્તે જ દુઃખી દુઃખી થતી ઊભેને! કલ્પનાના રંગીન ચસમામાંથી ભાવિને જોતી વિભાને જળથળ બધું એકાકાર લાગે, રંગ ભર્યું ભભક ભર્યું લાગે એ સ્વાભાવિક હતું, પણ હકીકતની નજરે?

અમુ આને રમત કહે છે. એ ય તરંગી જ છેને! ઝાકળ-મોતીની માળા ગુંથવામાં એનેય આનંદ છે, પણ હકીકત સામે પીઠ ફેરવ્યાથી વાસ્તવિકતાનો તાપ ઓછો નથી થતો.

બાપુ સાથેની મુલાકાત બાદ હું મ્હારા નિશ્ચયમાં વધુ દઢ થયો.

બીજે દિવસે વિભા ખૂબ પ્રફુલ્લ હતી, એના કહેવા મુજબ મ્હેં બાપુ પર બહુ જ સારી છાપ પાડી હતી, અને બાપુએ એને એની સરસ પસંદગી (!) બદલ અભિનંદન આપ્યાં હતાં, એય એણે મ્હને કહ્યું. આજે એ વાત કરવાની રગમાં હતી. એક શ્વાસે એ, એને બાપુને હું ગમીશ કે નહીં તેનો ઉચાટ, ચિન્તા, કિશોર એનાં ઉધમાતથી મ્હને પરેશાન કરી મૂકે અને 'વિભાના ભાઈ' વિષે મ્હને કોક પૂર્વગ્રહ બંધાય એની ધાસ્તી, એકલરંગી બાપુ અને એમની નિરસ વાતોથી મ્હને કંટાળો આવવાની ભીતિઃ ઓહોહો જીવને અદ્ધર તાંતણે લટકાવીને એણે કેટલા અડધા શ્વાસ ભર્યા હતા!

"પણ મ્હને એક વિશ્વાસ હતો અને તે, "અડધે અટકી, મ્હારા સ્હામે મીટ માંડીને એ બોલી, "ત્હારામાં."

વિભાને મ્હારામાં વિશ્વાસ હતો? નાઃ એને વિશ્વાસ હતો, એણે કલ્પી લીધું હતું, માની લીધું હતું, સ્વીકારી લીધું હતું, તે સ્વર્ગમાં. હકીકત શૂન્ય હયાતિમાં. હું તો હતો નિમિત્ત માત્ર.

જવાહરને થએલી ચાર સાલની સજાના સમાચારે આખા દેશને ક્ષુબ્ધ કરી મૂક્યો. વ્યક્તિગત સત્યાગ્રહ વિસ્તૃત સ્વરૂપે ગાંધીજીના

સ્વયં સંચાલન નીચે દેશ સમક્ષ રજૂ કરવામાં આવ્યો. હું ખડો સત્યાગ્રહી હતો. અમૃત પણ ખડો સત્યાગ્રહી હતો. લગભગ પહેલી હરોળમાં જ અમે હતા, એટલે જેલયાત્રાને ભાગ્યે જ ત્રણ ચાર અઠવાડિયાંની વાર હતી. તિલુભાભી તો આથી ટેવાએલાં હતાં, પણ વિભા વધુ અને વધુ ગંભીર બનતી હતી. સદાય સ્મિત ભર્યા રહેતા ચહેરા પર ખિન્નતા અને ગ્લાનિ ઘર કરતાં હતાં અને તિલુભાભીએ મ્હને કહ્યું તેમ તો એને અવારનવાર તાવ પણ આવતો હતો. થોડી થોડી વારે એ થાકેલી માલુમ પડતી. વાત કરતાં આવી ચઢતી ખાંસીને દબાવવા જતાં એની આંખો લાલ રતુમડી બની જતી. પોપચાંને છેડે આંસુનો અણસાર આવી જતો.

પણ વિભાએ પોતે કદીએ એની તબિયત વિષે મ્હને કહ્યું જ નહીં. હું હોઉં ત્યારે ખુશખુશાલ રહેવાનો યત્ન કરતી. એના પ્રયત્નમાં એને સદાય સફળતા મળતી એવું નહતું અને ત્યારે હું એને તબિયતની સંભાળ લેવા કહેતો. પણ એ વાતને ટાળી દેતી. હું કોઈ ડોક્ટરની વાત કરતો ત્યાં તો એ લડતની કોક વાત લાવી મૂકતી.

સાંજના અમે અમારા મંડળના દફ્તરમાં બેઠા હતા. હું અને અમૃત ઉપરાન્ત બીજા પણ પાંચ છ મિત્રો સભાગૃહમાં જવાના હતા એટલે મંડળનું કામકાજ અમારા પછી પણ બરાબર ચાલે એ સારૂ અમે સઘળો પ્રયત્ન કરતા હતા. અને છેવટ છેવટનું કામ આટોપવાનું હોવાથી ઘણો સમય દફ્તરમાં જ વીતતો. તિલુભાભીએ આજ તો દફ્તરમાં આવ્યાં હતાં. અમૃત કાંક કામે બહાર ગયો હતો ત્યાંથી દફ્તરમાં આવવાનો હતો અમે સહુ સાથે અમૃતને ત્યાં જવાનાં હતાં. વિભા પણ આવવાની હતી.

અચાનક જ તિલુભાભીએ વાત ઉપાડી.

"ક્યારે પરણો છો ધીમુભાઈ?" અને વિભાને ધીરે રહીને ચૂંટી ખણી. વિભા આજે રોજ જેમ ચમકી નહીં કે ન તો એને ચહેરે

લજ્જાની લાલિમા પથરાઈ. એવું જ નમણું ગૌરવવન્તુ, સહેજ ખિન્નતા ભર્યા સ્મિતના અણુસારે રંગાએલું મોં હતું. તિલુભાભીની ચૂંટીને ન ગણુકારતાં સવાલ સાથે જ એણે મ્હારા સામું જોયું. એની દૃષ્ટિમાં મ્હને સ્પૃહા અને આરજુ વરતાયા. મ્હને તો જાણે મ્હારા નિશ્ચયની ફરીથી યાદ દેવાઈ હોય એમ લાગ્યું. લાગણીશૂન્ય ન લાગે એવા અવાજે હું બોલ્યો:

"જુઓને તિલુભાભી, લડત તો માથે આવી પહોંચી છે. આવે વખતે લગ્નનો ખ્યાલ કેમ કરી શકાય:"

"પણુ હવે ખ્યાલ ક્યાં કરવાનો બાકી રહ્યો છે? આટલાં વરસ ખ્યાલ જ કર્યો છે ને? હવે તો ઝટ દેતાં કે નોટિસ આપીને પંદરમે દહાડે લગન કરવાનાં છે!"

તિલુભાભી એમની હમેશની રીત જેમ બોલી ગયાં. એમના બોલવા પરથી મ્હને લાગ્યું કે અમૃતે અમને વાત નથી કરી. અમૃતને માટે મ્હારો આદર વધ્યો. પણ તિલુભાભીના સીધા સવાલનો—અને તે ય વિભાની હાજરીમાં, વિભાની, સરળ હોવાથી જ વેધક બનતી, નજર નીચે—જવાબ આપવામાં મ્હારે કશી ય ગફલતી ન કરવી જોઇએ. એવા જ હકીકતના રણુકારભર્યા અવાજે હું બોલ્યો:

"હું એ ખ્યાલની વાત નથી કરતો. ખ્યાલ તો ખૂબ કર્યા છે. પણુ આ ઘડીએ, આવી ઊતાવળથી બધું આટોપવું મ્હને ઠીક નથી લાગતું. અને લોક શું ધારે?" મ્હારી જીભ જ ઉપરવટ થઈને છેલ્લા શબ્દો બોલી ગઈ. 'લોક' વિષે મ્હેં આ બાબતમાં વિચાર જ નહતો કર્યો અને કરવાની જરૂર પણુ મ્હને નહતી લાગી. મ્હારા અંગત જીવન સાથે એમને કશાય લેવા દેવા ન હોવા જોઈએ એમ હું માનતો હતો. છતાં ક્યાંથી ય આ શબ્દ મ્હારા મોંમાંથી નીકળી ગયા અને બોલી ગયો ત્યારે જ એમાં રહેલી, મ્હારા હેતુની પૂરક શક્યતાનું મ્હને ભાન થયું.

તિલુભાભી અવાક્ બનીને મ્હારા અને વિભાના સામું જોઈ રહ્યાં. વિભા આરસની પ્રતિમા જેમ સ્થિર બેઠી હતી. મ્હારા જવાબથી ન તો એના મોંની એક રેખા પલટાઈ કે ન કશો ઊન્હો નિશ્વાસ નીકળ્યો. માત્ર એણે મ્હારા સામે પરોવેલી નજર નીચે ઢાળી.

તિલુભાભી વિભાની શાન્તિથી ખીજાયાં.

"બોલને અત્યારે ! આમ તો મોંમાં જીભ નથી નાખતી. મ્હારો ધીમુ ! મ્હારો ધીમુ ! અને 'અમારાં લગ્ન !' મ્હારાં વહાલાં બન્ને એવાં લુચ્ચાં છે !"

તિલુભાભીનો રોષ જુદે ચિલે ચઢ્યો.

"આ પરણવું હોય તો પરણજો અને નહીં પરણો તોય અમારે શું ? એ તો આ વિભુડી હઠ લઈને બેઠી છે કે લગ્ન પછી જ ગાઈશ: ત્યારે જરા ખુશામદ કરવી પડે છે. હવે તો તને લગ્નની વાત કરે એ જ બીજાં"

તિલુભાભીના ભાષણ પર વિભા જરા મલકી. મ્હારે માટે તિલુભાભીના સ્વભાવની આ બાજુ નવી તો ન જ હતી પણ એમણે વિભાની હઠની વાત કહી તે વિષે હું કશું જ નતો જાણતો, અને વાતને જરા આડે રસ્તે વાળવાના હેતુથી મ્હેં પૂછ્યું:

"શેની હઠ છે તિલુભાભી ?"

"તે પૂછો ને ત્હમારી આ વિભુને ! અરે ભાઈ, ભગવાને જરા મીઠું ગળું આપ્યું છે તો કહ્યું: વિભા જરા કશું સંભળાવ તો ખરી. ત્યારે કહેશે: ઊંહું. લગ્ન થશે પછી વાત. લે ગાજે હવે. ત્રણ વરસ ચાલશે આ લડત. પછી તો બાઈ અવાજે નહીં રહ્યો હોય ત્હારા ગળામાં."

મ્હને મ્હારી ભૂલ સ્હમજાઈ. તિલુભાભીના શંકર પરથી કંકર પર ઊતરેલા રોષે વિભાને વીજળીનો આંચકો આપ્યો. બહાવરી

બની હોય એમ વિભાની આંખ કળવિકળ ઘૂમી. પ્રયત્નપૂર્વક જાળવેલું મૌન બોલ કરતાં વધુ તીવ્ર અને વિષાદ પ્રેરતું હતું. જો આ તંતુ વધુ ખેંચવામાં આવશે તો વિભા રોઈ પડશે એમ મ્હને લાગ્યું અને તિલુભાભીને ય એમ લાગ્યું હોય એમ એમના બોલવા પરથી લાગ્યું.

"લે ભાઈ કાંઈ નહીં કહીએ ત્હને, પણ ખાલી મ્હારા પર શા સારૂ ગુસ્સે થાય છે? જેના પર ગુસ્સે થવાનું છે તેને તો મિંદડીથી સોગન ખાવા એક સજ્જન પણ કહેવાતો નથી!"

અચાનક વિભાને ખાંસી ચઢી. ક્યારેક ક્યારેક આવતી ખાંસી કરતાં આમાં થોડું વધુ ઊંડાણ હતું. અને દબાવવાના વધુ પ્રયત્નમાં વિભાની આંખમાં આંસુ આવ્યાં, અને ચહેરે લોહી ફરી વળ્યું.

તિલુભાભીએ પાણીનું પવાલું આણ્યું અને વિભાને બરડે હાથ ફેરવતાં બોલ્યાં: ખમ્મા મારી બેનીને, હૈયે હોય એટલું હોઠે ન આણીએ."

તિલુભાભીની મીઠી નર્મવાણીએ વિભા હસી. અને હું ય હસ્યો. આથેથી તોફાન આ ઘડી પૂરતુ તો પસાર થયું લાગતું હતું.

પણ મનમાં ને મનમાં તો હું વિચાર ચકમણે ચઢ્યો. આવી શાણી અને સમજુ છોકરી આવા કલ્પના તરંગના ઝોલે ચઢી મન અને તનને દમે એ મ્હને ન'તું સમજાતું. અને તેય કોને માટે? મ્હારા માટે? શું ભાળી ગઈ છે આ મ્હારામાં? રૂપ નથી, હૈયું નથી, હામ નથી, સુખી કરવાની (કે થવાની ય) આવડત નથી. લીલુડી વાડીની પંખિણીએ માળા માટે બાવળીઓ ઝાલ્યો!

જન્મીને આ જ લગી આવા નિર્વ્યાજ સ્નેહનો મ્હને પરિચય ન'તો થયો. દુનિયા એ મ્હારી સાથે જુદી રીતે કામ લીધું હતું. મ્હારા ખાતર મ્હારામાં પ્રેમવિશ્વાસ મૂકનાર મ્હને આજ લગી કોઈ ન'તું મળ્યું. સહુને મન હું કશુંક હતો કોઈક નહીં,—હું ન'તો.

વિભા આ સહુથી નિરનિરાળી હતી. એણે મ્હારામાં મ્હને જોયો હતો. મ્હને એ ચાહતી હતી. પણ હવે મ્હારામાં હું નહતો. એની સુખી જીવનની કલ્પના કે આશાને હું પૂરાં પાડી શકું એમ હતું જ નહીં.

વિચારઝોલામાંથી તિલુભાભીના તીણા અવાજે મ્હને જગાડયો. "કાં વિભાના ગાયા વગર જ ત્હમે ગીત સાંભળવા મંડી પડયા ?"

મોટે ભાગે તો હું અને મ્હારા મનમાં ચાલતા વિચાર પકડાઈ ગયા છે એવી બીતિમાં હું હસ્યો. અને એટલામાં જ અમૃત આવી પહોંચ્યો એટલે વાત વળી બીજી સરવાણીએ વહી.

સેવાગ્રામથી પેગામ આવી ચૂકયો હતો. સત્યાગ્રહીઓની નામાવલિ મંજૂરી માટે મોકલવામાં આવવાની હતી. સત્યાગ્રહીની પ્રતિજ્ઞાઓની પૂરી સમજણ વાળી સ્વાતંત્ર્યના જંગની પૂરી મહીનાથી સાથે આવી પહોંચી હતી. આખરે સંજોગોએ હિન્દને શાહીવાદ સાથેની નવી લડતને આરે લાવી મૂકયું. મ્હને અને મ્હારા મિત્રોને આથી ખૂબ જ આનંદ થયો હતો. આતુરતાથી હું કાળમીંઢ પથ્થરની જુની ઓળખાણને તાજી કરવાની ઘડીની પ્રતીક્ષા કહી રહ્યો હતો.

આદરેલાં કામ અધૂરાં ન રહે એ માટે અમે સહુ બધી જ સાધન સામગ્રી, ઓળખાણ લાગવગનો ઉપયોગ કરતા અને એટલે જ હું હમણાં હમણાં ઘેરથી સવારમાં વહેલો બહાર નીકળી પડતો. આ રઝળપાટમાં વિભા દેખીતી રીતે જ સાથે રહી શકે તેમ નહતું. એક તો હમણાં એની તબિયત એવી હતી અને બીજું એની હાજરી કદાચ કામમાં હરકત રૂપ થવાનો પણ સંભવ હતો. એટલે મ્હેં એને મંડળના દફતરમાં જ આવવાનું કહ્યું હતું—અલબત્ત એને માઠું ન લાગે એવી રીતે.

પણ આજ વિભા સવારે વહેલી મ્હારે ઘેર આવી. મીઠી મીઠી લાગતી થંડીમાં ત્રણ માઈલ ચાલીને એ આવી હતી. આવીને એ

ખૂણાની ખુરશીમાં ફસડાઈ પડી. એને હાંફ ચઢી હતી. શા માટે આ છોકરી આવી તબિયતે પણ આમ કરતી હશે? હું સવાલ પૂછીશ એમ માની લઈને જ એણે હાથના ઈશારાથી મ્હને થોભી જવા કહ્યું. શ્વાસ હેઠા બેસવાની એ રાહ જોતી હતી. અને સાથે સાથે એ મ્હારી મનસ્થિતિનો એની નજરથી તાગ લઈ રહી હતી. મ્હને નવાઈ લાગી હતી? હું ગૂસ્સે થયો હતો? હું મૂંઝાયો હતો? અજબ હતી આ છોકરી!

"મ્હારે તને એક વાત પૂછવી હતી. ત્યાં દફ્તરમાં તો વાત કરવીય મૂશ્કેલ છે," ધીરે ધીરે શ્વાસ લેતાં લેતાં વિભા બોલી, ત્યાં તો કામ પણ હોય છે અને ભીડ પણ."

"તો મ્હને કીધું હોત તો હું ત્હારે ત્યાં આવી જાત. આવી તબિયતમાં આમ સવારના પહોરમાં ત્રણ ગાઉ માપવાનો શો અર્થ હતો?"

"તે કામ મ્હારે હોય, વાત મ્હારે કરવી હોય અને ત્હને બોલાવું? અને આવા વખતે ત્હારે બીજું કામ પણ હોય ને!" વિભા અટકી. ખાંસીનો એક ખુંખારો ખાઈ એણે આગળ ચલાવ્યું, "અને આ તબિયતની વાત વળી તું ક્યાંથી લાવ્યો! મ્હને તો કશુંય નથી."

"એ તો હું જોઈ શકું છું કે ત્હને કશું નથી. માત્ર ખાંસી આવે છે, દમ ચડે છે, શ્વાસ લેવાતો નથી, થાક લાગે છે અને લોકને ઈશારાથી કહેવું પડે છે કે હમણાં મહેરબાની કરીને બોલતા નહીં. ખરું ને!"

વિભા હસી પડી. "વાતમાંથી ભાષણમાં સરી પડતાં ત્હને જરાય વાર નથી લાગતી, ધીમુ."

આ તે સ્તુતિ હતી કે વ્યંજના!

માનવીઓના પરિચયે મ્હને એટલું શીખવ્યું હતું કે કશું ય મશ્કરીમાં, કશું ય ભભકભર્યું બોલ્યા બાદ એને ચહેરે આત્મસંતોષની

એક ચમક આવી જાય છે. પણ વિભાને ચહેરે એવી ચમક આવી નહતી. એ તો પાછી હતી એવીને એવી જ પ્રશાન્ત થઈ બેઠી હતી. ના, ત્યારે પેલી ભાષણવાળી વાત મજાક નહતી. મ્હેં મનમાં ગાંઠવાળી.

અને વિભાને શી વાત કરવાની હશે ? એ જ, લગ્નની ! બીજી કઈ વળી !

પણ વાત કોઈ બીજી જ નીકળી.

" ધીમુ, હું ય સત્યાગ્રહમાં નામ નોંધાવું છું. "

મ્હને તો વીજળીનો આંચકો લાગ્યા જેવું થયું. સમાનાન્તર ઊભેલી બે દીવાલોને અચાનક ભેટવાનું મન થાય અને વચ્ચે અંતરાય રૂપ લાગતા જીવને જેમ ગુંગળામણ થાય એવું મ્હને થતું હતું. વિભાને વળી આ તુત ક્યાંથી વળગ્યું ? અને તેય આવી તબિયતે ! મ્હેં મ્હારી જાત પરનો કાબુ ગૂમાવ્યો. ફરી કડવાશથી હું બોલ્યો:

" હા, નોંધાવી લો સત્યાગ્રહમાં નામ અને ઇસ્પીતાલમાં ય નામ નોંધાવી લો. ભવિષ્યનો ઈતિહાસકાર એને અહિંસક આપઘાત તરીકે નોંધશે અને શહીદ, કહેવાશો એ વધારામાં. "

બોલતાં તો હું બોલી ગયો. પણ મનમાં મ્હને ય પસ્તાવો થયો. બિચારી રાંક વિભા તો ત્રસિત હરિણી જેવી દીસતી હતી. એણે કલ્પ્યું હશે તે કરતાં કોક ભિન્ન રૂપે જ એણે મ્હને જોયો. સિયાવિયા થએલી વિભાની મ્હારા સામે જોવાની ય હિમ્મત ન ચાલી. ખૂબ જોરથી દાંત નીચે હોઠ દબાવી એ બેસી રહી.

ડંખતા મને મ્હેં અવાજમાં આણી શકાય એટલી મીઠાશ આણી, હું બોલ્યો, " માફ કરજે વિભા, મ્હારા મન ઉપરનો કાબુ હું ગૂમાવી બેઠો. અને જ્યારે હું સમતુલા ગૂમાવી બેસું છું ત્યારે મ્હને બોલવાનું ભાન પણ નથી રહેતું, અને ત્હારી આવી તબિયત જોતાં ત્હને આવો ખ્યાલ આવ્યો એ પણ કેટલું અજુગતું કહેવાય ? જેલ કાંઈ રમત નથી. "

મ્હારા અવાજે એના હૈયાને અત્યંત શાંતિ અર્પી હોય એમ મ્હને એના ચહેરે ચમકી આવેલી આનંદોર્મિથી જણાયું. અજબ રમણીય મરોડથી એણે ગરદન ઘૂમાવી. મ્હારા સ્હામે જોયું. પેલી ભયત્રસ્ત નજરને સ્થાને સાગરની ગંભીર મસ્તી ભરી અદા એમાં હતી.

" તબિયત ! તબિયત ! તબિયત ! શું છે મ્હારી તબિયતને કે બધા એની ફિકરમાં પડ્યા છો ? અને ભાઈ અમે ય જાણીએ છીએ કે જેલ એ રમત નથી. જેલમાં જવાની ઈચ્છા કરવી એ ય વળી અજુગતું ?

વિભાની બોલવાની રીતમાં અજબ માધુર્ય હતું. રમતીઆળ હલક સાથે થોડા હાથના ચાળાને ભેળવી એ બોલતી હતી અને એ એટલું તો રમ્ય લાગતું હતું ! કે બીજા ખોટા ખ્યાલ જેમ આ ખ્યાલ પણ વિભાના મનમાં ઘર કરી ન બેસે એ તો જોવું જોઈએ અને એટલે જરા ગંભીર બની એના સામું જોઈ હું બોલ્યો: જેલમાં જવાની ઈચ્છા કરવી એ અજુગતું નથી– ન જ હોઈ શકે, પણ એને વેઠવામાં મન અને તનની શક્તિ જોઈએ છે. સરકારને ત્રીજે દહાડે છોડી મૂકવા પડે એવા સત્યાગ્રહીઓને જેલમાં મોકલવાનો કશો જ અર્થ નથી. માટે ભલી થઈને હવે આ વિચાર જ મનમાં ન લાવતી."

" તોબા ત્હારાથી તો. લેવા દેવા વિનાનો સીધી સાદી વાતને બદલે ભાષણ પર જ ચઢી જાય છે, અને જાણે મન ને તનની શક્તિનો પોતે જ ઈજારો રાખ્યો હોય ! "

" વિભા, મ્હારો કે બીજાઓનો વાદ લીધે આમાં ટકુ નભે એમ નથી. અમને તો એ કોઠે પડી ગયું છે, અને અમારો તો એ ધંધો છે એમ કહું તોય ખોટું નથી અમારાં તો હાડકાંએ પહોંચશે. અને મન પણ સાબુત છે, હાં."

એના તરંગને હટાવવા મ્હારે આમ બોલ્યા સિવાય છૂટકો નહતો.

" નકામનો ભાષણ ન કર. મન તો અમારાંએ સાબુત છે."

"એટલે? સત્યાગ્રહમાં ત્હમને પૂરો વિશ્વાસ છે?"

"એ હું ન સમજું. પણ મ્હને ત્હારામાં વિશ્વાસ છે. અને એટલું જ મ્હારા માટે પૂરતું છે." વિભા ખૂબ નિશ્ચયાત્મક રીતે આટલું બોલી ગઈ.

હું એની વાતથી અવાક્ બન્યો હતો. કોઈએ કશું જાદુ કરી શરીરમાં હોય એ બધો શ્વાસ ખેંચી લીધો હોય એમ અદ્ધર શ્વાસે હું એને જોઈ રહ્યો. વિભા સત્યાગ્રહ કરવા તૈયાર થઈ હતી, એનું કારણ સત્યાગ્રહમાં શ્રદ્ધા કે વિશ્વાસ નહીં પણ હું હતો! મ્હારે ખાતર એ જેલનાં દુઃખ વેઠવા તૈયાર થઈ હતી. એ ખ્યાલ પાછળ રહેલા ભક્તિભાવથી બીજા કોક અવસરે – અને કદાચ બીજા કોક પાત્રના પ્રસંગમાં – મ્હારું હૈયું આનંદ્યું હોત. પણ વિભા! કઈ ગણત્રીએ એણે આ યોજના ઘડી હશે? મ્હને એના તરફ વધુ આકર્ષવા એણે આમ વિચાર્યું હશે?

અને સત્યાગ્રહ પણ આમ કશાય અંગત હિત ખાતર ઉપયોગમાં લઈ શકાય એવી વસ્તુ હતી? તો તો પછી એની પાછળ રહેલી ઉદાત્ત નૈતિક ભાવના કેવળ કશી લોકોત્તર કલ્પના અને ટીકાખોર કહે એમ તરંગ જ સાબીત થાયને!

વિભાના એક જ વાક્યે મ્હને વિચારની સરાણે ચઢાવ્યો, અને મ્હારાથી કડવાશ ખાળી ન ખળાઈ.

"વિભા, હું એ ન'તો જાણતો કે સત્યાગ્રહ જેવી પવિત્ર વસ્તુને પણ ત્હમે એક પ્યાદું સમજશો. સત્યાગ્રહ વિષે શ્રદ્ધા કેળવ્યા સિવાય કેવળ મ્હારામાં ત્હમે મૂકેલા વિશ્વાસના બળ પર જ સત્યાગ્રહ કરવાની તૈયારી કરવામાં, ભલે લૌકિક નજરે કદાચ મ્હારો આદર દેખાય પણ મ્હને તો એ મ્હારું અપમાન જ લાગે છે. લોકોને સત્યાગ્રહી થવા સમજાવનાર પોતે, પોતાનાંને પણ એમાં શ્રદ્ધાળુ નથી બનાવી શક્યો."

મ્હારા છેલ્લા વાક્યમાં થોડી ખિન્નતા પણ ઉમેરાઈ. વિભાને સત્યાગ્રહી બનવાને કે મ્હારા કામમાં સક્રિય રીતે ભાગ લેવાનો મ્હેં કદીએ કહ્યું જ નહતું, છતાં હું એમ માનતો હતો કે મ્હારા આવા પરિચયમાં આવ્યા બાદ, અને મ્હારા જીવનસાથી બનવાની અપેક્ષા રાખનારને મ્હારા કામમાં પૂરી શ્રદ્ધા હશેજને ? મ્હારા જીવનકાર્યથી મ્હને અલગ નિહાળવામાં, અને કેવળ એ મ્હારું જીવનકાર્ય છે એટલા ખાતર જ એમાં શ્રદ્ધા રાખવામાં મ્હારી અવગણના ભલે નહો પણ એમાં કોક વ્યાપારી હિસાબ અને ગણત્રીતો હતાં જ, અને એ ખ્યાલે મ્હને બહાવરો બનાવ્યો.

વિભા કશુંય ન સમજી હોય એમ મ્હારા સામું જોઈ રહી. મ્હારા અવાજની ખિન્નતા એને કળાઈ નહીં. મ્હારે ચહેરે જડ ખેંચાએલી રેખાઓ સામે એ ટીકી રહી.

મ્હેં કડવી લાગતી વાતને ટૂંકમાં પતાવવા બોલી નાખ્યું : “ સત્યાગ્રહમાં શ્રદ્ધા ન હોય એમને સત્યાગ્રહમાં જવાની પરવાનગી જ નથી મળતી, અને, ” હું માનું છું કે અહીંથી મ્હારા અવાજમાં થોડી કટુતા પણ ભળી, “ કેવળ મ્હારામાં મૂકેલી શ્રદ્ધાના જોરે સત્યાગ્રહમાં ઝંપલાવવામાં સત્યાગ્રહનું અપમાન છે. મ્હને થાય છે એ અન્યાય વધારામાં. ”

વિભા મ્હારા સામું જોઈ જ રહી. પણ પહેલાં જ્યાં સખેદ આશ્ચર્યનો અણસારો હતો તે જગાએ નીતરતી ગમગીની આવી હતી. હળવા અને પ્રયત્નપૂર્વક ચોખ્ખા ઉચ્ચારાએલા શબ્દોમાં એ બોલી: ધીમુ, મ્હારા જીવનમાં એક જ શ્રદ્ધાને સ્થાન છે અને એ શ્રદ્ધાને તો હું તને સોંપી ચૂકી છું. બીજી કશીય બુદ્ધિબાજી મ્હારી શક્તિ બહારની વાત છે. ત્હારા જીવનકાર્યને મ્હારી વંદના છે. ત્હેં એને ત્હારું કર્યું છે એજ મ્હારે માટે મોટી વસ્તુ છે. એને માથે ચઢાવવામાં, પૂજનીય માનવામાં એનું અપમાન કરવાનો કે ત્હને અન્યાય કરવાનો ખ્યાલ

જ મ્હારા દિલમાં ન'તો. ત્હને એમ લાગ્યું એ મ્હારે માટે કમનસીબી છે. એટલી મ્હારી સાધના ઓછી."

બોલતાં બોલતાં એની છાતી ભરાઈ આવી. ખુંખારો ખાઈ એણે ડૂસકું દાબવા યત્ન કર્યો. પણ એ યત્નમાં એ નિષ્ફળ ગઈ. ગળામાં રૂંધાએલું ડૂસકું પોતાની આઝાદીનો વિજયનાદ ગજાવતું બહાર નીકળ્યું અને વિભાની બન્ને આંખથી આંસુ ટપક્યાં.

મૂઢ બની હું વિભાને જોઈ જ રહ્યો હતો. મ્હને લાગે છે કે વિભાને હું કદીએ સમજી જ નહતો શક્યો. પણ...પણ. એની સજળ આંખ કેવી સ્વચ્છ પારદર્શક દેખાતી હતી!

વિભા અચાનક ઊભી થઈ. નાનકડા રૂમાલથી ઝટપટ આંખ લૂછી એ ઓરડામાંથી બહાર નીકળવા ગઈ. હું દોડીને બારણા વચ્ચે ઊભો રહ્યો. સ્તબ્ધ બની વિભા ઊભી રહી. પેલી જળહળતી સ્વચ્છતાને સ્થાને આંખમાં લાલાશ આવતી હતી. અણુ લૂછાએલા આંસુનો સરળ સીધો રેલો બારણામાંથી આવતા પ્રકાશમાં સામું પ્રતિબિંબ ફેંકતો હતો—જાણે સૂરજ સાથે હોડ બકતો નહોય!

"મ્હને માફ કરજે વિભા પણ આવી વાતોમાં મ્હને કદીય કશી ગમ પડતી નથી. ત્હારું દિલ હું નથી દૂભાવવા ઇચ્છતો. ત્હારી ઈચ્છા જ હોય તો તું જરૂર સત્યાગ્રહમાં નામ નોંધાવ. પણ, પણ મ્હારાથી એ તો કહ્યા વિના નહીં જ રહી શકાય કે કેવળ મ્હારી શ્રદ્ધાના જોરે સત્યાગ્રહમાં જોડાવું એ નથી ત્હારી સમજને જેબ દેતું કે નથી ત્હારા ભાવને."

વિભાની આંખ પર પોપચાં સહેજ ઢળ્યાં. લાક્ષણિક ઢબેજ એની મોંફાડ ખેંચાઈ. વિભાથી અવિભિન્ન એવું પેલું વિષણ્ણતાને રંગે રંગાએલું સ્મિત ત્યાં ફરકયું. કેવળ હોઠમાં જ એ બોલી: ભાવ!

અને મ્હારે પડખે થઈને વિભા ઝડપભેર બહાર ચાલી ગઈ.

મ્હારા છેલ્લા વાક્યમાં થોડી ખિન્નતા પણ ઉમેરાઈ. વિભાને સત્યાગ્રહી બનવાને કે મ્હારા કામમાં સક્રિય રીતે ભાગ લેવાને મ્હેં કદીએ કહ્યું જ નહતું, છતાં હું એમ માનતો હતો કે મ્હારા આવા પરિચયમાં આવ્યા બાદ, અને મ્હારા જીવનસાથી બનવાની અપેક્ષા રાખનારને મ્હારા કામમાં પૂરી શ્રદ્ધા હશેજને ? મ્હારા જીવનકાર્યથી મ્હને અલગ નિહાળવામાં, અને કેવળ એ મ્હારું જીવનકાર્ય છે એટલા ખાતર જ એમાં શ્રદ્ધા રાખવામાં મ્હારી અવગણના ભલે નહો પણ એમાં કોક વ્યાપારી હિસાબ અને ગણત્રીતો હતાં જ, અને એ ખ્યાલે મ્હને બહાવરો બનાવ્યો.

વિભા કશુંય ન સમજી હોય એમ મ્હારા સામું જોઈ રહી. મ્હારા અવાજની ખિન્નતા એને કળાઈ નહીં. મ્હારે ચહેરે જડ ખેંચાએલી રેખાઓ સામે એ ટીકી રહી.

મ્હેં કડવી લાગતી વાતને ટૂંકમાં પતાવવા બોલી નાખ્યું : " સત્યાગ્રહમાં શ્રદ્ધા ન હોય એમને સત્યાગ્રહમાં જવાની પરવાનગી જ નથી મળતી, અને, " હું માનું છું કે અહીંથી મ્હારા અવાજમાં થોડી કટુતા પણ ભળી, " કેવળ મ્હારામાં મૂકેલી શ્રદ્ધાના જોરે સત્યાગ્રહમાં ઝંપલાવવામાં સત્યાગ્રહનું અપમાન છે. મ્હને થાય છે એ અન્યાય વધારામાં. "

વિભા મ્હારા સામું જોઈ જ રહી. પણ પહેલાં જ્યાં સખેદ આશ્ચર્યનો અણુસારો હતો તે જગાએ નીતરતી ગમગીની આવી હતી. હળવા અને પ્રયત્નપૂર્વક ચોખ્ખા ઉચ્ચારાએલા શબ્દોમાં એ બોલીઃ ધીમુ, મ્હારા જીવનમાં એક જ શ્રદ્ધાને સ્થાન છે અને એ શ્રદ્ધાને તો હું તને સોંપી ચૂકી છું. બીજી કશીય બુદ્ધિબાજી મ્હારી શક્તિ બહારની વાત છે. ત્હારા જીવનકાર્યને મ્હારી વંદના છે. ત્હેં એને ત્હારું કર્યું છે એજ મ્હારે માટે મોટી વસ્તુ છે. એને માથે ચઢાવવામાં, પૂજનીય માનવામાં એનું અપમાન કરવાનો કે ત્હને અન્યાય કરવાનો ખ્યાલ

જ મ્હારા દિલમાં ન'તો. મ્હને એમ લાગ્યું એ મ્હારે માટે કમનસીબી છે. એટલી મ્હારી સાધના ઓછી."

બોલતાં બોલતાં એની છાતી ભરાઈ આવી. ખુંખારો ખાઈ એણે ડૂસકું દાબવા યત્ન કર્યો. પણ એ યત્નમાં એ નિષ્ફળ ગઈ. ગળામાં રૂંધાએલું ડૂસકું પોતાની આઝાદીનો વિજયનાદ ગજાવતું બહાર નીકળ્યું અને વિભાની બન્ને આંખથી આંસુ ટપકયાં.

મૂઢ બની હું વિભાને જોઈ જ રહ્યો હતો. મ્હને લાગે છે કે વિભાને હું કદીએ સમજી જ નહતો શકયો. પણ...પણ. એની સજળ આંખ કેવી સ્વચ્છ પારદર્શક દેખાતી હતી!

વિભા અચાનક ઊભી થઈ. નાનકડા રૂમાલથી ઝટપટ આંખ લૂછી એ ઓરડામાંથી બહાર નીકળવા ગઈ. હું દોડીને બારણા વચ્ચે ઊભો રહ્યો. સ્તબ્ધ બની વિભા ઊભી રહી. પેલી જળહળતી સ્વચ્છતાને સ્થાને આંખમાં લાલાશ આવતી હતી. અણુ લૂછાએલા આંસુનો સરળ સીધો રેલો બારણામાંથી આવતા પ્રકાશમાં સામું પ્રતિબિંબ ફેંકતો હતો—જાણે સૂરજ સાથે હોડ બકતો નહોય!

"મ્હને માફ કરજે વિભા પણ આવી વાતોમાં મ્હને કદીય કશી ગમ પડતી નથી. ત્હારું દિલ હું નથી દૂભાવવા ઇચ્છતો. ત્હારી ઈચ્છા જ હોય તો તું જરૂર સત્યાગ્રહમાં નામ નોંધાવ. પણ, પણ મ્હારાથી એ તો કહ્યા વિના નહીં જ રહી શકાય કે કેવળ મ્હારી શ્રદ્ધાના જોરે સત્યાગ્રહમાં જોડાવું એ નથી ત્હારી સમજને જેબ દેતું કે નથી ત્હારા ભાવને."

વિભાની આંખ પર પોપચાં સહેજ ઢળ્યાં. લાક્ષણિક ઢબેજ એની મોંફાડ ખેંચાઈ. વિભાથી અવિભિન્ન એવું પેલું વિષણ્ણતાને રંગે રંગાએલું સ્મિત ત્યાં ફરકયું. કેવળ હોઠમાં જ એ બોલી: ભાવ!

અને મ્હારે પડખે થઈને વિભા ઝડપભેર બહાર ચાલી ગઈ.

મનમાં ને મનમાં હું વિભાના વર્તનને સમજવાનો યત્ન કરતો રહ્યો. સાદી સમજથી આટલું મ્હને સમજાતું હતું. વિભાએ મ્હારા પ્રત્યેના સ્નેહમાં એની શુધસાન ગૂમાવ્યાં હતાં. ક્યારેક કોઈના ય તરફથી મ્હને ન'તો મળ્યો તેવો નિર્મળો સ્નેહ એણે મ્હારા પર ઢોળ્યો હતો. મ્હારું હૈયું એના ઋણનો સ્વીકાર કરવા તત્પર હતું.

પણ તરત જ એક ખ્યાલ દિલ અને દિમાગને પજવતો. કોક ન્યાયાધીશની ઢબથી બંદવા ધીમુને આરોપીના પિંજરામાં ઊભો રાખી એ પૂછતો: આવા પાવનકારી સ્નેહનો સત્કાર કરવા તારી પાસે શું છે ? જીવનમાં સ્થિરતા છે ? જિંદગીની લીલી–સૂકીમાંથી એને ઉગારવાની શક્તિ છે ? સુખી કરવાની કુનેહ છે ? ખીસામાં કોડી નથી. મનમાં ભાવ નથો, માનવીના હૈયાને ઓળખવાની આવડત નથી. તો પછી એને દુઃખી કરવી છે ?

દુઃખી ! દુનિયામાં જન્મ ધારીને મ્હેં પોતે ઓછું દુઃખ જોયું હતું કે એવા જ કોક દાવાનળમાં વિભા જેવા સુકુમાર, હેતભર્યા, જીવને હોમી દઉં ?

પણ વિભાને દુઃખથી બચાવવા, એની તરંગની દુનિયા, શિખરની ટોચે ચઢી જતી જળહિણી વાદળી જેવી પોકળ છે એનું ક્રૂર છતાંય દયા ભર્યું ભાન કરાવવા હું શું કરતો હતો ? એને સુખી કરતો હતો ? એને સંતોષ આપતો હતો ? એના આત્માને તૃપ્તિ થાય એવું એક કામ કરતો હતો ? મ્હારો પ્રયત્ન તો અત્યાર લગી એના સ્નેહભાવની ઉષ્મા પર તુષારકણ વેરવાનો જ હતો.

અત્યાર લગી મ્હારા એ વર્તાવને એણે મ્હારી લાક્ષણિકતા તરીકે સ્વીકાર્યો. પણ મ્હારી એ લગભગ પ્રયત્નપૂર્વકની બેતમા અને ઠંડી ગણુત્રીએ અંતે તો એને, મ્હારા એના વિષેના ભાવ માટે જ શંકાશીલ બનાવી. આ મ્હારે માટે અણધાર્યું હતું. હું કદીએ ન'તો ઇચ્છતો કે એ મ્હને ભાવવિહોણો, લાગણી વિનાનો માને. મ્હારો પ્રયત્ન તો એ

બતાવવાનો હતો કે ભાવ કે લાગણીની હાજરી છતાં ય મ્હારું જીવન જ એવું હતું કે જેની પાસેથી સુખની અપેક્ષા રાખવી એ બાવળીએથી આંબા ઊતારવા જેટલી હવાઈ છે.

અને મન માંકડું વિચારની ડાળે ડાળે કૂદતું કૂદતું મ્હને અહીં લગી લઈ આવ્યું ત્યારે જ મ્હને એક નવું જ ભાન થયું. મન પાસે પણ કબૂલ કરવા હું તૈયાર નહતો. એમાંય મ્હને પ્રતારણા વંચાતી પણ...પણ એ હકીકત હતી. હા, હકીકત જ હતી. શા માટે હું વિભાને એમ માનવા-મનાવવા ઇચ્છતો હતો કે મ્હારી જિંદગી જ એવી ઘડાઈ છે, બહારના સંજોગોની એના ઉપર એટલી અસર છે કે એમાં સુખ અસંભાવ્ય છે? શા માટે હું વિભાને એમ મનાવવા ઇચ્છતો હતો કે લાગણીના અભાવના કારણે નહીં પણ કાબૂ બહારના સંજોગોને લીધે જ એ સુખ અપ્રાપ્ય હતું?

મ્હારા શરીરના અણુએ અણુમાં મ્હને હજારો વીંછીના ડંખની વેદના થઈ. બેબાકળો બની હું ઊભો થઈ ગયો. એ સાચું હતું. સાચું હતું. હુંય વિભાને ચાહતો હતો.

ઓરડાની દીવાલો મ્હારી ચારે બાજુ ચક્રાવા લેતી હોય એમ મ્હને લાગ્યું. અંધારી ઘટાટોપ રાતે ચમકી જતી વીજળી જેમ અંતે તો આંખને અંધારાનું અંજન આંજી જાય છે તેમ જ વીજળીના તેજ અને વેગથી આવેલા આ હકીકતના ભાને મ્હને ય અંધારાનું અંજન આંજ્યું. ન સમજી શકાય એવી વિહ્વળતાએ મ્હને આંતરી લીધો. સરખો વિચાર કરવાની મ્હારામાં તાકાદ ન હતી.

વિભા! પ્રેમ! હું! લગ્ન!!

મૂઢ બની હું બેસી રહ્યો. આખી સવાર એમજ વિચારવમળમાં અટવાતા તણખલા જેમ અથડાતો કૂટાતો, ધરતી તળે દબાતો અને ગગને વિહરતો હું બેસી રહ્યો.

સ્વસ્થતા મૂશ્કેલ હતી. એક બાજુ હતી, અત્યારલગી મ્હેં જેને જાણી ન'તી, પ્રીછી ન'તી, અનુભવી ન'તી એવી વેગવન્તી પ્રેમની લાગણી. બીજી બાજુએ હતી નિરાધારીની હકીકત. સંસારચક્રને આંચ આવ્યા વિના ચલાવે રાખવાની અશક્તિઓનો એકરાર. હુંપદ, ઈર્ષ્યા, અભિમાન, સાંકડું દિલ અને આટલું ઓછું હોય એમ આ સહુને પોતાના કાજળકાળા આવરણમાં ઘેરી લેતી કંગાલિયત, ભૂખની દોસ્તી. સુખની સંભાવના જ નહીં, કલ્પના એ દુસ્વાર હતી.

એકજ પગલું અને હું સ્વપ્નથી શીળા, રજનીગંધાની માદક સુવાસ અને ઇંદ્રધનુના રંગતરંગ સમા સુખને હીંચોળે હીંચકતો હોઉં !

એજ પગલું અને વિભા માનસિક વ્યથા અને યાતનાની પારાવાર વેદના વેઠતી હોય !

મન કહેતું : સુખ પામવા ય સાહસની જરુર હોય છે. આત્મ-વિશ્વાસના અભાવને અગવડનું રૂપ ન આપ. ઝૂકાવ.

બુદ્ધિ કહેતી : ત્હારી ગૂંજાશ જો. પાંદડાની હોડીએ ગંગા તરી પાર કરવાની તરંગી વાત ક્યાં લગી કર્યા કરીશ ?

મંથનનો મેરુ થતાં હું જડ બન્યો હતો. બે હાથ પર માથું ઢાળી હું વૈજ્ઞાનિકના પ્રયોગમાં વાતશૂન્ય અવકાશ (નિષ્પ્રાણ અંતર) વચ્ચે (vacuum) સ્તબ્ધ બની જતા પીંછા જેમ બેસી રહ્યો. મૂંઝવણનો ઉકેલ મ્હને જડતો નહતો. ઉજાસભરી કેડી સૂઝતી નહતી. બધે અંધકારની, જડતાની અને વિચારના અંધિયારની ભીંસ હતી.

પળભર એમ થયું કે અમુ પાસે જઈ બધીએ વાત એને કહું, કદાચ એ રસ્તો બતાવી શકે. પણ તરત જ મ્હને એના શબ્દો યાદ આવ્યા : રમત, છોકરમત. એ મ્હારી મૂંઝવણને કેમ કરીને સમજી શકવાનો હતો ? અમુમાં બધું જ હતું પણ એકવાર એક વિચારના સ્વીકાર બાદ એમાંથી છૂટવું એને માટે મૂશ્કેલ હતું. અને આવી વાત

બીજાં આગળ કરવાનો સમજી શકાય એવો અનુગમો તો મ્હને હતો જ. લોકની આંગળીનું ટેરવું બનવા માટે હું તૈયાર ન હતો.

ભાભીએ ઓરડામાં આવી વિચારતંદ્રામાંથી જગાડ્યો ત્યારે જ મ્હને જણાયું કે આજ વિચારવનમાં કાંટા ઝાંઝરા ખૂંદતાં મ્હેં છ કલાક કાઢી નાખ્યા હતા.

થાળી પીરસતાં ભાભીએ પૂછ્યું: “જેલમાં જવાનું છે તેમાં ખૂબ વિચારમાં પડ્યા છો ?”

હકીકતની રીતે જ મ્હેં હસીને ના પાડી. પણ ખબર પણ પડે એ પહેલાં મ્હને એક નવી કેડી લાધી ગઈ. અંધારામાં એક નવો પ્રકાશ ઝબૂકી ગયો. લડત !

હા. એ જ ઉકેલ હતો. એક જ રસ્તો હતો. મન અને બુદ્ધિની સાઠમારીમાંથી મ્હારી જાતને ઉગારવાનો એક જ માર્ગ હતો: લડત–જેલ.

સૂરદાસને લખચોર્યાસીના ફેરામાંથી છૂટકારાની બારી લાધી હશે ત્યારે ય આટલો આનંદ – આટલી ચિન્તાથી વિમુક્તિ નહીં મળ્યાં હોય.

હજુ ય જેલ જવા માટે ત્રણ અઠવાડિયાં જેટલો સમય હતો. સરખી રીતે સાંકડે ચીલે ચાલીને આટલો કાળ કાઢવો એ કપરું કામ તો હતું જ. પણ ત્રણ અઠવાડિયાં બાદ જે શાંતિ મળવાની હતી તેનો વિશ્વાસ એ સમય જીવી જવાની તાકાદ જરૂર આપી રહેશે. બસ એ જ : લડત–જેલ.

મ્હને ખબર ન હતી કે ભાભી મ્હારા સામું ટીકી ટીકીને જોઈ રહ્યાં હતાં. અને મ્હને એય ખબર ન હતી કે હું મરકતો હતો.

“ધીમુભાઈ આવડા એકલપેટા ત્હમે ક્યારના થયા ?” ભાભીએ ટોણો મારતાં મ્હને પૂછ્યું. હું તો દંગ થઈ એમના સામું જ જોઈ રહ્યો.

મ્હને કહો છો ?”

"તો વળી બીજા કોઈને ક્યાં કહેવા જાઉં ! જુઓને ક્યારના મરકલું કર્યા કરો છો તે ! ભાઈ અમનેય કાંઈ તો કહો. ત્હમારો દલ્લો નહીં પડાવી લઈએ."

હું હસી પડ્યો. અરે ભાભી ?

અને ભાભીએ વાતને જરાએ થીજી જવાનો વખત આપ્યા પહેલાં જ કહ્યું: "પેલા પાછા આવ્યા હતા." અને એ ખડખડાટ હસી પડ્યાં.

મ્હારું સ્મિત ઊડી ગયું. દીવો લઈને પોતાની દીકરી માટે એ મુરતીઆની શોધમાં નીકળ્યા હતા અને ઘરનાં નળીઆં ગણવામાં અને દાદરના પગથીઆં ઘસવામાં એમણે ઘણો સમય ગાળ્યો હતો. અને કોણ જાણે કોણે એમને મ્હારું ઘર બતાવી દીધું હતું. બસ એમણે તો આંટા પર આંટા દેવા માંડ્યા હતા.

કડવાશથી મ્હેં કહ્યું: "આના કરતાં તો એ લોટરી કાઢે તો સારું." મ્હારી પોતાની ઉપાધિમાં વિનાકારણનો ઉમેરો અને 'ના'ને સમજવાની તથા સ્વીકારવાની એમની અશક્તિ મ્હને નાહકની ચીમટી લેતાં હતાં.

ભાભી જરા ખીજાયા લાગ્યાં: "એમ કેમ બોલતા હશો ? કાલે તો માધવી પણ સાથે આવી હતી," અને સહેજ અટકી જઈ ભાભી બોલ્યાં: "સારી છોકરી છે અને એને ત્હમારા તરફ ભાવ પણ છે."

ભાવ !

કાબેલ શિકારીએ છોડેલું તીર જેમ લક્ષ્યને વેધી નાખે, એમ ભાભીએ, કદાચ અડધી મજાકમાં, વાપરેલા શબ્દે મ્હને વેધ્યો. વિભા પણ આજ શબ્દ વાપરીને રીસાઈને, ખીજાઈને, અકળાઈને ચાલી ગઈ હતી ને ! સહેજ વિસારે પડેલી વિમાસણ ફરી જુદ્ધે ચઢી. પાછી એની જ તરંગ કન્દરાઓ, કાંઠાબંધીને તોડી ધોધમસ વહેતી વિચારધારા એજ અસ્વસ્થતા.

મૂંગે મૂંગા મ્હેં જમવાનું પતાવી દીધું. ભાભીએ ય મ્હને ક્યાંઈ અટવાઈ ગએલો જોઈ આગળ વાત ન ચલાવી. અને એક પણ વધુ શબ્દ બોલ્યા વિના હું કપડાં પહેરી ચાલી નીકળ્યો. મ્હારે ભાગી છૂટવું હતું. મનને બીજી બાજુ વાળવા હું મંડળના દફ્તરે પહોંચ્યો અને પ્રયત્નપૂર્વક મ્હારી જાતને મ્હેં કામમાં ડૂબાડી દીધી.

પણ મનને ય શું કહેવું? જૂની કેડી છોડી એ નવી કેડીએ વળ્યું. હમ્મેશ આ વખતે તો વિભા દફ્તરે આવી જતી હતી. આજે એનું આસન ખાલી પડયું હતું. 'હમણાં આવશે' કહી કલ્પના ઝૂલે ઝૂલતા મનને હું મનાવતો. 'આજ મોડું થયું હશે!' ક્યારે ય એ થઈ છે મોડી?' મન સામું પૂછતું. અને મ્હારી પાસે એનો જવાબ નહતો. ત્રિવિધિએ સંતાપતા મનને વારવા હું મંડળના કામે બહાર નીકળ્યો. અને છેક પાંચ વાગે પાછો દફ્તરે આવવા નીકળ્યો. ઔત્સુકયે મ્હારી ચાલમાં વેગ મૂકયો હતો. હું પહોંચીશ ત્યારે વિભા ત્યાં મ્હારી વાટ જોતી બેઠી હશે એમ હું માનતો હતો. (કે ઈચ્છતો હતો કહું?) અને દફ્તરે પહોંચતાં જ મ્હેં ઉત્કંઠાભરી નજર ઓરડામાં નાખી. ખૂણામાં બેસી ઝોકાં ખાતા અમારા દેવુભા વિના દફ્તરમાં બીજું કોઈ નહતું. નવો આઘાત પામી હું મ્હારી ખુરશીએ બેઠો અને દેવુને કશું પૂછું તે પહેલાં તો એણે જ મ્હને કહ્યું; 'ધીમુભાઈ, આ કાગળોનું શું કરું? ગઈ કાલે વિભાબ્હેને આજે એમને આપવાનું કહી મ્હને રાખવા આપ્યા હતા. અને આજે તો વિભા બ્હેનનો પત્તો જ નથી."

પહેલી પળે તો મ્હને લાગ્યું કે દેવુ મ્હારી ભલમનસાઈનો લાભ લઈ મ્હારી મજાક કરી રહ્યો છે. પણ એના ચહેરે નજર ઠેરવી જોતાં એમાં મ્હને ભોળી મૂંઝવણ સિવાય બીજું કાંઈ ન જણાયું. સહજ પ્રેરણાથી એ મ્હારો ખ્યાલ સમજી ગયો લાગ્યો અને મેજ પર કાગળ મૂકી પાછો ખૂણામાં ટેબલ પર જઈ બેઠો.

જીભને સૂકાતા જતા હોઠ પર ફેરવી મ્હેં કાગળ જોવા માંડ્યા. એ મંડળના અહેવાલને લગતા કાગળો હતા. આગલે દિવસે જ આ કાગળોને ગોઠવીને છાપખાનામાં મોકલવાનું મ્હેં કહ્યું હતું અને વિભાએ પોતે એ વીસરી ન જાય તે ખાતર દેવુને આપી રાખ્યા હતા.

ટેબલ પર પાથરેલા કાગળોને હું જોઈ રહ્યો. સદાય નિયમિત રહેલી વિભાની આજની ગેરહાજરી મ્હને, મૂંઝવતી હતી. સવારની એની વિષણ્ણ મુખમુદ્રા મ્હારી નજર સામે તરવરતી હતી. એને માઠું લાગ્યું હશે ? મ્હારા શબ્દોએ એને મર્મછેદી ઘા કર્યો હશે ? એનું કોમળું હૈયું દૂભાયું હશે ?

અને આવું બન્યું હોય તો મ્હારે મ્હારી જાતને ધન્યવાદ આપવો ન જોઈએ ? અને મ્હારાથી વિમુખ કરવાનો હું સમજપૂર્વકનો પ્રયત્ન ન'તો કરતો ? અને જો એ કંટાળી ગઈ હોય, જો એની પૂજનીય મૂર્તિમાં એને માટી વરતાઈ હોય તો મ્હારી જાતને સફળ માનવામાં હું કશી ભૂલ કરતો હતો ?

પણ......પણ, હું એને માઠું લગાડવા ઇચ્છતો હતો ? હું જડ છું, એની સુકોમળ લાગણીને ન સમજી શકનાર, હૈયા હીણો, વેદીઓ છુ એવું એના મનમાં ઠસાવવા હું માગતો હતો ?

વિભા સાથેના મ્હારા વર્તનની મનમાં ને મનમાં હું કડક સમીક્ષા કરી ગયો. મ્હારું હું પદ, જાતને જડ કહેવરાવીને મ્હારાથી વિમુખ થવાની એને ફરજ પાડે એવું કશું ય કર્યાનો ઈન્કાર કરતું હતું. એને તો બધો એ ઓળિયો ઘોળિયો સંજોગોને શિરે ઢાલવવો હતો, પોતે પ્રેમી, હૈયાપારખું તરીકે ખપવા ઇચ્છતું હતું અને સાથે જ નિસ્સહાય, અને સંજોગ–પંગુ ગણાવા માંગતું હતું.

હૈયામાં ઘર કરી બેઠેલું વાંકદેખાપણું પડખું ફરીને હૈયાને કોરતું હતું: કેમ ત્હારે તો એને આપઘાત કરતી અટકાવવી હતી ને ? તરંગે

ચઢી આભફૂલ વીણતી વારવી હતી ને ! મેળવી લીધી ફત્તેહ ! પામી લીધી સફળતા ! હવે અમુંઝાવ છો શા માટે ? દેવોના વરદાન પામેલા ઋષિમુનિઓ જ પોતાની ઇચ્છાને હકીકતમાં ફેરવી શકે છે. તમે ય ત્યારે ઋષિ નીકળ્યા હોં, ધીમુભાઈ ! દેવોના વરદાન પામેલા !

સાચે જ વિભાના પ્રભાતની ઝાકળ જેવા કૂંણા હૈયાને મ્હેં દૂભાવ્યું હશે ? એની નજરમાં હું એકદર જ નહીં પણ હૃદયની જગાએ સીસાનો ટૂકડો ઘાલી ફરતું કોક કઠપૂતળું જ જણાયો હઈશ ? અને... અને કદાચ એની નારાજી એને એમ કરવા તો નહીં પ્રેરેને કે એ ફરી કદી યે ભવિષ્યમાં મારા સામું પણ ન જુવે ? તો મ્હારા જીવનમાંથી વિભાનું શમણું, વિભાવરીના ચમકાર જેમ બે ઘડી આભા પ્રગટાવી શમી ગયું ? રૂપે મઢ્યા ઘટાટોપ ગયા ? ઉછંગે રજનીનાથને ઝુલાવતી નિર્મળી જલધારા લુપ્ત થઈ ? અને કાળા, બિહામણા, કાંટાઝાંખરા જ રહી ગયા ?

શું મેળવ્યું મ્હેં ? શું ખોયું ?

કેવો દિવસ ઉગ્યો હતો ? મનસ્તાપ અને શુધબુધને શોષી લેતી ચિંતા; અંધારી રાતે મારગ ભૂલેલા પાન્થની વિટંબણા, અને ખોયા પામ્યાનો વસવસો: આજ દિવસભરની કામગીરીનો સરવાળો હતો ને !

ખોઈ. મ્હેં વિભાને ખોઈ. આખી દુનિયામાંથી જે એક આત્માએ મારા મનની મરુભૂમિ પર સ્નેહનું અમીઝરણું નિઃસ્વાર્થ રેલાવ્યું હતું તેને મ્હેં ટાઢા ડામ દીધા.

મેળવ્યો સાફલ્યનો પરમ સંતોષ !

મ્હારે માટે આ અસહ્ય હતું.

દફતરમાંથી લગભગ દોટ મૂકી હું ભાગ્યો. શેરીના વળાંક આગળ બેઠેલા ખુમચાવાળા પાસેથી ચણામમરા ખીસામાં ભરી લાંબી ફાળ ભરતો હું ચાલી નીકળ્યો. ક્યાંક દૂર દૂર જઈ, એકાન્તમાં કુદરતને

ખોળે હૈયાને શાતા દેવા હું ઇચ્છતો હતો. રસ્તે મ્હારું પોતાનું ઠેકાણું નહતું, ક્યાંક હું કોઈની સાથે અથડાઈ પડતો તો ક્યાંક લાંબી ડાંફ ભરવા જતાં મ્હારો પગ, કોકની જમીન સાથે જડાએલી ચંપલ અને ઊંચી થએલી એડી વચ્ચે ભેરવાઈ જતો. ક્ષમાપના યાચતી એક નજર એમના તરફ નાખી હું આગળ ચાલતો દોડતો.

લગાતાર ચાલતાં ચાલતાં ય મ્હારું ધ્યાન તો એક ફૂલપરથી બીજા ફૂલ પર ઊડી ભમતા ભમરા જેવું હતું છતાં ય ભમરા અને ફૂલ જેવી બે હકીકત શાશ્વત હતી–હું અને વિભા. હવે હું માનતો થયો હતો કે મ્હેં મ્હારી આંધળી બોધલાઈમાં વિભાને અન્યાય કર્યો હતો. મ્હારે એની માફી માગવી જ જોઈએ. એટલું તો મ્હારે કરવું જ જોઈએ. માણસાઈ એટલું તો માગતી હતી. સભ્યતાની એટલી અપેક્ષા હતી.

જરાક આડો ફંટાઈ હું નદીના એક અજાણે આરે આવી બેઠો.

જરાક આઘે શહેરના ઉત્તર છેડા પરા સાથે સાંકળવા મથતો નવો પૂલ પોતાના વિરાટ પગ નદીના પહોળા પટમાં ખૂંપાવી દઈ ઊભો હતો, વહેતા પાણીમાં પગ લબડતા રાખી ભેખડ પર હું બેઠો. ખીસામાંથી કાઢીને ચણામમરા ખાતાં વિભાની માફી કેમ માગવી તે હું ગોઠવતો હતો. ખીસામાંથી કાઢતાં કાઢતાં ચણા મમરાના દાણા વેરાયા અને પાણીમાં પડયા. મ્હેં જોયું કે ચણાના દાણા ડૂબતા જતા હતા અને મમરા તરતા હતા. તરત જ નાની નાની માછલીઓ સપાટી બહાર ડોકાં કાઢી મમરાના દાણાંને ગળી ગઈ. ગમ્મત ખાતર મ્હેં મૂઠી ભરીને હવામાં ચણા મમરા ઊછાળ્યા. આ વખતે મમરાના દાણાતો લગભગ પાણીને અડવા પણ ન પામ્યા. સાવધાનીપૂર્વક ડાચાં ફાડી રહેલી માછલીઓએ સીધા જ એમને ઝડપી લીધા. હવે તો મ્હને પણ આમાં મઝા પડી. ફરીથી મ્હેં મૂઠી ભરીને ચણામમરા પાણીમાં નાખ્યા, નવી જ અને મોટી દિસતી માછલીઓનું ટોળું

ટોળું સપાટીએ આવ્યું. પહેલા જણાએલી નાની માછલીઓ બિચારી ક્યાંક દૂર દૂર તરતી જણાતી હતી. મ્હને લાગે છે કે ભીતિને લીધે એ હવે અહીં આવતી નહતી પણ પવનમાં ખેંચાઈ ગએલા મમરાના દાણાની પ્રતીક્ષા કરતી દૂર જ રહેતી હતી. અને ત્યાં એ એને સુખ નહતું. મોટી માછલીઓ દેખીતી રીતે એમની પાછળ પડી અને પવનના ઝપાટે મમરાનો દાણો મેળવવાની મહત્ત્વાકાંક્ષા રાખવી પણ એમને માટે મુશ્કેલ બની. જાન બચાવવા ડુબકી મારી એ સરકી ગઈ.

મ્હારી આંખ આ જીવન સંગ્રામ પર ચોટી. વૈશેષિકોએ વર્ણવેલો મત્સ્યન્યાય આજ હતો ને! હસ્તી માટે, સુખ માટે સંગ્રામ આવશ્યક હતો. શ્રમ વિના કશું પમાતું નથી, અજગરવૃત્તિએ જીવન જીવી ન શકાય, માનવીના સુખનું પણ એવું જ ને! પરિશ્રમ વિના સંઘર્ષ વિના સુખ શક્ય ક્યાંથી પમાય?

અને હું! જીવનની બારાખડી જેવી વસ્તુઓની ય ઉપરવટ જઈ સુખી, સંતોષી થવા મથું છું!

મ્હને ખબર નથી કે મ્હને એ ખ્યાલ ક્યાંથી આવ્યો. પણ એ ખ્યાલથી હું ધ્રૂજી ઊઠયો. હું વિભાને પરણું તો?

મ્હને ખાત્રી છે કે હું હસ્યો હઈશ. જરૂર હસ્યો હઈશ. કેટલું બાલિશ લાગતું હતું આ બધું? પરણું તો હું સુખી જરૂર થાઉં. અને પ્રયત્ન કરું તો કદાચ વિભા ય સુખી થાય. બહુ થાય તોએ સુખી ન થાય પણ એ દુઃખી તો ન જ થાય.

કેવો છોકરમત હતો હું? હવે એ મ્હને પરણે? આટલા દિવસની નિરંતર નિરુત્તેજના પછીના આજ સવારના નિરપેક્ષ અને વિનાકારણ અપમાન પછી એ આ વાત સાંભળે પણ ખરી? ક્યારના ય એણે તો મ્હારા સામું ન જોવાના કે મ્હારું નામ પણ ન દેવાના સોગન ખાધા હશે!

અને પાછો વિચારે મ્હને એની એ જ ભવાટવીમાં લાવી મૂક્યો. મ્હારા સુખ ખાતર એના સુખનો, એક આશાભર્યા જીવનનો ભોગ લેવાનો મ્હને શો હક્ક હતો ? હું ય મત્સ્યન્યાયે જીવવા ઈચ્છતો હતો ?

ખળખળ વહેતાં મોજાં ઉછળી ઉછળી આથમતા સૂરજની રંગભરી પિચકારીએ ભીંજાતા હતા. પશ્ચિમે આખીએ રંગસમૃદ્ધિ અટારીએ ગોઠવી હતી.

ડહોળાએલું મન લઈ હું ત્યાં બેઠો હતો. વમળો શમતાં એક નિશ્ચય તો મ્હેં કર્યો જ. વિભાની ક્ષમા મ્હારે માગવી જ જોઈએ. બીજું પગલું હું ન'તો જાણતો.

ધૂનમાં ને ધૂનમાં હું ચાલ્યો. ધૂનમાં ને ધૂનમાં હું ઉઠ્યો. ભાન આવ્યું ત્યારે મ્હારી સામે વિભાના ઘરનું બારણું હતું.

ન જાણે કેમ પણ મન પાછું ભિરુ બન્યું. અને તે ય પાછું સિરજોરી દાખવીને ! બારણું જોતાં જ એક નવો ખ્યાલ મનમાં આવ્યો: હું ક્યાં ગુન્હેગાર છું કે માફી માગું ? મ્હેં તે એવું શું કહ્યું છે કે એને માઠું લાગ્યું હોય ? અને જો એટલી જ વાત હોય તો એને સત્યાગ્રહ જેવી વસ્તુમાં શ્રદ્ધા અશ્રદ્ધાને ગૌણ બનાવવાનું કેમ સૂઝ્યું ? એ તે કોઈ ભાવપ્રદર્શનની રીત હતી ? એને પોતાને પણ કશી સ્વમાનની લાગણી ન હતી કે તે આત્મવિલોપનની આટલી હદ સુધી પહોંચી ?

કોટના ખીસ્સામાં હાથ નાખી હું ત્યાંથી આગળ ચાલ્યો. થોડાંક ડગ ભર્યાં અને હું ઊભો રહી ગયો. આખા દિવસમાં પહેલીવાર મ્હને યાદ આવ્યું કે છેલ્લા મહિના માસથી વિભાની તબિયત ઠીક રહેતી ન હતી. અને આજે એની તબિયત બગડી હોય તો ?

હું પાછો ફરીને દોડ્યો. બાઘા જેવો, ચિંતા ભર્યો હું સીધો દીવાનખાનામાં પહોંચી ગયો. વિભાના બાપુ ઝૂલતી ખુરશીએ બેઠા

બેઠા ગીતાના શ્લોક લલકારતા હતા. કિશોર ગાલીચા પર લંબાઈ, કુણીએ હાથ ટેકવી કશી ટિકીટો ગોઠવતો હતો. મ્હને બારણામાં ઊભેલો જોઈ બાપુ એકદમ ઊભા થઈ ગયાઃ

"ત્હમે આવી પહોંચ્યા ? હું વિભાને ક્યારનો કહેતો હતો કે ત્હમે આવશો, જરૂર આવશો."

બાપુના આ બોલવામાં મ્હને કશી ગમ ન પડી. પણ વિવેક ખાતર મ્હેં મોંએ નાનકડું મરકલું વહેતું મૂક્યું. કિશોરે હવે મ્હને જોયો હતો અને તરત જ ઊભો થઈ એ અંદરના ઓરડામાં દોડવા ગયો. પણ નવાઈ લાગે એવી ચપળતાથી બાપુએ એનો હાથ પકડી કહ્યુંઃ ના, વિભાને ઊંઘમાંથી ન જગાડતો. બિચારી આખો દિવસ રોઈ છે."

બાપુ મ્હારો અને કિશોરનો હાથ પકડી અમને ગાદી હતી તે બાજુએ લઈ ગયા અને અમે ત્રણે સાથે બેઠા. વિભા રોઈ હતી એ સમાચારે મ્હને બહાવરો બનાવી દીધો. કેટલું માઠું લાગ્યું હશે એને ? અને કેવી કોમળ હૈયાની છે એ ? મ્હારી પોતાની નજરમાં હું કોક જંગલી જડભરત જનાવર દેખાયો. હું શું કોઈને ય સુખી કરી શકવાનો હતો ?

ઓરડામાં શાંતિ હતી. હું મ્હારી જાતને ધિક્કારતો બેઠો હતો. બાપુ મ્હને લાગ્યું કે મ્હારા બોલવાની રાહ જોતા હતા. કિશોર અમારા બન્ને સામું અવારનવાર જોતો હતો. છેવટે એનાથી ન રહેવાયું. એ બોલી ઊઠ્યોઃ હું તો ત્હમારી સાથે નથી બોલવાનો ધીમુભાઈ."

આ વળી શું હતું ? મ્હેં પૂછ્યુંઃ કેમ કિશોર, શો ગુન્હો થયો મ્હારો ?"

"ગુન્હો ? વિભાબહેનનો શો ગુન્હો હતો કે ત્હમને આટલું માઠું લાગ્યું ?"

"મ્હને માઠું લાગ્યું ? કોણે કહ્યું ત્હમને કે મ્હને માઠું લાગ્યું છે ?"

બાપુ શાન્તિપૂર્વક આ વાત સાંભળતા હતા. કિશોર દેખીતી રીતે જ આવેશમાં હતો.

"કોણે કહ્યું ? બીજું કોણ કહે ? વિભુબહેન બિચારી સવારની રડ્યા કરે છે ને ત્હમે પૂછો છો કોણે કહ્યું ? એ તો એ રોયા કરે. હું હોત તો ખબર પાડી દેત."

બાપુએ કિશોરના ખભે હાથ મૂક્યો, પણ કિશોરને વારવો મૂશ્કેલ હતો. એણે બોલે રાખ્યું: રડતાં રડતાં મ્હને કહે: કિશોર તું મ્હારા વતી એની માફી માગી લઈશ ? મ્હેં એને દૂભવ્યો છે. મ્હેં કહ્યું: આપણે કોઈની માફી માગવાના નથી. મ્હારે સત્યાગ્રહમાં જવું હોય તો ખુદ ગાંધીજી પણ શું રોકવાના હતા !"

કિશોરની છટાએ મ્હને મુગ્ધ કર્યો. કેવો પાણીદાર અને સ્વાભિમાની છોકરો હતો ! વિભાનો ભાઈ હતો ને !

મ્હેં કહ્યું: કિશોર વિભાની ક્યાંક ભૂલ થાય છે. મ્હને જરાકે માઠું નથી લાગ્યું. મ્હને તો બીક હતી કે વિભાને ખૂબ માઠું લાગ્યું હશે."

"વિભુબહેનને ? મ્હારી બહેન એવી મિજાજી નથી." કિશોર છાતી કાઢી આટલું બોલી ગયો. એના અવાજમાં કંપ વર્ત્યો હતો. મ્હને લાગ્યું કે જો વાત વધારે ચાલશે તો કિશોર રોઈ પડશે. બાપુ પણ જરા ઉત્તેજિત લાગતા હતા, અને પ્રયત્નપૂર્વક શાંતિ જાળવતા હતા.

"કિશોર, સાચું કહું તો હું અત્યારે તો વિભાની માફી માગવા આવ્યો હતો. સવારનું મ્હને એમ લાગતું હતું."

કિશોરે તરત જ સામો સવાલ પૂછ્યો: તો પછી આટલી વાર કેમ કરી ?"

કેવો ભલો ભોળો પણ ધગધગતા અંગારા જેવો સવાલ હતો! આજે જે મ્હારા પર વીતી હતી તેની વાત મ્હારે કેમ કરીને આ તીવ્રતાની મૂર્તિ સમા કિશોરને કહેવી? મ્હારી જીભ થોથવાઈ: હું આવવાનો જ હતો પણ... "

સમજુ બાપુ મ્હારી વહારે ધાયા: તે એમને બીજુંએ કામ હોય ને? અને કિશોર વિભુ તો ગાંડી છે. ધીમન્ત એવું કરે જ નહીં. નકામની ટોપલો માથે લઈને ફર્યા કરે છે."

કિશોરે એક વેધક નજર મ્હારા સામે નાખી, જાણે નજરથી જ મ્હારી સચ્ચાઈનો તાગ લેતો ન હોય! આજે સવારે વિભાએ લગભગ એવી જ રીતે મ્હારા ઉપર નજર ઠેરવી હતી ને? ફરક હતો માત્ર એના ચમકારમાં: વિભાની નજરમાં ઘરદીવડીની નાનકડી જ્યોતનો ચમકાર હતો; કિશોરની નજરમાં ચકમકનો તણખો હતો. પણ બન્ને નજરને જીરવવી, ત્હમારા તરફ તકાઈ રહેલી જોવી મુશ્કેલ હતી.

વાતાવરણમાં ભયભરી તરવરાટભરી શાંતિ હતી. અમે ત્રણે મૂગા હતા. પડોશીને ત્યાં રેડિયો ધીરે સાદે કશું આરડતો હતો દૂર દૂર કોક મોટરનું હોર્ન વાગતું હતું

કિશોરે એની નજર પાછી ખેંચી. અબોલ બોલે એ નજર મ્હને કહેતી હતી: હું કશું માની શકું નહિ

ઓરડાને ખૂણેથી ખાળી ન ખાળી શકાઈ હોય એવી ખાંસીનો અવાજ આવ્યો અને ત્રણે ગરદન એક જ સમયે એ બાજુએ ફરી. બારણાની બારસાખ પકડી વિભા ઊભી હતી એના વાળ વિખરાએલા હતા. આંખો રતુમડી હતી અને આંખની આસપાસ શામળી ઝાંખ વળી દેખાતી હતી. એને ચહેરે જ એના વિતકની તવારિખ ચિતરાએલી હતી.

અર્ધી પળ અવાક્ જ હું એને જોઈ રહ્યો એ ય બારસાખને ટેકે ઊભી રહી. સહજ વૃત્તિ મ્હને ઊભો થઈ એની પાસે જવા કહેતી

પણ મ્હારી હિમ્મત નહતી ચાલતી શક્તિ ખર્ચી હું ક્ષોભની ઉપરવટ ગયો અને ઊભો થઈ એની પાસે ગયો.

'વિભા' એટલું જ હું બોલી શક્યો.

બારસાખ પર એણે જોસભેર મુઠ્ઠી વાળી અને સાફ સરળ નજરે મ્હારા સામું જોયું. એને શું કહેવું એ મ્હને સૂઝતું નહતું. કલ્પનાને, વિચારને, વૃત્તિને શબ્દાકાર ન'તો સાંપડતો.

નજર નીચે ઢાળી વિભા બોલીઃ મ્હને માફ કરજે, ધીમુ.

મ્હને પોતાને મ્હારી મૂંઝવણ સમજાતી નહતી. તરી ન જાણનારને પાણીમાં જે અનુભવ થાય એવો જ અનુભવ—કદાચ જિંદગીમાં પહેલી વાર—મ્હને થયો. હું એક શબ્દ બોલી ન શક્યો.

એણે ફરીથી મ્હારા સામું જોયું. એ દૃષ્ટિમાં નરી કાકલુદી હતી, વિનવણી હતી. મ્હેં પ્રયત્ન કર્યો અને ફરીથી પણ 'વિભા' કરતાં કશું વિશેષ હું ન બોલી શક્યો.

મન્વન્તર જેટલી લાંબી એક પળ માટે શાન્તિએ, કરપીણ નિરવતાએ, ઓરડામાં રાજ કર્યું. મ્હને કશું સૂઝતું નહતું વિભા તો એ જ નજરથી મ્હારા સામે તાકી રહી હતી. મ્હારી જાત પર હજારો શાપ વરસાવતો હું ઊભો રહ્યો ત્યાં કિશોર મ્હારી વહારે ધાયો. પાછળથી આવી એ મ્હારા અને વિભા વચ્ચે ઊભા રહીને બોલ્યોઃ લ્યો હવે સાચું કરાવો ધીમુભાઈ. વિભુબ્હેન કહેશે તો હું માનીશ. બાકી આપણે તો ત્હમારી વાત નથી માનતા." કેડે બન્ને હાથ ટેકવી દાંત વચ્ચે નીચલો હોઠ દબાવી કિશોર ઊભો રહ્યો.

હું હસી પડ્યો અને વિભા ય મલકી. ધીરે અવાજે વિભાએ પૂછ્યુંઃ શું નહીં માને કિશોર?

"ત્હેં સાંભળ્યું વિભુબ્હેન આ ધીમુભાઈ શું કહે છે તે? કહે છે કે એ તો ત્હારી માફી માગવા આવ્યા છે, ત્હારે માનવું હોય તો માનજે. આપણે નથી માનવાના."

કિશોર અમારા બે વચ્ચેથી ખસીને ખુરશી પર જઈ બેઠો. કિશોરની નરી સરળતાએ અને નિર્મળ સચ્ચાઈએ મ્હારામાં હિમ્મત આણી. હું બોલ્યો: હા વિભા હું ત્હારી માફી માગવા જ આવ્યો છું. આવેશમાં હું મિજાજ ગૂમાવી બેઠો."

વિભા બાર સાખનો ટેકો મૂકી આગળ આવી. હું પણ એની સાથે સાથે આગળ આવ્યો, અને આજ ઘડીએ અમને ભાન આવ્યું કે બાપુ પણ ઓરડામાં હતા.

"ત્હને માઠું તો લાગ્યું જ હશે, પણ તું મ્હને માફ નહીં કરે વિભા?" હું બોલ્યો.

વિભા હસી પડી.

"માફી ત્હારે નહીં મ્હારે માગવાની છે. સત્યાગ્રહ વિષે મ્હારે એમ નજ બોલવું જોઈએ. કેવો ઉદાસ દિલ તું છે?" વિભાએ પ્રયત્ન પૂર્વક આંખ મીંચી. હું જોઈ શક્યો કે એની આંખમાં આંસુ આવ્યાં હતાં.

વિભા તે રાજી થઈ હતી કે દુઃખી?

આ વખતે પણ વિભા મ્હને ન સમજાઈ. વિભા નાટકી ન હતી. એમાં પૂરી સચ્ચાઈ હતી એનો તો મ્હને વિશ્વાસ હતો, પણ સુખ અને દુઃખ બન્ને આમ ગંગા જમનાના પ્રવાહ જેમ ભેળા વહેતા હશે એ મ્હારે માટે નવાઈ હતી. શું કરવું એ મ્હને સૂઝતું નહતું, ત્યાં ફરીથી કિશોર મ્હારી સહાયે આવ્યો:

"વિભુ બહેન જો તું રોઈશ નહીં." બોલ્યો તો એ આટલું જ પણ એના અવાજમાં ગર્ભિત ધમકી તો હતી જ કે એ પોતે રોઈ પડશે. વિભાએ એની પાસે જઈ એને બાથમાં લીધો.

"કિશુ, આ આંસુ નથી, આંસુ નથી. હું એટલી ખુશી છું એટલી ખુશી છું. કેવો ઉદાર દિલનો છે ધીમુ..."

કિશોરના ખભે વિભાએ માથું ઢાળી દીધું. કિશોર ગભરાઈને બોલી ઊઠ્યોઃ ધીમુભાઈ, બાપુ, આ વિભુ બહેનને કાંઈ કહો. જુઓને રોયા કરે છે તે.”

અત્યાર લગી મૂગે મૂગા બધું જોઈ રહેલા બાપુ ગાદીએથી બેઠા થઈ વિભા પાસે ગયા. હુંય એની પાસે ગયો. બાપુએ હળવેથી કિશોરને વિભાની બાથમાંથી છોડાવ્યો, વિભાને ખુરશીમાં બેસાડી અને વિભાને માથે હાથ ફેરવતાં કશુંય બોલ્યા વિના બાપુ ગૂપચૂપ ઊભા રહ્યા.

“હું રોતી નથી બાપુ, હું નથી રોતી. હું એટલી સુખી છું બાપુ. ધીમુને હું અન્યાય કરતી હતી. કેવો મોટા મનનો છે એ? ઉલટો મ્હારી માફી માગે છે. હું ખુબ સુખી છું બાપુ ખુબ સુખી છું.” અને છતાંય એના નિર્મળાં આંસુની ધારા સતત ચાલી જતી હતી. વિભા મ્હને ન’તી સમજાતી સુખી છે તો રુવે છે શા માટે? લેખકોના મનની ફાંટાબાજી સિવાય બીજે કયાંઈ મ્હેં આવું ન’તું સાંભળ્યું કે જોયું, અને પાછી મ્હને વખાણી મારે છે? એની સંદિગ્ધ વાતો, એની ઉત્તેજના જન્ય વર્તણુક વિભા જેવી નારીમાં ન’તાં શોભતાં. સુષુપ્ત માનસે એક ચબરખી ફેંકીઃ માનસિક સ્વાસ્થ્યનો અભાવ, અને અગોચરને એક ખૂણે મનની વહીમાં વિભાને ખાતે એ ઊધર્યું.

વિભા બોલી રહી એટલે હળવે રહી બાપુ બોલ્યા. “વિભા,” અને જાણે મ્હને કશું બોલવાને અણસારો ન કરતા હોય એમ એમણે મ્હારા સામું જોયું. મ્હને પેલા ધારાગૃહોના નજરથી હૂકમ કરતા પ્રમુખોની યાદ આવી.

“વિભા” હું બોલ્યો.

વિભા એકદમ શાન્ત થઈ ગઈ. પાલવનો છેડો હાથમાં લઈ એણે આંખો લૂછી પ્રયત્નપૂર્વક એ સ્વસ્થ થઈ. એની વર્તણુકમાં કોક પ્રભાવાન્વિત થએલા માનવીની ઢબછબ હતી.

મ્હને આમ તો ખબર પણ ન પડત પણ બાપુ અને કિશોર જે રીતે ટગર ટગર મ્હારા સામું તાકી રહ્યા હતા અને એમની નજરમાં જે સોત્કંઠ ભીતિ વરતાતી હતી તેથી જ મ્હને જણાયું કે મ્હારા ઉચ્ચારમાં કશી કરડાકી આવી ગઈ હતી. વિભાને આ ઘડીએ સમજી ન શકવાનો ઉશ્કેરાટ મ્હારા મનમાં હતો પણ એને લીધે હું એના પ્રત્યે કઠોર થવા ન'તો ઇચ્છતો. અને એટલે જ જાણી બુજીને મ્હેં અવાજમાં મીઠાશ મૂકી. હું બોલ્યો:

"વિભા, હવે તું આરામ કર."

"હા, ત્રિભુ" બાપુએ ટેકો આપ્યો.

અને કશીએ ઇતરાજી વિના અને સાથોસાથ ખાસ કશા ઉમળકા વિના વિભા ઊઠી અને ઘરમાં જવા લાગી. જતાં જતાં બારણે ખમચાઈને એ ઊભી રહી. ખાંસીનો નાનકડો ખુંખારો ખાઈ એણે મ્હને પૂછ્યું: પેલા અહેવાલનું શું થયું? આજે તો પ્રેસમાં મોકલવાનો હતો ને?" વગર બોલે એણે જાણે પોતે મહાન ગુન્હો કર્યો હોય એમ માફી પણ માગી લીધી.

"એનું તો થઈ રહેશે, પણ તું મહેરબાની કરીને જરા તબિયત સાચવ." મ્હેં કહ્યું.

ફરીથી એ બારણાની આડમાં ટેકો કઈ ઊભી રહી. મ્હારા સામે નજર નાખી એકાદેક પળ થંભી એ લગભગ દોડી ગઈ, પણ એ નજરે મ્હને તો હું ઊભો હતો ત્યાં જ જડી દીધો. કેટ કેટલું ભર્યું હતું એ એક જ નજરમાં? ત્યાં સ્નેહ હતો અને સાથે જ મુગ્ધકારી ખિન્નતા હતી. ત્યાં કૃતજ્ઞતા હતી અને સાથે જ સરળ ભીતિ હતી.

બાપુ 'હાશ' બોલી ઝૂલતી ખુરશીએ બેઠા, અને મ્હને ય બેસવા કહ્યું. એમનું મન સાચવવા હું બેઠો, પણ મ્હારું મન તો મ્હને વિભાની જે વિચિત્રતા—અસામાન્યતા—લાગતી હતી તેના અલગ અલગ પહેલુ સમજવામાં લાગ્યું હતું.

"રાંક છોકરી છે" બાપુ બોલ્યા. બાપુને ખોટું ન લાગે એ ખાતર જ હું વાતમાં જોડાયો.

"કોક પથ્થર સાથે અથડાયું હોત તો એ મોતી ચૂરા થઈ જાત. ધીમન્ત, ત્હમે મ્હારી આખી એ ચિન્તા ઓછી કરી દીધી છે."

બાપુના આ વાકયે મ્હારા રુંવાડા ઊભા કરી દીધા. મ્હારી વ્યગ્રતા બાપુ કળી ન જાય એ ખાતર મ્હેં જાત સમાલીને એમના સામું જોયું. એ પણ મ્હારા સામુંજ જોઈ રહ્યા હતા, અને નવાઈની વાત–અથવા તો એ ઘડીએ મ્હને નવાઈ ભરી લાગેલી વાત–તો એ હતી કે પેલી જ વિભાની લાક્ષણિક દૃષ્ટિ એના પૂર્ણ રૂપે ત્યાંય હાજર હતી. મ્હારાથી એ નજર ન જીરવાઈ. મ્હેં આંખ પાછી વાળી.

એક નાનકડા નિસાસાની પ્રસ્તાવના સાથે બાપુ બોલ્યાઃ "નાની હતી ત્યારથી વિભા આવી જ છે. ખૂબ કોમળ હૈયું છે એનું, ધીમન્ત દુનિયાનો વાયરો એને નથી વાયો. ફૂલ જેમ મ્હેં એનું જતન કર્યું છે. ત્હમને એને સોંપતાં મ્હને ખાત્રી છે કે એ સુખી થશે, અને હું પણ એટલું જ જોવા માગું છું."

વિભા, હું અને સુખ!

બાપુના શબ્દે શબ્દે મ્હને ઝણઝણાટી થતી હતી. હજારો શૂળ એક સામટી આખા શરીરમાં ભોંકાતી હોય એમ મ્હને થતું. મ્હારી ઉરવ્યથાને એમનાથી મ્હારે છૂપાવવી જોઈએ એવી મનકામના છતાં મ્હારાથી એમના સામે જોવાઈ ગયું. હું નથી જાણતો કે મ્હારી આંખમાં એ વખતે શું ભાવ અંજાયો હશે, પણ હું ભાગ્યશાળી હતો. બાપુની નજર નીચે ઢળેલી હતી અને, એના પોપચાંને છેડે આબદાર મોતી જેવા એક આંસુનો અણસાર હતો.

ખુરશીના હાથા મજબુત રીતે પકડી હું બેસી રહ્યો. શું બોલવું, એ મ્હને સૂઝતું ન'તું બાપુ જેવા પાવનકારી આત્માને દૂભવવાની શયતાનિયતથી દિલ દૂર હઠતું હતું, અને એને તસલ્લી આપતાં હું

જાતને છેતરતો હતો. આખોએ દિવસ મ્હને દમી રહેલા વિચારવમળ પાછાં રમણે ચઢયાં. સુખ! હું! વિભા! સ્વાર્થ અને પ્રમાણિકતા, તરંગ અને હકીકત ખેંચાખેંચ કરતાં હતાં.

મ્હારી તંદ્રામાંથી હું ક્યારે જાગ્યો તે હું નથી જાણતો, પણ કિશોરના અવાજથી હું જાગી ઊઠયો. કિશોર બાપુ પાસે ઊભો ઊભો બોલતો હતો: શું માંડયું છે આજે ત્હમે લોકોએ? વિભા બ્હેનતો રુવે પણ ત્હમેય બાપુ? આપણને આ પસંદ નથી." છેલ્લું વાકય કિશોર લગભગ મ્હારા લાભાર્થે બોલ્યો અને પોતાનો વિરોધ નોંધાવવા ત્યાંથી ચાલી જવા લાગ્યો, પણ બાપુએ એને પકડીને પોતાની પાસે બેસાડયો. એને વાંસે હાથ ફેરવતાં બાપુ બોલ્યા: કિશોર, કોઈ રોતું નથી, અને તું વીર છે એ સહુ કોઈ જાણે છે. આ તો હર્ષનાં આંસુ છે, આનંદનાં આંસુ છે. વિભા બ્હેનને સુખી જોઈ ત્હને પણ આનંદ જ થશેને? વિભા બ્હેનનાં અને ધીમન્તનાં લગ્ન થશે અને વિભા બ્હેન સુખી સુખી થશે, પછી તો કિશોર, વિભા બ્હેન આપણને ભૂલી જશે હોં, કદાચ "બાપુ સસ્મિત કલ્પના વિહાર કરતા હતા. મ્હારે અંગે અંગે શીત વાતી હતી. અહીંથી ભાગી છૂટવાનું મન થતું, પણ બાપુને ઓછું લાગશે એ બીક મ્હને એમ કરતાં વારતી. એટલો હું નસીબદાર હતો કે બાપદીકરો બન્ને વાતે વળગ્યા હતા.

કિશોર બોલ્યો: ના, બાપુ વિભા બ્હેન આપણને કદી ન ભૂલે, એ ભૂલે એ બીજા, વિભા બ્હેન નહીં."

બાપુનો હાથ કિશોરને બરડે ફરતો હતો. સંસારની કડવી મીઠીની જાણ એમના અવાજમાં ભળી: કિશોર, વિભા તો વનની પંખી છે, એને ય એનું જીવન છે. એ સુખી છે એટલું જ આપણે માટે બસ છે."

કિશોરનો માની સ્વભાવ આ કબુલ કરવા તૈયાર ન હતો. મક્કમતાથી એ બોલ્યો: ના, બાપુ વિભા બ્હેનને હું બરાબર ઓળખું છું. એ આપણને કદી એ ન ભૂલે."

બાપ દીકરાની વાતચીતમાં મ્હને આનંદ મળતો હતો. બીજું કાંઈ નહીં તો પેલી વિચારવિટંબણા તો અભરાઈએ ચઢતી જ.

બાપુ બોલ્યા: એમાં વિભાનો વાંક નથી, કિશોર દુનિયા જ એવી છે. વિભા અને ધીમન્તની દુનિયામાં એ બે સિવાય બીજા કોઈને સ્થાન ન હોઈ શકે."

મ્હને લાગ્યું બાપુ કહેતા હતા કિશોરને પણ એ શબ્દોનું લક્ષ્ય તો અમે હતાં.

"પણ વિભા બહેન આપણા વિના રહેશે કેમ?" કિશોરે સવાલ શોધી કાઢ્યો. બાપુ હસી પડ્યા. હુંય હસ્યો. કિશોર ખસીઆણો પડી ગયો. બાપુ મ્હારા સામે આંગળી ચીંધી બોલ્યા:

"પેલા ધીમન્ત બેઠા છે ને એમની સાથે પરણીને રહેશે. એમની અલગ દુનિયા વસાવશે."

"આપણાથી અલગ?" કિશોર મૂંઝાયો જણાતો હતો.

"આખી દુનિયાથી અલગ."

"તો હું વિભા બહેન સાથે નહીં બોલું" કિશોરે એનો નિશ્ચય જાહેર કર્યો. મ્હને ખબર નથી કે બાપદીકરાની વાતચીતમાં હું કેવી રીતે બોલી ઊઠ્યો, પણ ઢોળાવ પરથી પીપ ગગડી પડે એટલી જ સાહજિકતાથી હું પણ વાતમાં લપટાઈ પડ્યો.

"અને, મ્હારી સાથે, કિશોર?" મ્હેં પૂછ્યું.

"ત્હમારી સાથે તો અત્યારથી કટ્ટી" કિશોરે બાલસુલભ સરળતાથી નિશ્ચયને અમલમાં પણ મૂક્યો અને મ્હારા સામે પીઠ ફેરવી બેઠો. "પણ મ્હારો કાંઈ વાંક ગૂન્હો?" એક વાર વાતમાં લપટાયા પછી એમાંથી બહાર નીકળવું મૂશ્કેલ હતું. બાપુ મલકતા મલકતા કિશોરના શિશુ સ્વભાવદર્શનને જોઈ રહ્યા હતા.

"વાંક ગૂન્હો? અમારાથી અલગ દુનિયા વસાવો, વિભા બ્હેનને

અમારી પાસેથી ચોરી જાઓ એ ઓછો વાંક ગુન્હો છે?" કેડે બન્ને હાથ મૂકી કિશોર ઝડપભેર બોલી ગયો. બાપુએ એના ભાવોદ્રેકને વારવા પ્રયત્ન કર્યો.

"એમ ન બોલાય, કિશોર."

"ના બાપુ, આપણને તો સાચું લાગ્યું એ બોલવાના."

"પણ કિશોર," હું બોલ્યો, "હું કાંઈ વિભાને ચોરી જવાનો નથી, અને ત્હમારાથી અલગ દુનિયાએ વસાવવાનો નથી.'

"તો કદાચ હું ત્હમારી જોડે બોલીશ." આખી દુનિયાનો ભાર એના નાનકડા શિર પર આવ્યો હોય એમ ભારેખમ થઈ કિશોર બોલ્યો.

"અને હું ત્હને કદીએ અલગ નહીં રાખું." મ્હેં કહ્યું.

તરત જ એણે પૂછ્યું: "અને વિભા બહેન ક્યાં રહેશે?"

કિશોરના સવાલના જવાબ આપવાનું મ્હારે માટે અઘરું હતું. હું વધારેને વધારે ઊંડા પાણીમાં ઊતરતો હતો. હું કાંઈ ન બોલ્યો. કિશોરે ફરી સવાલ પૂછ્યો: "કહોને! વિભા બહેન ક્યાં રહેશે?"

મ્હારી મૂંઝવણ કળી શક્યા હોય એમ બાપુ બોલ્યા: કિશોર તને શું ગમે? વિભા બહેન હસતી હોય તે કે રોતી હોય તે?"

"વિભા બહેન રોતી હોય? કોણ છે એને રોવરાવનાર? જોઉં તો ખરો?"

"ગાંડો છે તું તો કિશોર." બાપુ બોલ્યા. "ધીમન્તને તું હેરાન કરીશ એ વિભા બહેનને નહીં ગમે. એ રોશે."

કિશોર કશી ગમ ન પડી હોય એમ સ્તબ્ધ ઊભો રહ્યો. એના વાંકડિયા વાળ નીચે દીપતા નાનકડા કપાળ પર અકાળે રેખાઓ ખેંચાઈ. બે પળ મૌન જાળવી કશોક નિશ્ચય મન સાથે કરી એ બોલ્યો:

"બાપુ કાલે હું વિભા બહેનનેજ આ બધું પૂછી જોઈશ."

"શું પૂછીશ ?" વાત્સલ્યના રણકારે બાપુ બોલ્યા.

"કે તું અમને છોડીને જતી રહેવાની છે? અને અમને ભૂલી જઈશ? અને તું હસીશ કે રોઈશ ?"

બાપુએ કિશોરને પોતાની પાસે ખેંચીને બેસાડયો. અચાનક જ મ્હને યાદ આવ્યું કે ખૂબ મોડું થયું હતું. હું ઊભો થયો અને તરત જ બાપુએ ઊભા થયા, ભાવનીતરતા અવાજે એમણે પૂછયું: કેમ જવું છે ?

મ્હેં સહેજ હસીને હા પાડી અને અમે બારણા લગી આવ્યા. કિશોર જાણે કમને બાપુ સાથે આવતો હતો. દરવાજા આગળ મ્હેં એનો હાથ મારા હાથમાં લીધો. પ્રથમ તો હાથ પાછો ખેંચી લેવા એણે પ્રયત્ન કર્યો પણ પછી એણે મ્હને એનો હાથ પકડી રાખવા દીધો. મ્હેં કહ્યું: "વિભાને પૂછીને મ્હને કહેજે હોં કિશોર અને ભાઈ તું કટ્ટી કરીશ એ આપણને નહીં પાલવે."

એણે કશો જવાબ ન આપ્યો. કશી ગંભીર વિચારણામાં એ ડૂબી ગયો હતો. ખૂબ જ મૃદુતાથી મ્હેં એનો હાથ હેઠો મૂકયો, લગભગ ચેતના વિના એનો હાથ એને પડખે પડી ગયો. સહેજ મોં મલકાવી, મ્હેં બાપુની રજા લીધી અને ઘર બાજુ ચાલવા માંડયું.

થાક વિના, ચિંતા વિના પૂરા આત્મોલ્લાસથી તારાઓ ટમટમતા હતા.નાનકડાં, ભુલકાં મસ્તીમાં કરે એવાં આંખમિચામણાં કરતાં એ ચમકતા હતા. પવન રજનીગંધાની માદક, પ્રફુલ્લ ગંધને કશા ય પક્ષપાત વિના પાથરતો હતો. નિરવતાનું મસ્તીભર્યું સંગીત ઝાડપાનને ઝૂલવતું હતું.

ઠામ ઠામ સુધરાઈના દીવા, શિક્ષા પામેલા વિદ્યાર્થી જેમ ક્ષોભ ઉગ્રતા અને કંટાળો મેળવતા બળતા હતા. પાનીએ અથડાઈ સડકને ફરિયાદ કરતી અને સડકે પછડાઈ પાનીને ચૂમતી મ્હારી ચંપલ જ આખા રસ્તા પર વાચાળ હતી.

પણ હું ભૂલ્યો. એનાથીએ વાચાળ તો મ્હારું મન હતું. અટારીએ ચઢીને ઊંચા સાદે એ બોલતું હતું.

"માફી માગી લીધી? કેટલું સારું કર્યું! વિભાને કેટલો સંતોષ થયો? એય કેવી છે? ઉપરથી મ્હને માઠું લાગ્યું'તું એમ માનતી હતી. પણ એ હેબતાઈ કેમ ગઈ? અને પાછી સ્તબ્ધ બનીને કઠ-પૂતળી જેમ કેમ વર્તી? ઉત્તેજના, ભાવોદ્રેકતાનું એ પરિણામ હશે? અને છતાં ય કામ માટેની એની ચીવટ કેટલી? કાગળનું પૂછ્યું. કેટલી મમતા! કેવો હેતાળ આત્મા છે! ખરો નસીબદાર છે તું ધીમુ!
"અને બાપુ તથા કિશોર? અમીઝરતું વાત્સલ્ય આવું બીજે ક્યાંય જોવા મળ્યું હતું ત્હને? કિશોરનો વહાલપ મોહરતો આકળો સ્વભાવ કેવો મીઠો લાગતો હતો!

"અને બાપુને કેટલો સુખદ વિશ્વાસ હતો ત્હારામાં? વિભાને તું સુખી કરીશ એવો દૃઢ, અફર, વિશ્વાસ જ ત્હને આમ પોતાના ઘરમાં વર્તવા દેને!"

અને વાત કહેવાનું છોડી મ્હને સવાલ પૂછવા માંડ્યા. આવતી ઠંડીના અગ્રદૂત જેવો ચમકભર્યો પવન ફૂંકાતો હતો. પૂલ નીચે નદીનાં જળ જંપ્યાં હતાં. પેલે કાંઠે ધોબીઓની છાપરીઓ આગળ ધખતી ભઠ્ઠીઓના ભડકા પાણીના રેલા પર રંગનો ધબ્બો ચોઢતા હતા. પાતળી શામળી ઓઢણી પર ચમકટીકી ભરી હોય એમ તારામંડળ નદીનાં જળ પર ચમકતું હતું.

મન પૂછતું હતું: કેમ હવે તો ત્હમને એમ લાગે છે ને, કે વિભા લગ્ન માટે ના નહીં પાડે? એ ના પાડવાની હોય, અરે એણે એવો ખ્યાલ સરખો પણ કર્યો હોય તો ત્હમારું આવું સ્વાગત થાત?

અને પાછા મને મ્હને અભિનંદન પણ દઈ દીધા! કેવાં ત્હમે આમનાં હૈયાં ચોર્યાં છે? કેવો આદર, કેવો પ્રેમ, કેવું સ્વાગત?

ત્રાપ મારવા સજ્જ થતી બિલાડી પોતાના નહોર પગમાં પાછા ખેંચી લે છે. બુદ્ધિએ એમ જ પોતાની તીક્ષ્ણતાને અંદર ખેંચી રહી હતી. હવે તે મેદાનમાં આવી. અને પાછો ગજગ્રાહ ચાલ્યો.

બુદ્ધિએ જવાબ દીધોઃ એમનો સ્નેહ નહીં હોય કે એમનો આદર હું નહીં પામું એ કારણે મ્હેં લગ્ન ન કરવાનું કદીએ કહ્યું જ નથી. એમના આદર વિનાય જો જરૂર પડે તો જીવવાની શક્તિ મ્હારી પાસે છે. હું ના પાડું છું—ત્હારી માંકડાના ઘા જેવી ઉટપટાંગ ખજવાળ છતાં—એનું કારણ કેવળ મ્હારી પોતાની અશક્તિનું પૂરું ભાન છે. ચાવી ને પચાવી ન શકીએ એટલું ખાવાની તો ગમે તે આદમી સલાહ આપશે ત્યારે આવું ગુંજાશ બહારનું પગલું ભરવાનું મ્હને કેમ જ દિલ થાય? અને એમનો આદર—વાંક દેખો દેખાઉં તો માફ કરશો—પણ એમનો આદર એમની અપેક્ષાથી અંકાયો છે. એ આદર ખાતર જ જો મ્હારે આ પગલું ભરવાનું હોય તો મ્હારે એમની અપેક્ષાઓને અને આકાંક્ષાઓને સંતોષવી જોઇએ. એ હું કેમ કરીને કરવાનો હતો?

બુદ્ધિને અસાવધ માની મને ઘા માર્યોઃ ત્યારે હમણાં બે કલાક પહેલાં તો ત્હમે વિભા પરણવાની ના પાડશે એવી આશંકાએ આકુળવ્યાકુળ બન્યા હતા તેનું શું? ત્યારે આ ગુંજાશનો ખ્યાલ અને અશક્તિનો એકરાર ક્યાં અલોપ થયાં હતાં?

બુદ્ધિએ છેડાઈ જઈ જવાબ દીધોઃ એ તો ત્હારી એક અસાવધ પળનો વિચાર હતો. એમાં મ્હારી સંમતિ ક્યારે હતી?

જવાબને અપમાન માની મન પાછું પડ્યું. ત્યાં પડ્યું પડ્યું ઘા પંપાળતું બોલ્યુંઃ વિજય તો ત્હારો અને હાર તો મ્હારી! એકલી જીવી તો જો! અને ધીમન્તને પણ એકલા જીવી જોવાનું કહેજે એની હિમ્મત હોય તો!

નિરપેક્ષ અસ્તિત્વ પર મુસ્તાક રહેતી બુદ્ધિ બોલીઃ એ લાગણી વેડા વિના બીજું કશું ક્યારેય તમને આવડ્યું છે? ખૂશી થાય ત્યારે અવિચાર્યું કરી બેસે અને નારાજ થાય ત્યારે છણકો કરે. સામર્થ્ય આખું એ એમાં જ વસ્યું છે ને! લાગણીવેડાના ધૂમાડામાં બાચકા ભર્યા કરતાં જરા હકીકતની ધરતી પર પગ ધરો. સાચ જૂઓ અને તપાસો.

પોતપોતાનો વિજય ગણીને કે એ ઘડી પૂરતી તહકૂબી કરીને બન્ને હેઠાં બેઠાં. હું તો કેવળ જડ સાક્ષી હતો.

ઘર આવ્યું અને કંટાળીને, ખીજાઈને, શાન્તિ યાચતો. આરામ વાંચ્છતો હું ઊંઘવા મથ્યો. હૈયાના ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં કોઈ પ્રતાવવાન શંખ ફૂંકાવાની રાહ જોઈને મન અને બુદ્ધિ ઊભાં હતાં. હું કયા યોગેશ્વરને પૂછવા જાઉં કે આ ધર્મ્ય હતું કે કેવળ નિતાંત આચરણીય કર્મ હતું ?

પથારીમાં લંબાવી મ્હેં નિંદ્રાને બોલાવવા માંડી. ન જાણે કેમ એને ય આ 'ધર્મક્ષેત્ર'માં વસવાટ કરવો નહીં હોય તેમ એ દૂરની દૂર રહી. આવી દુરાસાધ્ય તો ઊંઘ ક્યારેય નહતી.

બગાસું ખાતાં મ્હેં તારાઓ તરફ મીંટ માંડી. બરાબર માથે આવીને શ્રવણ મહારાજ * બેઠા હતા. ખભે કાવડ નાખી, એક બાજુ એ પિતા અને બીજી બાજૂએ માતાને બેસાડી, તીર્થાટન કરવા નીકળેલા.

તારા સ્નાન આગળ ચાલે તે પહેલાં તો હું પોતે જ સપડાયો. હું ય આ કાવની બે પાંખ ધરી રહેલા શ્રવણ જેવો જ છું ને?...

---

* શ્રવણ એ નક્ષત્ર છે. એનું અંગ્રેજી નામ Attair છે. દશરથ એ કાકાસાહેબે આપેલું નામ છે. એનું મૂળ નામ અભિજિત છે. અંગ્રેજીમાં એને Voga કહે છે. ref. જીવનનો આનંદ. પા. ૧૦૫.

માછલીઓ ડોકાં બહાર કાઢી કાઢીને જોતી હતી. પવનનું મોજું આવ્યું અને માછલીઓ ઊડી. આકાશે ચોંટી અને તારાઓ બની ઝબૂકવા લાગી: ઝાડની ટોચે આગ લાગી હતી અને થડ પાસે ઘણા ભમરા વેરાએલા પડ્યા હતા. આકાશે અડતો એક સ્તંભ હતો. હું એના શિખા પર બેઠો હતો. વિભા મથામણ કરતી કરતી મ્હારે પડખે આવી. દસે આંગળીની ખાટલી બનાવી, અંબોડાને એમાં ઝૂલાવતી એ મ્હારા સામે નયન નચાવતી બેઠી. હું એની પાસે ગયો. ક્યાંથી ય પવન વાયો. સખત પવન વાયો. ડુંગરાના ડુંગરા ધરમૂળથી ઊડતા હતા. વિભા પાસે જતાં હું ય ગબડ્યો. એ તો એમજ નયન નચાવતી બેઠી હતી....

ઊન્હા ધગધગતા પાણીની નદી વહેતી હતી. પગ ડૂબાડી હું આરે બેઠો હતો. વરાળથી શ્વાસ ભરાઈ જતો હતો. દિલ દાઝતું હતું. પણ બહાર નીકળાતું ન હતું. વહેતા ગરમ પાણી નીચે સફેદ સ્ફટીક શી રેતી દેખાતી હતી. મ્હારા પગ ત્યાં ચોંટી ગયા હતા. બહાર નીકળવા ગયો ત્યાં વધુ અંદર ખૂંચ્યો. પગની આસપાસ માછલીઓ ફરી વળી. નસ્કોરાં પહોળાં કરી, જ્યાં જગા મળી ત્યાં એ ફૂંક મારતી હતી. ગરમ પાણીમાં એ ફૂંક એવી તો આલ્હાદક લાગતી હતી!

પણ ત્યાં તો ગરમ પાણી થીજી જવા લાગ્યું. બરફ, બરફ, પેલી સફેદ રેતી ધીરે ધીરે ઉપર આવતી હતી. હું ય એમજ ઉપર આવ્યો. બરફની બિછાત પર મ્હારા પગ અડ્યા. પેલી માછલીઓ કોચલાં બની તરફડતી હતી. હું ચાલ્યો.

ધરતીનો આરો દેખાતો હતો. ક્ષિતિજ આગળ આભલે છોળો ઊડાડતો સમુદ્ર ઘૂઘવતો હતો. હું ચાલતો હતો. ચાલ્યો જ જતો હતો. ત્યાં તો એક જોસ ભેર મોજું આવ્યું અને મ્હને ભીંજવી ગયું. બીજું, ત્રીજું અને હું અનંત સમુદ્રમાં ડૂબતો હતો. અચાનક જ મ્હને યાદ આવ્યું કે મ્હને તરતાં આવડતું હતું. મ્હેં વામ ભરવા

માંડ્યા. ધસમસતા પૂરની સામે તરવાનું છોડી મ્હેં ભરતીની દિશામાં તરવા માંડ્યું. મ્હારી પીઠ પાછળ સાગર પ્રલયનું નૃત્ય નાચતો હતો. અચાનક એક જબરજસ્ત મોજાંએ મ્હને એની પીઠ પર ઊપાડ્યો. એની વેરાઈ જતી જલસીકરોને મ્હેં મૂઠીમાં સમાવી. હું ઊંચે અને ઊંચે જતો હતો. સૂરજનો તપતો ગોળો મ્હારા ઉપર ધસમસતો આવતો હતો, અચાનક મોજું મ્હારી પીઠ નીચેથી સરી પડ્યું. અનન્ત જેવી ભાસતી એકાદેક પળ હું હવામાં અદ્ધર રહ્યો, અને મ્હેં ગબડવા માંડ્યું. હવા મ્હારા બન્ને ખભા પર જોર દઈ મ્હને નીચે અને નીચે દબાવતી હતી. મ્હેં નીચે નજર નાખી. ઊંચા ઊંચા અને તીણા તીક્ષ્ણ પર્વત શિખરોની હારમાળા લાગી હતી. એવા જ કોક શિખર પર હું પટકાવાનો અને મ્હારા હાડકાની એક બોટી પણ હાથ નહીં આવવાની. કેવી ફરસીની ધાર જેવી શિખરની કરાડ હતી! ત્યાં જ, ત્યાં જ, ત્યાં જ હું ઊંધે માથે અફળાવાનો. વીજળીના વેગે હું પડતો હતો. એ પડ્યો, પછડાયો અને...

એ બાકળો હું જાગી ઊઠ્યો. કેવું ભયંકર સ્વપ્ન હતું! અજ્ઞાતે મ્હારી સાથે શી રમત રમી રહ્યું હતું!

આંખો ચોળી, સ્વસ્થ બની ફરીથી નિંદરનું શરણું મ્હેં યાચ્યું, પણ એ આશુતોષ થોડી જ છે! વિનંતી, ભિજ્ઞત, ખોળા પાથરણાં, કશાંય એના રોષને ઓછો ન'તા કરી શકતાં.

હારી થાકીને હાથને માથાનીચે વાળી મ્હેં તારા જોવા માંડ્યા. અત્યાર લગી છાપરાની ઓઠે સંતાએલો દશરથ હવે આકાશગંગાના જળથી પિતૃઓની તરસ છીપાવવા મથતા શ્રવણનો શિકાર કરવા આવી પહોંચ્યો હતો. શ્રવણ વધુ તેજથી ઝળકતો હતો. એ તે શહિદીનો આનંદ હતો કે કર્તવ્ય બજાવ્યાના સંતોષની દીપ્તિ હતી? એના તેજ આગળ માતાપિતા કેવા ફિક્કા લાગતા હતા? અને દશરથ! એ શા ઉપર આટલો ચમકતો હશે? એક જીવ લીધાનો, પોતાની રીતે

જેને પોતે પોતાનું જીવનકાર્ય ગણ્યું છે તેની નિષ્ઠાપૂર્વક બજાવણી કરનારનો પ્રાણ હરતાં આવડો ચમકાર ? માનવી અને મૃગ વચ્ચેનો ભેદ ન કળી શકનારનું ગુમાન તો આટલો ઠઠેરો નહોતું કરતું ને ? આ ચમકારામાં નરી નઠોરતા નહતી ?

હું દશરથને તાકી રહ્યો હતો. એ ય પૂરી મસ્તીમાં આવીને શિકારીના ઔત્સુક્યથી, રાજવીની ઐયાશીથી, જુવાનીની કૌતુકપ્રિય નફટાઈથી ઝબૂકતો હતો. શ્રવણમાં સાત્ત્વિક તેજ જણાતું હતું. દશરથમાં આસુરી ઉજાસ દેખાતો હતો. શિકાર અને શિકારી ! અને છતાં ય બન્ને આકાશગંગાને કિનારે જીવન જીવતા વટેમાર્ગુ !

નવો ખ્યાલ મનમાં આવ્યો અને હું ચમક્યો. આ શ્રવણ નક્ષત્ર અત્યારે મ્હારાજ જીવનને ત્યાં આકાશગંગાને કાંઠે જીવન્ત નહોતું કરતું ? આ શ્રવણ અને એની કાવડના બે ચમકછેડા તે વિભા અને બાપુ–કિશોર અને પેલો દશરથ તે હું ! નિર્દયતામાં એ કેટલી સચ્ચાઈ ભરી હોય છે !

આ જ ઘડીએ મ્હને એક નવી વાત પણ સૂઝી. પેલા કાવડ–છેડાઓ વિભાને જરા પણ અસ્વસ્થ જોઈને, દુઃખી જોઈને કેવા વ્યાકુળ બની જતા હતા ! લજામણીના છોડ જેમ જીવન સંકોચી લેતા હતા ! વિભાનું સુખ એમનો સંતોષ હતો. વિભાનું દુઃખ એમના જીવન તત્ત્વનો હ્રાસ કરતું થઈ પડતું.

અને વિભાનું જીવન જ દુઃખના દરિયામાં ઝબકોળાય તો ? આ બન્ને ભાવુક જીવોને માથે શું શું વીતે ? દિવસે આંસુ અને રાત્રે પ્રાર્થના વિના બીજું કશું એમને માટે રહે બાકી ?

માનવીની પોતાની જાતને છેતરવાની નહીં તો છેવટે બધી ય વસ્તુઓનો સુખદ અંત જોવાની શક્તિ કેટલી અપરિમિત છે ? બાપુ માને છે કે વિભા મ્હારી સાથે જીવન જોડી સુખી થશે ! કદાચ

વિભાની ઈચ્છાએ વિશ્વાસનું રૂપ લીધું હશે અને બાપુ એનો જ પડઘો પાડતા હશે! પણ એ તો મનગમતી કલ્પના અને વિચારણા સિવાય બીજું શું હતું? આ કલ્પનાની વિકૃતિ—સાચી, હકીકત—જીરવવાને માટે એમની પાસે તાકાદ હતી?

અને એમને એ જતરડામાં જકડવાની જરૂર કર્યાં છે? ઘડી બે ઘડી મ્હારો નકાર એમને માઠું [illegible]શે એ સાચું છે. મ્હારી મોટાઈ ખાતર નહિ, પણ એમના દિલની કુમાશ જોતાં હું એ સ્વીકારું છું. એ ખ્યાલમાં મ્હને મ્હારા સાચા માર્ગથી હઠાવી દેવાની કુવ્વત છે એટલુંય મ્હારે કબૂલવું જોઈએ. પણ [illegible] હું એટલી હદે નહીં જવા દઉં.

શેખી ખાતર નહિ, શહિદીનું પ્રદર્શન કરવા નહિ, સ્વાર્થત્યાગ કે સહનશીલતાની જાહેરાત માટે નહિ, પણ નમ્રતાપૂર્વક હું કબૂલ કરું છું કે હુંય વિભાને ચાહું છું. જે પ્રેમથી હું જીવનમાં કોઈનેય ચાહી નથી શક્યો એ અને એટલા પ્રેમથી એનો સહચાર મ્હારા જીવનની સૂકી મરુભૂમિમાં સુંવાળપ, સંતોષ, મીઠાશ અને ફોરમ આણી શકે એનો મ્હને પૂરેપૂરો વિશ્વાસ છે, પણ હું એને શું આપી શકવાનો હતો? મ્હારા જીવનની એકધારી અનિશ્ચિતતામાં કદાચ નવલકથાના પાત્ર જેવું આકર્ષક કૌતુક અને હૃદયંગમ ઊર્મિલતા હશે, પણ એ પેટ ઓછી જ ભરવાની છે?

અને એ કલ્પનાવિહાર ક્યાં લગી ટકવાનો? સલૂણી સંધ્યાના મનોહારી રંગ જેમ એ પણ પલભરના ચમકારા જ હોય છે ને? એ ઓસરે એટલે તો અંધારાની આંધી ઊતરે. ભાંગેલા સ્મૃતિશેષ સ્વપ્નના ભંગારને જોઈ જોઈ જીવન વીતાવવા જેવો વિષમ શાપ બીજો કોઈ ન હોઈ શકે.

અને મ્હારે એ શાપ વિભા પર જ નહિ પણ બાપુ અને કિશોર પર પણ ઉતારવો! ન જ બની શકે એ!

પડખું ફેરવવા જતાં ફરીથી મ્હેં આકાશે નજર નાખી. ત્યારે શું મરતીથી, મ્હને પદાર્થપાઠ ધરતા, એ તારાયે તેજ વેરતા હતા! મનની પોટલી પર નિશ્ચયની ગાંઠ વાળી હું સૂતો.

બીજે દિવસે વિભા હમ્મેશ મુજબ દફતરે આવી. ચોવીસ કલાકની કારમી સ્મૃતિને ભૂંસવા મથતી હોય એમ એ ખૂબ ઉમંગમાં હતી. વારે વારે એ મ્હારા સામું જોતી અને હસી જતી. એક વાર તો જરા ખીજાઈને મ્હેં કહ્યું પણ ખરું: 'વિભા, શું આમ મ્હારા સામું જોયા કરે છે?' જવાબમાં એણે આંખો તો ઢાળી પણ સાથે જ ખડખડાટ હાસ્ય રેલાવ્યું, અને પછી ગંભીર ભારેખમ બનીને એણે મ્હને પૂછ્યું: 'આપને કેમ કરીને ખબર પડી કે હું આપના સામું જોતી હતી?' અને આટલું બોલતાં તો એને ચહેરે ગુલાબી રંગમોજું ઘૂમી વળ્યું, અને હસવું ખાળવા હાથરૂમાલ એણે મોંમાં દાબ્યો. કેવળ એની આંખો, મ્હારે ચહેરે આવી હજાર જીભે બોલતી મ્હારી અવકળાને નફ્ટ છતાંય નિર્દંશ સ્મિતથી પેખી રહી હતી.

કેવી લુચ્ચી છોકરી હતી!

એ દિવસ બાદ સવારના પહોરમાં બાપુ મ્હારે ઘેર આવી પહોંચ્યા. મ્હને નવાઈ તો લાગી પણ એમણે મ્હારા અચંબાને પારખી જઈ પોતે ફરવા નીકળ્યા હતા અને ફરતાં ફરતાં આવી ચઢ્યા એમ કહ્યું. અંતરમાં તો હું આ માની ન શક્યો. અને આજ લાગણીથી હું આખીએ મુલાકાત દરમિયાન સાવધ અને સચેત રહ્યો.

બાપુએ પહેલાં તો ટેબલ પર, અભરાઈ પર, કબાટમાં અને છૂટાંછવાયાં વેરાએલાં પડેલાં પુસ્તકો જોયાં. કોઈ પણ સ્ત્રીને શણગારની દુકાનમાં રસ હોય, બાળકને નવાં રમકડાંમાં પ્રીતિ હોય એવી અબાધિત અને અણછીપી ઊર્મિથી એમણે પુસ્તકો તપાસ્યાં. તપાસતાં જ એમણે મ્હને મ્હારા વાચન બદલ અભિનંદન આપવા માંડ્યા. સમાજવાદ, નવજીવનનાં પ્રકાશનો, ફ્રોઈડ અને નવકવિતાનાં

પુસ્તકોને સાથોસાથ જોઈ, એમને અચંબો થતો હતો. અંગ્રેજ નવકવિઓના કાવ્યસંગ્રહ જોઈ એમણે પાનાં ઉથલાવવા માંડયાં અને ધીરે રહીને જાણે સ્વગત બોલતા હોય એમ બાપુ બોલ્યાઃ “વિભાને પણ કાવ્ય વાંચવાં બહુ ગમે છે. ગૂજરાતી કાવ્યો તો જો એને વાંચવા ગમ્યાં તો તરત જ એને ગીતના ઢાળમાં ગાવા લાગવાની.” અને એક નિસાસો નાખી, વચ્ચે આંગળી નાખી ચોપડીને બંધ કરી, મ્હારી સામે નજર ટેકવી બોલ્યાઃ પણ હમણાં તો એણે ગાવાનું જ બંધ કર્યું છે. ઘણી વાર મ્હેં એને ગાવા કહ્યું, પણ એણે તો જક લઈ નાની ના જ કહે રાખી. મ્હેં એને ન ગાવાનું કારણ પણ પૂછ્યું, પણ એણે કહી દીધું–બાપુ મ્હને બીજું બધું પૂછજો, એ મ્હારો ખૂબ અંગત સવાલ છે, એ હું ત્હમને નહિ કહું. મ્હેં જરા હસીને એને પૂછ્યુંઃ વિભુ! મ્હારાથીયે ખાનગી? ત્યારે કહે ‘હા બાપુ, ત્હમારાથીએ ખાનગીઃ અને પછી તો મ્હેં એને કદી પણ એ વિષે પૂછ્યું નહિ.”

બીજી ક્ષણે બાપુ શું બોલવાના હશે એની મ્હને તો ભીતિ જ રહ્યા કરતી હતી. મ્હારી સતત સાવધાની તો હતી જ છતાંય ક્યાંક કશું અણચિન્તવ્યું આવી પડે તો!

અને થયું પણ તેમ જ. બાપુએ એમની લાક્ષણિક સરળતાથી મ્હને પૂછ્યું: “ત્હમે તો જાણતા હશો ધીમન્ત, વિભા કેમ ગાતી નથી તે?”

બાપુની નિષ્કપટ, અમીઝરતી નજર સામે જૂઠું કેમ કરીને બોલવું? દફતરમાં બનેલો આખો પ્રસંગ–વિભાના આંસુ સાથેનો– મ્હને યાદ આવ્યો, પણ મ્હારે કઈ રીતે કહેવું કે લગ્ન ન થાય ત્યાં લગી વિભાએ ન ગાવાનું વ્રત લીધું છે? એ રીતે વાત કરું તો તો હું બાપુને એ વિષે વધુ સવાલ પૂછવાની કે વધુ પૂછતાછ કરવાની તક જ આપું ને? અને મ્હને એની સદાય ભીતિ હતી.

હું ધારું છું મ્હારી, ‘કહું કે ના કહુંની’ મથામણ મ્હારે

ચહેરે ચીતરાઈ હશે, કારણકે બાપુએ તરત જ હસી દઈ મ્હને કહ્યું: "વિભાએ વિશ્વાસપૂર્વક ત્હમને જે કહ્યું હોય તે તેના વિશ્વાસનો ભંગ કરીને કોઈને ય ન કહેતા, મ્હને ય નહિ."

મ્હને સાચે જ શાતા વળી. બાપુએ એમની સજ્જનતાથી મ્હારે માથેથી એ કટક દૂર કર્યું. એમના ભોળપણે મ્હને મુગ્ધ તો કર્યો, પણ સાથે જ બાપુ આ જમાનાના માનવી નથી, એમ પણ મ્હને લાગ્યું. કૈલાસનો રસ્તો ભૂલી અહીં આવી ચઢેલા કો'ક ઓલિયા જેવા બાપુ મ્હને લાગ્યા. એમને માટે મ્હારો આદર વધ્યો; પણ હું મલક્યો તે તો ઊંડા પાણીમાં મ્હને ઊતરી જતાં બાપુએ બચાવ્યો એ માટે.

બાપુ મ્હારા એ મરકલાને બીજી જ રીતે સમજ્યા.

"ધીમન્ત, ત્હમને તો દુનિયાની લીલી સૂકીનો નાની ઉમ્મરમાંય અનુભવ થયો છે એટલે કહેવું નકામું છે, પણ મ્હને તો લાગે છે કે જો માણસ માણસ વચ્ચે વિશ્વાસની ગાંઠ નહીં બંધાય તો એ કદીએ સુખી નહિ થઈ શકે."

અને આના ઉપરથી જ વાત યુદ્ધ તરફ વળી. ઘરખૂણે બેસી રહેતા બાપુ અચ્છા અભ્યાસી પણ હતા એની તો મ્હને ખબર જ ન હતી. જે વાતોમાં હું મ્હારી જાતને લગભગ નિપુણ માનતો હતો એ વાતો તો અમને આંગળીને વેઢે હતી. અને એ છતાંય એ વાતની આસપાસ આડંબર ન હતો. આવી વાતોમાં હમ્મેશાં બને છે તે કરતાં વિરુદ્ધ જ એમના વક્તવ્યમાં પયગમ્બરી સ્વાંગ ન હતો. આખીએ વાત, પોતાના જ અવાજથી ડરતો માણસ મોટેથી વિચાર કરતો હોય, મનમાં વિચાર ઘોળતો હોય એવી લાગતી હતી. જાહેર જીવનને જ પોતાનો ધંધો—આજીવિકા નહિ પણ પોતાનું જીવનકર્તવ્ય બનાવનારને પણ બાપુ પાસેથી કેટલું શીખવાનું હતું?

યુદ્ધની શતરંજ પર મહોરાં થાપી—ઉથામી અમે વાતમાં ને વાતમાં

સત્યાગ્રહની વાત પર આવ્યા. વળી પાછો મ્હારા મનમાં કશા અગોચરનો ભયસંચાર થયો. કારણની તો મ્હને ખબર નથી, પણ આછેરો કંપ પણ મ્હેં અનુભવ્યો. બાપુ તો એમની વાતમાં મશગૂલ હતા. એમણે મહાત્માજીના પગલાને અનુમોદન આપ્યું. એમને મન એ પગલું માનવતાને ઉન્નતપથગામી કરનારું હતું.

"કોઈકે તો ભાનભૂલેલી, પંથ વીસરેલી આદમિયતને સંકટ વેઠીને પણ રસ્તો બતાવવાનો હતો. આજે મહાત્માજીએ એ ઉદાત્ત અને પાવનકારી પગલું ભરવા માંડ્યું છે."

મ્હારી સાવધતા છતાં હું ય વાતમાં સરી પડ્યો હતો. મ્હેં મહાત્માજીએ લડતની આસપાસ કરેલી નાકાબંધી સામેનો અમારો વિરોધ ન્યાય્ય ઠરાવવા દલીલ કરી. બાપુએ જરા આડા ફંટાઈને પૂછ્યું: "ત્હમે તો લગભગ પહેલા પ્રથમ જ જશો ?"

મ્હેં ડોકું ધૂણાવી હા પાડી. પેલી ચોકી કરતી સાવધતા હવે પાછી આવી હતી અને બીજો સવાલ શું આવશે એની પ્રતીક્ષા કરતી સજ્જ થઈ રહી.

બાપુ એક બે પળ શાંત રહ્યા. મ્હારી દલીલો સાંભળતી વખતે અને એનો રદિયો દેતી વખતે જે સ્નિગ્ધ મનોહારી સ્મિત એમને ચહેરે બેસતું હતું તે વિદાય થઈ ગયું. અનિશ્ચયની, વસવસાની, આશંકાની એક નાનકડી ઉદાસીન રેખા એમને ચહેરે છવાઈ ગઈ. મ્હારા મનમાં તો ગભરાટ હતો. કોણ જાણે કેમ પણ બાપુ તરત ને તરત મ્હારો નિર્ણય માગશે એ ખ્યાલ જ મ્હને બાળતો હતો. પેટના ખાડામાં કશી અવકળા થયા જેવું મ્હને લાગ્યું.

નજરથી ભોંય ખોતરતાં બાપુ બોલ્યા: 'ધીમન્ત' અને એ પોતે અટકી ગયા. હું સચેત થઈ, કાન સરવા કરી, દૃષ્ટિ એમના પર ઠેરવી, ધબકતે હૈયે, સાંભળી રહ્યો હતો.

એક ખોંખારો ખાઈ એમણે ગળામાંની ખરખરી દૂર કરી, અને ધીરે સાદે બોલ્યા: "હું જાણું છું કે મ્હારે ત્હમને આ ન કહેવું જોઈએ. ત્હમે તો જવાબદારીને પૂરી સમજનાર છો, પણ છતાંય મ્હારું તો બાપનું હૈયું છે. વાત્સલ્ય પણ માણસને સ્વાર્થી અને અંધ બનાવી દે છે, અને તેમાંય જ્યારે એને બીજી દુનિયાનાં નિમંત્રણ મળ્યે જતાં હોય ત્યારે..."

ફરીથી એમણે ખુંખારો ખાધો. અવાજમાં વધતા જતા કંપ પર કાબૂ મેળવવા એ દેખીતો પ્રયત્ન કરતા હતા. હું તો મૂગોમૂગો આ સાંભળતો હતો. મ્હને નાનપણમાં સાંભળેલી એક વાત યાદ આવતી હતી. એક માણસ ભૂત પાસે બેઠો બેઠો પણ 'આ ભૂત નથી' 'આ ભૂત નથી' એમ બોલ્યે રાખી પોતાના ભયને દૂર ને દૂર રાખવા મથતો હતો. હુંય 'આ તો લૌકિક વાત છે' 'મ્હારે એ સાથે કશી લેવા દેવા નથી' એમ જ મનને મનાવી રહ્યો હતો ને!

બાપુએ આગળ ચલાવ્યું:

'હવે મ્હને જીવનનો ભરોસો નથી પડતો. આંખ મીંચાય તે પહેલાં એક ઇચ્છા રહ્યા કરે છે. કિશોરને તો વિભા સંભાળશે, પણ વિભા? એણે એનું આખું જીવન ત્હમને સોંપ્યું છે. આંખ ઠરે એવી એની પસંદગી છે. મ્હને એથી પૂરો સંતોષ છે. દીવો લઈને શોધતાંય હું આવું પાત્ર ન શોધી શક્યો હોત!"

અને બાપુ સહેજ મૂછમાં હસ્યા. આ તે તમાચો હતો કે શાબાશી!

"ત્હમે ત્હમારો જીવનપંથ આંકી લીધો છે. કોઈનેય એ સાથે ઝઘડો ન હોઈ શકે, પણ ઘણી વાર વાત્સલ્ય સ્વાર્થમાં ઉતાવળું બને છે; કશોય વિલંબ એ નથી સાંખી શકતું."

શું કહેવા માગતા હતા બાપુ? મ્હારા ઉરધબકાર વધતા હતા. ઊંડે ઊંડે એ ભીતિને હું ખૂબ સારી રીતે જાણતો હતો, પણ મન

કો'ક જુદી જ બીક સેવી ફફડાટ કરતું હતું. ભય કરતાં ભયની પ્રતીક્ષા વધુ કાતીલ હતી.

"જેલ જતાં પહેલાં ત્હમે લગ્ન કરી લો તો?"

મ્હારી બધીએ સાવધાની છતાં, સૂસવાટાબંધ આવતા પવનના તોફાનમાં જેમ ઝાડ બેવડ વળી જાય તેમ હું સુધસાન ગુમાવી બેઠો. આ જ આવવાનું છે એ જાણતાં છતાં, પળેપળ એની પ્રતીક્ષા કરતાં છતાં, હું મૂઢ બન્યો, અને આટલું ઓછું હોય એમ બાપુએ એમની નજરથી મ્હારા આખા દેહને મઢી લીધો. એ ખાલી નજર ન હતી; મ્હારા અંગે અંગે છેદ પાડતી શારડી હતી.

જવાબ આપવા જેટલી સ્વસ્થતા પામતાં મ્હને જરા વાર લાગી. બાપુ મ્હને નીરખી રહ્યા હતા. રૂંધાએલી વિચારધારા અસંખ્ય ધારાએ વહેવા લાગી. 'ખરી વાત કહી દઉં?' 'ના, ના, એ તો એનું ખૂન કર્યા જેવું થશે.' 'વાત ટાળી દઉં?' 'હા. પણ કઈ રીતે?'

'હા, કઈ રીતે?'

પણ રીત મ્હારે શોધવી ન રહી. બાપુ જ, હું બોલું એ પહેલાં બોલ્યા, કળી શકાય એવી ખિન્નતાથી બોલ્યાઃ

"ધીમન્ત, સ્વાર્થ માણસને આંધળો બનાવે છે. ત્હમને થતું હશે કે જ્યારે ત્હમે આવતી કાલે સત્યાગ્રહ જેવા યુદ્ધમાં જોડાયા હશો ત્યારે હું અંગત જીવનની પામર વાતો કર્યા કરું છું, છતાંય હું એથી નથી લજાતો. વિભાને સુખી જોવા હું એટલો ઇન્તેજાર છું, અને એનાં લગ્ન એને ખૂબ જ સુખી કરશે. આજે એને જીવનમાં મોટી ઊણપ લાગ્યા કરે છે. ત્હમારાં લગ્ન એ ઊણપ દૂર કરશે, અને એ સુખી હશે! એને ચહેરે સંતોષની સુખની લાલી જોવા હું કદાચ સારાસારનો વિચાર પણ ગુમાવી દઉં તો એને બાપના હૈયાની નબળાઈ સમજી દરગુજર કરજો."

કેટલી આર્જવતા ભરી હતી એમના અવાજમાં! મ્હને ભાઈ સાંભર્યા.

પણ એ બધા માટે ક્યાં વખત હતો? બાપુ તો મ્હારો જવાબ માગતા હતા, એમને માઠું ન લાગે એવો જવાબ મ્હારે દેવો જોઈએ. અને તે છતાં કોઈ પણ રીતે બંધાઈ જવાય નહીં એટલું પણ મ્હારે જોવું જોઈએ. એમને ગળે ઊતરે એવું બહાનું—શબ્દ જરા મ્હને અન્યાયકર્તા છે—મ્હારે આગળ ધરવું જોઈએ. બુદ્ધિની શોધબત્તી સતેજ જલતી ખોંખાંખોળાં કરતી હતી, અને એને એવું બહાનું લાધ્યું. બાપુએ જ એ આગળ ધર્યું હતું.

"બાપુ, અત્યારે તો માથે સત્યાગ્રહની લડત આવી છે. આવે વખતે અંગત વાતો પર વધુપડતું ધ્યાન આપવું એ મ્હને ઠીક નથી લાગતું."

"કેટલો વખત ચાલશે સત્યાગ્રહ?"

"એનું તો અત્યારથી કેમ કહેવાય? પણ હું માનું છું બે વર્ષ તો ઓછામાં ઓછાં જશે."

"અને ત્હમે માનો છો, વિભા એટલું ટકી શકશે?"

"હું એને સમજાવી લઈશ."

"ધીમુ, વિભાના વડિલ તરીકે નહિ પણ દુનિયાદારીના થોડા ઘણા અનુભવી તરીકે કહું છું. ત્હમે કહેશો અને વિભા માનશે એ સાચી વાત છે, પણ એને એ રીતે દમવામાં ત્હમે ત્હમારું બન્નેનું અહિત કરશો."

એમની દલીલમાં સત્ય ન હતું એમ તો હું કેમ કરીને કહું? છતાંય મ્હેં દલીલ આગળ ધરી:

"એમાં દમવાની વાત ક્યાં આવી? આજે ખાસ સંજોગો આવીને ઊભા હોય ત્યારે આવી વાતોનો વિચાર પણ ન થઈ શકે."

બાપુ ખુરશીમાં જરા સળવળ્યા. એમના અવાજમાં થોડી આર્દ્રતા આવી હતી. જરા હાથ મસળતાં એ બોલ્યાઃ ત્હમે બન્ને જે કરો તે મ્હારે કબૂલ છે જ. પણ ત્હમારા હિતસ્વી તરીકે ત્હમને એટલું કહું છું કે જીવનનો આનંદ સાહસમાં હોય છે. સલામતીની શોધ પુરુષાર્થને પાંગળો બનાવે એટલી હદ લગી લઈ જવામાં જીવનનો મહાન અન્યાય થાય છે.''

બાપુ હકીકતની ધરતી પર ઊભા હતા એની મ્હારાથી કેમ ના કહેવાય ?

હું એમને જવાબ ન દઈ શકયો. મ્હારા મૌનનો એમણે શું અર્થ કર્યો એ તો હું નથી જાણતો, પણ થોડીક મિનિટમાં શિષ્ટાચાર સાચવીને એ ગયા.

એમનું ખાલી આસન ઊછળી ઊછળીને બોલતું હતું: તું કાયર છે, કાયર છે.

આક્ષેપે મ્હને બહાવરો બનાવ્યો. ભયને મ્હેં કદી પિછાણ્યો નથી. જોખમ ખેડતાં મ્હેં કદીએ પાછું જોયું નથી, એટલે તો ઓળખનારાઓ મ્હને નાદાન અને કયારેક અવિચારી કહે છે. જીવ પર આવીને ખેલતાં હું કદીયે શરમાયો નથી.

અને બાપુએ કહ્યા મુજબ કરવાની મ્હારી આનાકાનીને કાયરતાનું રૂપ આપવામાં મ્હને ઘણો અન્યાય છે. ભીરુ તો પોતાની જિંદગી સારૂ કે સુખ સારૂ કાયરતા દાખવે છે. એનો હેતુ અને સ્વાર્થ કેવળ અંગત હોય છે—ચામડીને આખી રાખવાનો. મ્હારો હેતુ વિભાને દુઃખી ન થતી જોવાનો હતો—છે. એટલા ખાતર હું મ્હારા પોતાના સુખનો ભોગ આપતો હતો. મ્હેં કબૂલ કર્યું જ છે કે હું વિભાને ચાહતો હતો. જીવનમાં સુખને જાણવાનો એકમાત્ર આધાર મ્હારે માટે તો વિભા જ હતી અને છે. છતાં એ એકલા આધારને દૂર દૂર

ફગાવી દેવા, સુખની એકમાત્ર આશાને નેસ્તનાબૂદ કરવા હું તૈયા
થાઉં છું; કારણ કે એમાં મ્હારા સુખ ઉપરાન્ત વિભાનું દુઃખ પણ
સમાયું છે. આ સુખનો હું ત્યાગ કરવા તૈયાર થાઉં તોય મ્હારે શિ
કાયરતાની કાળી ટીલી રહે ? એ ક્યાંનો ન્યાય છે ?

બાપુને હું અન્યાય કરવા નથી જ ચાહતો. એમની સ્નિગ્
મમતાનાં દર્શન પણ પાવનકારી છે. અને ચિત્રની જે બાજુ હું જો
રહ્યો છું તે તો તેમને જોવા ન જ મળી શકે.

વિભાનું તો હું અહિત કેમ જ કરી શકું ? જેણે એનું આખુંએ
જીવન કશાય સંકોચ વિના પૂરા વિશ્વાસથી મ્હારી હથેળીમાં મૂકયુ
હોય એનું કશુંયે અહિત હું કેમ કરીને કરી શકું ?

બાપુ સાહસની વાત કરે છે. વિભાનું મન મ્હને વગર માગ્યે
મળ્યું હતું. એનું શરીર જ્યારે મ્હેં વાંચ્છયું હોત ત્યારે મ્હારું બન
શક્યું હોત. આમાં હું વિભાને કશું નીચાજોણું કરાવવાના ખ્યાલથ
નથી બોલતો, પણ મ્હારી ઢાલની બીજી બાજુને એમની નજર સામે
ખડી કરવાની અશક્તિનો અયોગ્ય લાભ લેવાતો હોય અને મ્હારી
વિભાને સુખી જોવાની શુભ નિષ્ઠાને, મ્હારામાં સાહસના અભાવ તરીકે
ઓળખાવવામાં આવે ત્યારે આ રીતે પણ વિચાર કરવાની અને
મનશુદ્ધિની જરૂર પડે છે. મ્હારા પોતાના સુખનો સર્વત્યાગ એ
કાયરતા ? વિભાના સુખની સતત ચિંતા કરવી એ પુરુષાર્થને હણતી
સલામતીની શોધ ?

દુનિયાદારીની રીત જ આવી હશે ? કાગડો કોઈનું લેતો નથી
અને કોયલ કોઈને કશું દેતી નથી, છતાં એક અળખામણો થાય અને
બીજીનાં વધામણાં ગવાય !

તે દિવસે સાંજના અચાનક સાઈકલ પર કિશોર મળી ગયો.
હું ધારું છું કે નિશાળેથી તે ઘેર જતો હતો. મ્હને જોયો એટલે
સાઈકલ પરથી ઊતરી એ મ્હારી પાસે આવ્યો. અને બોલ્યોઃ

"હું સમજ્યો કે ત્હમે ઘેર આવશો એટલે ત્હમને મળવા ન આવ્યો."

હું જરા મુંઝાયો: "કેમ, કશું કામ હતું ?"

કિશોર અચંબામાં પડ્યો: "વાહ ધીમન્તભાઈ, ત્હમે જ મ્હને પેલી વાતનો જવાબ આપવાનું કહ્યું હતું ને ? ભૂલી ગયા ?"

કિશોરના નિર્દોષ, નિર્મળ મનની પ્રતિભા પાસે હું કેટલો વામણો પામર લાગતો હતો !

કિશોર એની વાત કહેવામાં પડ્યો. એણે વિભાને તે રાતે બાપુ, મ્હારા અને એના વચ્ચે થએલી બધી વાત કરી હતી; સવારના પહોરમાં પહેલું કામ જ એ કર્યું હતું.

"મ્હેં વિભુ બહેનને પૂછ્યું: તું મ્હને અને બાપુને છોડીને જતી રહેવાની છે વિભુ બ્હેન ?" પહેલાં તો એ મ્હારા સામું જ જોઈ રહી અને પછી ખડખડાટ હસી. મ્હને બાથમાં લઈ એ બોલી: "કોણે ત્હને કીધું કિશોર કે હું જતી રહેવાની છું ?"

મ્હેં કહ્યું: કહે કોણ વળી ? અમને ખબર નહિ પડતી હોય ? અને ત્યારે તો બહેન ત્હમે અમને ભૂલી જશો ?" વિભુબ્હેને મ્હને એવી તો ભીંસ દીધી કે મ્હારાથી બોલાયું જ નહિ. મ્હેં કહ્યું: પણ મને છોડ તો ખરી ! ત્યારે મ્હને માંડ માંડ છોડ્યો અને કોચ પર ઘસડી જઈ મ્હને બેસાડ્યો અને પોતે નીચે ભોંય પર બેઠી. એનું મોં એવું તો લાલચોળ થઈ ગયું હતું ! એ મ્હને કહે: "કિશુ, હું ત્હને અને બાપુને છોડીને ક્યાંઈ નથી જવાની હોં ! હું તો અહીં જ રહીશ." મ્હેં પૂછ્યું: "મ્હને પટાવે છે ? બાપુ અને ધીમન્તભાઈ બન્ને એમ કહેતા હતા ને ?" ત્યારે મ્હારા બન્ને હાથ હાથમાં લઈ બોલી: "સાચું કહે છે, ધીમુએ ત્હને એમ કહ્યું ?" મ્હેં તો કંટાળીને કહ્યું "ભાઈ, આ ત્હમારા બધાની વાતમાં આપણને તો કશી ય ગમ નથી પડતી. ત્હમે બધાં

કાંઈ સમજાય તેવી તો વાત કરો. અને મ્હેં જરા છણકો કર્યો'ને એટલે એ બોલી: "જો કિશુ, ધીમુ અહીં આપણી સાથે રહેવા આવશે. તું, બાપુ, એ અને હું હસતાં હસતાં આપણા દિવસ જશે. આખી જિંદગી એ હાસ્યનો દિવસ અને એવો દિવસ એટલે આનંદનું ગીત." મ્હેં કહ્યું: 'વિભુ બહેન, તું તો પેલી કવિતાઓમાં આવે છે એવું બોલે છે.' ત્યારે કહે: 'હા, કિશોર, ત્હારી વાત સાચી છે. હું કવિતાઓમાં આવે છે તેવું જ બોલું છું; કારણકે મ્હારું, ત્હારું, આપણું જીવન એ પણ કવિતા છે.

કિશોર વાત કરતો અટક્યો. વિભાની 'કવિતા'એ મ્હને વિચાર કરતો કર્યો હતો એટલે હું પણ કશું બોલ્યો નહિ. મ્હારા મૌનથી કિશોર જરા મુંઝાયો લાગ્યો એટલે એને એમાંથી ઉગારવા હું બોલ્યો: "પછી શું થયું કિશોર?"

"પછી તો?" કિશોરે માથું ખંજવાળ્યું "હાં, પછી તો, ધીમુભાઈ, ગમ્મત થઈ. કવિતાની વાત આવી એટલે બહેન મનમાં કોઈ કવિતા ગણગણી ગઈ. મ્હેં કહ્યું: "વિભુબહેન, મોટેથી ગાને!" ત્યાં તો એ તરત ચૂપ થઈ ગઈ. અને મોંએ આંગળી દઈને કહે: 'કિશુ, ધીમુને ન કહેતો કે મ્હેં ગાયું તું.' મ્હેં કહ્યું: પણ તું ક્યાં ગાય છે? ત્યારે કહે: "જો આપણે ચારે અહીંઆં રહેતા થઈશુંને ત્યારે હું ગાઈશ—ખૂબ ગાઈશ. અરે જરીકે ગાતી બંધ નહિ થાઉં, તું બંધ કરવા કહીશ તોયે હું બંધ નહિ થાઊં. હા, મ્હેં કહ્યું: ત્યારે અત્યારે જ થોડુંક તો ગા. ત્યારે કહે: મ્હારાથી ન ગવાય. ધીમુ વઢે. તે, હેં, ધીમુભાઈ, ત્હમે એને ગાવાની ના કહી છે?"

કિશોરની મુગ્ધતાથી હું હસી પડ્યો. એ તો આંખથી પ્રશ્નાર્થ રચતો મ્હારા સામે જોઈ રહ્યો હતો. એને રાજી કરવા મ્હેં કહ્યું: હા કિશોર, મ્હેં જ એને ના પાડી છે. ગાય છે અને પછી એને દમ ચઢે છે."

આવું જુઠું હું કેમ બોલ્યો એ મ્હને પણ ન સમજાયું. મ્હેં વિભાને ગાવનું ન કહેવાની વાત તો દૂર રહી, કદીએ ગાતાં, અરે ગણુગણુતાં નથી સાંભળી, કિશોરને રાજી કરવા જ હું આ બોલી ગયો ? કે......

મન પાછું પરપોટા ફુલાવવા માગતું હતું. પણ કિશોરની હાજરીએ મ્હને વાર્યો. એણે વાત ચાલુ રાખીઃ

"એ તો ત્હમે સારું જ કર્યું. હમણાં તો આખો દહાડો ખું ખું કર્યા કરે છે. પણ ધીમુભાઈ, ક્યારેક તો એને ગાવા કહેજો, હોં. એવું સરસ ગાય છે એ ! અને મ્હને તો એ ગાય છે એ એટલું ગમે છે, બસ, ન પૂછો વાત."

કિશોર આપોઆપ વાત કરતો અટક્યો. હું એને જોઈ રહ્યો હતો અને એની માનસિક સ્વસ્થતા અને સ્વચ્છતાની અદેખાઈ કરતો હતો. આવું જ આખું જીવન જતું હોય તો ?

હું વધુ ઊંડા કાદવમાં ઊતરું ત્યાં તો કિશોરનો નવો સવાલ આવ્યોઃ "ધીમુભાઈ હવે ત્હમે ક્યારે અમારે ત્યાં રહેવા આવશો ?"

કેવો સીધો સાદો છતાંય ઊભો ને ઊભો બાળી દેતો સવાલ હતો ? આ બાળક મ્હને જીવનવ્યવહારના કેટકેટલા પાઠ ભણાવતો હતો !

મ્હને મૂંગો જોઈ એ જ બોલ્યોઃ "પણ હમણાં તો ત્હમે સત્યાગ્રહમાં જવાના એટલે બધું પતી ગયા બાદ આવશો. ખરુંને ?"

મ્હેં હસીને હા પાડી. એની સરળતાએ મ્હારા હૈયા પરથી શલ્યા ઉપાડી લીધી. એની જીભે મ્હારું દિલ બોલતું હતું; પણ વિભાએ એને ત્યાં રહેવાનું શું ગોઠવ્યું'તું ? પેલી 'આર્થિક જવાબદારી' ની વાતમાં એની આવી ગોઠવણ હતી ?

કિશોર તો એનો કોઈ ગોઠિયો મળ્યો એટલે ચાલ્યો ગયો. પણ આખે રસ્તે આ જ વિચારે મ્હને કોરી ખાધો. વિભા આ રીતે

મ્હને એના ઉપકાર નીચે દબાવવા ચાહતી હતી ? મ્હને એણે આટલો હલકટ જાણી લીધો કે આવી સુધરેલી ઘરજમાઈ જેવી હાલત હું સ્વીકારું ? એણે મ્હારા સ્વમાનનો કશો વિચાર જ ન'તો કર્યો ?

પણ વિભા આવું મનમાં કલ્પી પણ શકે ? પોતાની જાતને મ્હારા ઉપર ન્યોચ્છાવર કરવાની આટલી તત્પરતા અને ઉત્સુકતા જેનામાં હતી તેવી વિભા આવું મનમાં આણી પણ શકે ! કિશોરની કંઈક ભૂલ થઈ હશે. વિભા આવું ન કરે, ન જ કરે.

આ વિભાએ મ્હને કેટલો બેબાકળો બનાવી દીધો હતો ! પૂરી સ્વસ્થતાથી કશું વિચારવાનું ય સૂઝતું નથી. બધું એના રંગે જ રંગાય છે. પણ મ્હને એ નહિ પાલવે. ઊંડે ઊંડે મ્હારી ખાતરી વધુ અને વધુ દૃઢ થતી જતી કે આનો અંત આવી જવો જોઈએ.

ત્યાં તો મન બોલ્યું: આટલે લગી એને વિશ્વાસ દીધા બાદ, એને જ નહિ, બાપુને પણ અને લગભગ આખી દુનિયાને ખાતરી કરાવ્યા બાદ, હવે એમાંથી ભાગી છૂટવું છે ? સત્ય, અહિંસાનો ત્હમારો ધર્મ ત્હમને આમ કરવા કહે છે ? કે પછી ધર્મના નામે સગવડીઓ ઢોંગ જ ત્હમે આદરો છો ?

નહિ પણ આ બાબતમાં મ્હારું હૈયું સાફ છે. મ્હેં વિભાને કે કોઈને ય મ્હારે મોએથી કશીએ જાતનો વિશ્વાસ આપ્યો નથી. જો એમની સાદી સમજથી એ લોકોએ આ પરિણામ તારવ્યું હોય તો એમાં મ્હારો શો દોષ હતો ?

પણ વિભાએ મ્હને આવો સ્વમાન વિનાનો કેમ માન્યો ? હું ક્યાં એને કહેવા ગયો હતો કે એણે આવી અણઘટતી ગોઠવણની કલ્પના પણ કરી હશે ?

હું થાકી ગયો હતો. મ્હારા એકરંગી જીવનમાં વિભાએ આવીને આવું ડહોળાણ શા માટે આદર્યું હશે ? એને શું મળ્યું હશે, એમાં ?

પણ મ્હારા શુષ્ક રેગિસ્તાન જેવા જીવનમાં એ એક જ લીલી વીરડી હતી ને? હુંય એને ચાહતો હતો ને?

મ્હને કશું સમજાતું નથી, કળાતું નથી. હૈયું કે બુદ્ધિ કશુંય કશું કરતાં નથી, કશું સૂઝતું નથી. આખાએ જીવન પર કેવો અંધારપટ પથરાયો છે!

મ્હારે જોઈએ છે શાન્તિ; મનની પરમ શાન્તિ.

મ્હારે નથી જોઈતો કલહ; મનનો કલેશ, મનઃદુઃખ.

હું નથી સહી શકતો એ ખ્યાલ, કે મ્હારે લીધે એ દુઃખી છે.

સડક પર આ ભીડ મ્હને ભીંસ દે છે. કલબલાટ કરી મૂકતા વિચારો હજાર હજાર ચટકા ભરે છે. શા માટે આ બધું મ્હારા જ ઉપર! હું જ માત્ર લોકની નજરે ચઢ્યો છું?

અણઘડ કુંભારના ચાક પર માટીનો લોંદો જેમ ચક્કર ભમ્મર ભમ્યા કરે, આકાર ન પામે, સ્થૈર્ય ન પામે, માત્ર ઘૂમ્યા જ કરે, એમ મ્હારું મન ઘૂમતું હતું. ક્યાંય સીધો વિચાર ન હતો, સરખો ખ્યાલ ન હતો, સંતોષ ન હતો.

હું હતો કેવળ વહિયો, બીજાઓનો બોજો વીંઢાળનાર.

ખરાખોટા વિચાર મ્હને વીંખી નાખતા હતા. પારાવાર ઝીણા ઝીણા ટૂકડાઓમાં હું વહેરાતો હતો. એ ય એક કુદરતની મશ્કરી હશે કે બીજાઓની મુશ્કેલીઓનો ઉકેલ હું શોધી શકતો, પણ મ્હારી પોતાની આવી કરુણ પરિસ્થિતિનો હું કોઈને ઈશારો પણ ન'તો કરી શકતો.

જીવનમાં આવી નિરાધારી મ્હેં ક્યારેય નથી વેઠી. મ્હને થયું કે આમ ને આમ તો હું પાગલ બની જઈશ. મ્હારે કો'કની સાથે તો આ વિષે વાત કરી કશુંય માર્ગદર્શન મેળવવું જોઈએ, કદાચ હું ખોટો હોઉં. કોક માનસિક ગ્રંથિનો હું શિકાર બન્યો હોઉં. અને

ભલે માર્ગદર્શન નહિ મળે તો કાંઈ નહિ, પણ હૈયા પર આવી પડેલો આ હિમાલયનો ભાર તો હલકો થશે !

પણ કોને કહું ? કોની આગળ જઈને હૈયું ખોલું ? હમદર્દી અને સહાનુભૂતિપૂર્વક વાત સાંભળે એવું કોણ હતું ? ભીંત સામે હૃદય ચીરી બતાવવાનો કશો અર્થ ખરો ?

જીવનની એ પણ એક કરુણ ઘટના જ હશે કે કાં તો ત્હમે આદર પામો કે કાં તો કોઈની અવગણના; સમ ખાવા પણ ત્હમને સમભાવ ન મળે. ત્હમારી આગળ આવી સહુ કોઈ એની અંતરતમ વાત ત્હમને કહી શકે. પણ ત્હમારી પોતાની દશા એવી હોય કે મનની વાતને જીભને છેડે લાવતાં કે શબ્દાકારે કોઈ કાન આગળ બોલતાં ય ત્હમને સતત ભય રહે ?

કોકને તો મ્હારે આ વાત કરવી જ જોઈએ. મ્હારી પોતાની માનસિક સ્વચ્છતા તો એથી જરૂર પમાશે.

અમુ અને તિલુભાભીને કહી જોઉં તો ! ઘટના તરીકે પણ એ ઘણું જાણે છે. અમુને તો મ્હેં મ્હારી મનોદશા સમજાવી પણ હતી. એનો ઉકેલ કદાચ મ્હારા મનગમતો ન પણ હોય તોએ મ્હને એમનો પ્રમાણિક મત મળશે અને વધુમાં આખીએ વાત એમના અંતરમાં દટાઈ રહેશે. હજાર જીભ મેળવી એ ચોરે અને ચૌટેથી બોલવા નહિ પામે.

હું અમુ અને તિલુભાભીને ત્યાં ગયો. સારે નસીબે અમુ ઘેર જ હતો. મ્હને જોતાં જ તિલુભાભી બોલ્યાં: “ઓહોહો ! ધીમુભાઈ, ત્હમે તો બહુ વર્ષે દેખાયા ! અરે ભાઈ, અમે ત્હમારે ઘેર કાંઈ હક્ક કરતાં નહીં આવીએ, પણ જરા દર્શન તો દેતા રહો.”

મ્હેં કહ્યું: “ત્હમને તો તિલુભાભી, બધે બધાનો વાંક જ દેખાય છે. પણ હમણાં તો ક્યાં વખત મળે છે ?”

અને તિલુભાભીની જીભ ચાલી: "હાસ્તો ભાઈ, હમણાં ક્યાંથી વખત મળે ? કેટલાંને સમજાવવાનાં, કેટલાંને મનાવવાનાં. ઘર વસાવવાનાં એટલે ચીજભાવ લાવવા મેલવામાં ય વખત જાય જ ને!"

અમુ હસ્યો અને તિલુભાભીયે હસ્યાં. મ્હેં પણ મરકવાનો યત્ન કર્યો, પણ મ્હારાથી ન હસાયું. આ લોક પણ મ્હારી મશ્કરી જ કરતાં હતાં ને! હું ધૂંધવાયો તો ખરો, પણ આને ય અનિવાર્ય ગણી હું ચૂપ રહ્યો.

તિલુભાભી તો ચગ્યાં હતાં. પ્રકાશના વેગ કરતાં ય એમની જીભનો વેગ વધુ હતો અને વીજળીના દાહ કરતાં ય એમની જીભમાં વધુ દાહ હતો.

"મ્હેં તો આ ઘરમરાજાને ઘણું ય કીધું કે ભલો થઈને ધીમુભાઈની અને વિભાની ઓળખાણ કરાવવી રહેવા દે; નકામી અમારા ધીમુભાઈને અમારી પાસેથી ઝૂંટવી લેશે. પણ એ કયે દહાડે મ્હારું માને છે?"

"તિલુ, તે મ્હેં ઓળખાણ ન કરાવી હોત તોય વિભા એને મળી હોત. વિભાને તું ક્યાં નથી ઓળખતી?" અમુ બોલ્યો.

મ્હારે મૂંગેમૂંગા સાંભળવાનું જ હતું ને! અહીં મ્હારું મન ભડકે બળતું હતું અને એમને તાપણી થઈ હતી!

"ધીમુભાઈ, બીજું કાંઈ નહીં તો છેવટે અમને વિભાનાં ગીત સાંભળવા મળે તે માટે પણ ત્હમે પરણી લ્યો" તિલુભાભી બોલ્યાં.

આમની આગળ અંતરના આગળા ખોલી વાત ઠાલવવાથી શો ઉદ્દેશ સરવાનો હતો! એમને મન મ્હારી વાત એ મજાકનો, આનંદભર્યો, ચિંતાવિહીન અડધા કલાકનો વિષય હતો.

ઈબ્સેનનું The best befriended man is he who knows how to stand alone મ્હને સાંભર્યું. કેટલું કડવું છતાંય ગંભીર સત્ય એમાં હતું!

ધીમુ અને તિલુભાભીની મશ્કરીભરી વાતોનો કશો જ અંત ન હતો. એક વાતમાંથી બીજી વાત જન્મતી અને તેમાંથી ત્રીજી. તિલુભાભીને તો સમજી શકાય, પણ અમુય એમાં જોડાયો હતો એ મ્હને સાલતું હતું. એ તો મ્હારી મનોદશા જાણતો હતો, છતાંય એ તિલુભાભીની ટાપસી પૂરતો હતો!

અને આમને હું મ્હારી વાત કહેવા આવ્યો હતો! મ્હારા મનની મથામણનો એકેએક અક્ષર એમને સો સો ટચાકની સામગ્રી પૂરી પાડે ને! નથી કહેવો, એક અક્ષરે નથી કહેવો.

એમની વાતોનો મ્હેં કશોય ઉત્તર ન દીધો. અને થોડી વાર બાદ એ બન્ને પણ એ વાત કરતાં અટક્યાં. કદાચ હું આ જીરવી નથી શકતો એવું પણ એમને લાગ્યું હશે. કારણકે તિલુભાભી બોલ્યાં પણ ખરાં: “લ્યો ને ભાઈ, ત્હમને માઠું લાગતું હોય તો નહીં બોલીએ, પણ મંદિરના દેવ જેમ મૂંગે મૂંગા શું બેસી રહો છો?”

અને અમુએ પાદપૂર્તિ કરી:

“અરે, હમણાં તો ધીમુએ ગાંધીજી પાસે પેલાં ત્રણ જાપાની રમકડાં છે તેની ફિલસૂફી જીવનમાં ઊતારી છે.” અને વાત સાથે અનુરૂપ અભિનય ભેળવી એ બોલ્યો: “હું જોતો નથી, હું સાંભળતો નથી, હું બોલતો નથી.”

તિલુભાભી બોલી ઊઠ્યાં: “આમાં તો એકલું એકતૃતીયાંશ સત્ય છે. ધીમુભાઈ બોલતા નથી એટલું જ સાચું છે ખરું ને, ધીમુભાઈ!”

“હું બોલીશ ત્યારે તો એટલુંએ સાચું નહીં રહે.” હું બોલ્યો ને અમે હસ્યા. પણ મ્હારું મન તો ગાંઠ વાળતું હતું કે અહીં કશીય વાત કરવી નથી.

અને એમની મજાકો સહી લઈ, લગભગ આંગળીનું ટેરવું બનીને કશુંય બોલ્યા વિના હું ત્યાંથી નીકળ્યો—

એકલો, એકલો, તદ્દન અટૂલો! ન'તો કોઈ સાથી, ન'તો કોઈ મિત્ર: સહુ તાળી બજાવી, આડા ઊભા શબ્દોના લાફા લગાવી સલામ કરી દૂર જનારા. એવું કોઈ ન હતું કે જેના આગળ હૃદયનું અનાવરણ કરવાથી કશી શાતા મળે.

શા માટે આ નિરાધારી? શા માટે આ સહુની આંગળીના નખ બન્યા જેવી દશા? ક્યાંક, કોઈ જગાએ, અગોચર ખૂણે એવું કાંઈક હશે જે મ્હને નહિ જણાતું હોય અથવા જેને મ્હારા હુંપદે કો'ક રૂપાળા રંગે મઢ્યું હશે જે બીજા બધાને ત્યાજ્ય, કૃત્રિમ, વિકૃત થએલું, અમાનુષી, અસહ્ય જણાતું હશે?

મ્હારામાં ઊંડે ઊતરી આ તત્ત્વને શોધવા હું મથ્યો, પણ મ્હારી શોધ નિષ્ફળ નીવડી.

પણ એ હકીકત હતી કે હું કોઈને મ્હારાં ન'તો કરી શક્યો. કોઈનાય હૈયામાં એક તલમાત્ર સ્થાન પણ મ્હેં ન'તું મેળવ્યું. આનો અર્થ તો દેખીતો જ હતો. ભલે મ્હારું અભિમાન મ્હને એમ કહે કે મ્હારામાં કશી ઉણપ નથી, મ્હારું ગુમાન આત્રી કો'ક અધૂરપને સ્વીકારવા નકારે, છતાંય મ્હારામાં એવું કશું હતું જે મ્હારા અને અન્ય વચ્ચે એક દીવાલ ખડી કરતું હતું, એમને મ્હારાં થતાં રોકતું હતું. મ્હારા સ્વભાવનું આ પ્રતિ–માનવી તત્ત્વ નાના રૂપે પ્રગટ થતું, પણ એની અસર તો હમેશાં એક જ થતી–પેલી આપરખાપણાની વાડ રોપાતી. કરુણ કહો કે તિરસ્કરણીય કહો, જે હોય તે આ હતું. એને દેખ્યા છતાં આંધળા બનવામાં, એનો અવાજ નિરંતર સાંભળ્યા છતાં બહેરા રહેવામાં કેવળ શાહમૃગની સલામતી શોધવાની રીતનો સ્વીકાર હતો.

પણ આની સામે બીજી પણ હકીકત હતી. વિભાએ, વિભા જેવી ચકોર અને સારાસારનો વિવેક સમજનારી, હંસવૃત્તિને સૂક્ષ્મ-રૂપે કેળવી રહેલી વિભાએ એનો સ્નેહ મ્હારા પર ઢોળ્યો હતો. બાપુ જેવા દુનિયાના ઝેરને પચાવી ગએલા આદમીએ પણ મ્હને એમના સ્નેહનું ભાજન બનાવ્યો હતો. શું અમને મ્હારા સ્વભાવની જ નહિ પણ મ્હારા અસ્તિત્વની આ મહાન ખોડ જણાઈ નહિ હોય!

હુંય કેવો છું! એમની નજર આ ઊંડા ધરા પર નહિ જ પડી હોય! એમની નજર પડી હોય તો એમનો આદર, સ્નેહ, માન ભાવ સહુ ક્યારનાય પેસિફિકને તળીએ બેસી જાય—કોઈ પણ માણસ એને ચલાવી લઈ નહિ શકે.

અજાણી, અલ્હડ, દહાડે દિવસે તારા દેખતી વિભાએ આ જોયું જાણ્યું ન હોય તો મ્હારે એને અંધારામાં રાખવી? સહુને જેની સાથે નથી બનતું, સહુ જેનાથી દૂર દૂર રહેવા ઇચ્છે છે તેનો સહચાર સહવાસ આ કુમળું ફૂલ કેમ સહી શકશે? જીવનમાં એક પળ એવી આવે છે જ્યારે આખી દુનિયા પર મખમલની બિછાત બિછાવેલી હોય છે: ડાળે ડાળે કોયલો કૂજતી હોય છે, પાને પાને રંગ રમતાં ફૂલો ખીલ્યાં હોય છે; સ્વચ્છ, સરળ નદી મંદ મંદ વહેતી હોય છે અને આકાશે ઊનભર્યાં ગાડરાં જેવાં ભરગચ્છ સફેદ વાદળાં વેરાયાં હોય છે. આ કેવળ દિવાસ્વપ્ન છે. માનવીના ઇતિહાસમાં આવી એકાદેક સુભગ પળ પણ ભાગ્યે આવે છે. વિભા એને જીવન માની લે એ સમજી શકાય. પણ જ્યાં એનો ઢોળ ઊતરી ગયો ત્યારે આ જીવન જેવું કુરૂપ બીજું શું હશે?

આના આ જ ખ્યાલમાં ઘેર પહોંચ્યો ત્યારે માથામાં ખૂબ જોરથી સણકા મારતા હતા. મ્હેં કદીએ નહોતો અનુભવ્યો એવો થાક મ્હારાં ગાત્રોને શિથિલ કરતો હતો, છતાંય આંખમાં ઊંઘ ન

હતી. ક્યાંથી હોય ? આ લોચનમનના ઝઘડાએ ઊંઘનેય હરામ કરી દીધી. મ્હારા જીવનમાં વિભા ન'તી આવી ત્યારે કેટલું સુખ હતું ! એક 'ના' કેટકેટલા વિચાર–હૂમલાને ટાળી શકતી હતી ?

પણ મ્હારે મનને મજબૂત કરવું જોઈએ. કદી યે વિભાના જીવનનો હ્રાસ હું નહિ થવા દઉં. મ્હારું અને એનું લગ્ન અસંભવ છે.

મનમાં નિશ્ચય દૃઢ થતો હતો ત્યારે જ બીજી બાજુએ વિભાએ મ્હારા જીવનમાં દાખવેલો નવો પગચીલો કેવો રમ્ય, કેવો સુખદાયક હતો એનું રટણ ચાલતું હતું. એ પગવાટ પર મ્હારી નજરે ન'તી પડી ત્યારે જીવન કેવું એકધારું, લૂખું, કૃત્રિમ અને વિકૃત જણાતું હતું !

ના, ના, ના. એ ખ્યાલ જ બધા ખોટા છે, ખોટા છે, ખોટા છે.

એસ્પીરીનની ટીકડી ખાઈ હું ઊંઘનું સ્વાગત કરવાની તૈયારીમાં પડ્યો. મનમાં તો આનું આ જ ઘુંટાયા કરતું હતું.

કિશોરે કહેલું પેલું વાક્ય અત્યારલગી કોઈક સંગવડભર્યા ખૂણે ભરાઈ રહ્યું હતું તે પાછું કૂદી આવ્યું. મ્હનેય એને ત્યાં રાખવા માગે છે ? આવું અપમાન કરવાનો એને ખ્યાલ પણ કેમ આવ્યો હશે ? હું એને કહેવા ન'તો ગયો. મ્હને એણે આવો નાચીઝ માન્યો ?

છેક મોડી રાતે ઊંઘ આવી ત્યાં લગી હું આ જ ખ્યાલમાં રમતો રહ્યો.

બીજે દિવસે હું દફતરે ગયો ત્યારે વિભા એકલી ત્યાં બેઠી હતી. દેવુભા આજે ક્યાંક ગોટલી મારી ગયા લાગતા'તા. વિભા મ્હને દેખીને ચમકી જણાઈ. એના કાનની બૂટ લાલ લાલ થઈ ગઈ. કશી ભાવોદ્રેકતાને એ દમી રહી હતી. એને જોઈ અને મ્હને કિશોરની વાત યાદ આવી.

આડીઅવળી વાત કરતાં કરતાં વિભા પોતાની ખુરશી પરથી ઊઠી મ્હારા ટેબલ પર આવીને બેઠી. હોલ્ડરને શાહીમાં બોળી,

શાહીચૂસ પર લીટા કરતાં એણે મ્હારી સામે તિરછી નજર નાખી. વિભાની આંખમાં આવો તલસાટ મ્હેં ક્યારેય નથી જોયો. શું કહેવા માગતી'તી વિભા ?

હોલ્ડરને હાથમાં રમાડતી, ધીરે રહીને એ બોલી: "ધીમુ..."

આગળ એ ન બોલી. એના અંતરમાં રમતી ઉત્કટ ઈચ્છા એની આંખે આવીને બેઠી હતી. અનિમેષ નયને એ મ્હારા સામું જોઈ રહી. મ્હેં પૂછ્યું: શું છે વિભા ?

"તું લુચ્ચો છે હોં ધીમુ, કિશોરને શીખવાડ્યું તે કરતાં મ્હને જ પૂછ્યું હોત તો ?"

એની વાતથી હું જરા ડઘાયો."મ્હેં કિશોરને શું શીખવાડ્યું હતું?"

"લે હવે સતો ન થા. હું તને જાણું છું તો."

"ખરેખર, વિભા, તું મ્હને જાણતી હતી ? ઓળખતી હતી ?"

"ત્હારા સમ. મ્હેં કિશોરને કશું નથી શીખવાડ્યું. પણ તું મ્હને એ કહીશ કે મ્હને ઘરજમાઈ બનાવવાનો ખ્યાલ ત્હારા મનમાં ક્યાંથી આવ્યો ? ત્હેં મ્હને એટલો પામર માની લીધો ?"

મ્હને લાગે છે કે મ્હારા અવાજમાં કડવાશ આવી હશે. વિભા જરા સળવળી.

"ત્હને ઘરજમાઈ બનાવવાનો ખ્યાલ—ત્હને દુનિયાની નજરમાં હલકો પાડવાનો ખ્યાલ સરખો પણ મ્હને કેમ આવી શકે ? કોણ આવીને ત્હારા મનમાં આવા વિચારો મૂકી જાય છે ?"

વિભાના અવાજમાં કંપારી આવી. પણ મ્હારે તો આ વાત પૂરી કરવી હતી એટલે ઊંડે ઊંડે વિભાની નેકદિલી વિષે પૂરો વિશ્વાસ હોવા છતાં હું બોલ્યો:

"ત્યારે કિશોરને એમ કેમ કહ્યું કે હું ત્હારે ત્યાં આવીને રહીશ ?"

મ્હારા સવાલથી એને જરા શાતા વળી હોય એમ લાગ્યું.

"ઓહ, કિશુએ ત્હને કહ્યું? અને ત્હેં એને માની લીધું? તુંયે જબરો છે, ધીમુ!"

"વાત ઊડાવ નહીં, વિભા, મ્હને એનો ખુલાસો મળવો જોઈએ, મળવો જ જોઈએ."

"હું વાત નથી ઉડાવતી. કિશુ એ દિવસે ખૂબ આકળો બન્યો હતો. એની એ જ ઘડીએ હું એને છોડીને જતી રહીશ અને પછી હું કે તું એને કદીએ મળીશું જ નહિ, એવું એને મનમાં વસ્યું હતું. એને ટાઢો પાડવા મ્હેં કહ્યું કે હું તો ક્યાંય જવાની નથી. ત્યારે તરત એણે ત્હારું પૂછ્યું. કશાય વિચાર વિના મ્હેં કહ્યું કે તુંય સાથે જ હઈશ. અને પછી તો આપણે ચારે એક જ છાપરા નીચે વસતાં હોઈએ એ ખ્યાલમાં જ હું ડૂબી. એ ખ્યાલ કરવો, એનાં સ્વપ્નાં રચવાં, એ ત્હારો ગુન્હો હોય તો હું ગુન્હેગાર છું. અને એટલું કબૂલ કર્યા બાદ પણ મ્હારાથી એ સોણલાંમાં લથબથ ખૂંપ્યા વિના નહિ રહેવાય."

વિભા એક ક્ષણ અટકી. સુકાતા હોઠ પર એણે જીભ ફેરવી. અને સહેજ નજર ઢાળી એ બોલીઃ એ સ્વપ્નાં સિવાય મ્હારી પાસે શું છે? જીવન દઈ મ્હેં તો સ્વપ્નું સંઘર્યું છે."

હું વિભાને જોઈ જ રહ્યો. એ સાચું જ કહેતી હતી. જીવન-હોડમાં હારી જઈ એણે સ્વપ્નું પોતાનું કર્યું છે. હુંય આ જ કહેતો હતો ને! સ્વપ્નાંને તે કાંઈ ઓછાં પહેરાય ઓઢાય છે!

હું કાંઈ ન બોલ્યો. વિભાની સચ્ચાઈ વિષેની પ્રતીતિ ઉપરાંત એ મૌનમાં ભીતિ પણ હતી. વિભા હવે શું કહેશે? હું એના સામે જોઈ રહ્યો. એ પણ આંખને ત્રાજવે મ્હને જોખી રહી હતી.

કાંડાઘડિયાળનો ચેતનધબકારોય મ્હને સંભળાતો હતો. શાંતિ હૈયામાં ટાંકણું મારતી હતી. બહાર સડક પર કોઈકે ખૂબ જોસથી મારેલી બ્રેકનો કચડાટ સળવળાટ કરતો શમી ગયો. અમે બન્ને એક-બીજાને જોઈ રહ્યાં હતાં બીજાના બોલવાની રાહ જોતાં, ભય ધારતાં.

અચાનક જ વિભા હસી પડી. એના નિખાલસ નિર્દોષ હાસ્યે એકાદેક ક્ષણ તો મ્હને મૂઢ બનાવ્યો. પણ ત્યાં તો હુંય એ હસતી હતી એ જ કારણસર હસી પડ્યો.

"ત્હારે તો આ જાહેર જીવનમાં પડ્યા કરતાં નટ બનવું જોઈતું હતું. કેટલી સહનતાથી તું તારી જાતને છુપાવી શકે છે?" હસતાં હસતાં વિભા બોલી.

એના દાંત કેવા ચમકતા હતા!

પણ વિભાએ આ શું કહ્યું? સાચે જ, વિભા જાણે છે કે હું મ્હારી જાતને છુપાવું છું? એની નજરે ચઢે છે એ ધીમુ, સાચા ધીમુથી અલાહેદા વ્યક્તિત્વવાળો જ ધીમુ છે, એ એ જાણે છે? કોને ખબર?

એનો તાગ લેવા હું એને જોઈ જ રહ્યો.

"આમ ટીકી ટીકીને શું જોયા કરે છે? હું કાંઈ કોઈ સરકસનું પ્રાણી કે સ્વાદિષ્ટ મિઠાઈ નથી!"

"પણ આ તો પેલા નટ ધીમુ એમ કરે છે!" હું બોલ્યો.

વિભાનું હૈયું જરા ઘવાએલું લાગ્યું. પણ તરત એણે વાત બદલી:

"પછી ત્હારી તારીખ થઈ નક્કી?"

વિભાનો અવાજ કેટલો કૃત્રિમ લાગતો હતો! શા માટે એ પ્રયત્નપૂર્વક આમ જ બોલતી હશે?

"તારીખ તો નક્કી નથી થઈ, પણ હવે તો દિવસોની વાર."

મ્હને, કારણુની તો ખબર નથી. છતાંયે, આટલું હું લગભગ ચાવી ચાવીને બોલ્યો હતો એની સ્વચ્છ સ્મૃતિ છે.

વિભાએ નજર નીચે ઢાળી, હોઠ કરડચો. શું ચાલતું હતું એના મનમાં?

"ધીમુ જતાં પહેલાં……"

એ આગળ ન બોલી, ન બોલી શકી; એના મોઢા પર કોઈ વિચિત્ર ભાવની રેખાઓ હતી. લજ્જાની લાલિમા સાથે કૃતનિશ્ચયની કરડી રેખા પણુ ભળી હતી. નીચલો હોઠ કરડતી, નજર નીચે ઢાળી એ બેસી રહી. શાહીચૂસ પર પડેલો એનો હાથ કંપતો હતો.

આ પ્રસંગ આવશે, અચૂક આવશે, મ્હારા મનમાં કયારનુંય વસ્યું હતું. ઘણીએ વાર એનો જવાબ ગોઠવવા મ્હેં ગડમથલ કરી હતી; પણુ છેવટે 'પડશે એવા દેવાશે' એ વાકયમાં મ્હેં ઘણું શોધ્યું હતું. અને પડયા ત્યારે તેવા દેવાની મ્હારી તાકાત જ કયાં હતી? કેવી વિચિત્રતા હતી આ! શાહીચૂસ સાહી ચૂસી લે એમ આ સવાલે, અધુરા રહેલા છતાંય અર્થને એના સર્વાંગીપણુામાં વ્યક્ત કરતા સવાલે, મ્હારી મતિ અને શક્તિને શોષી લીધાં હતાં.

હું કાંઈ ન બોલી શકયો. પળ પર પળ વીતતી હતી. ઊંચી નજર કરી વિભા સ્હામે જોવાની પણુ મ્હારામાં હામ ન હતી. ખૂબ તેજસ્વી શોધબત્તી જેવી બે આંખો મ્હારા માથે ઘૂમી રહી હતી અને ઘઉંને ફોતરાંથી અલગ કરતી હોય એવી તીખી લાગણી મ્હને થતી હતી. વિભાના કંપતા હાથને હું જોઈ રહ્યો.

યત્ન કરી મ્હેં ગળું ખંખાર્યું. વધુ વિલંબ કરવો કે વખત ગાળવો એ વિભાને માટે અસહ્ય સ્થિતિ પેદા કરશે એ ભયે મ્હેં બોલવાનું શરૂ કર્યું, પણુ શું જવાબ દેવો એ તો હું શોધ્યા જ કરતો હતો.

" વિભા, જેલ જતાં પહેલાં શું ?"

સરસ સવાલ જડી ગયો. બીજું કાંઈ નહીં તો વસ્તુના વિચાર માટે બે મિનિટ તો મળી ગઈ! મ્હારી હુંશિયારી પર હું મલકાયો. અને એથી જ મળેલી નવી તાકાત પર તો મ્હેં મ્હારી નીચે ઢાળેલી નજરને ઊઠાવી વિભાની આંખ સાથે પરોવી. વિભા ખિજાઈ.

" શું કંઈ ત્હને ખબર નથી તે મ્હને પૂછે છે ? ખૂબ કાલો થતો રહેવા દે. જતાં પહેલાં..."

વિભાથી આગળ ન જ બોલાયું. હિમાલયની તળેટી પાસે મુસાફર 'આ કેમ ઓળંગાશે ?' એવા ખ્યાલથી અટકી જાય તેમ વિભાનો અવાજ પણુ એ ઉચ્ચાર ન પામેલા શબ્દ આગળ પામર બની થંભી ગયો હોય એમ મ્હને લાગ્યું. હું ખડખડાટ હસ્યો. વિભાની મૂંઝવણુ કેવી મધુર મહોરતી હતી !

મ્હારા હસવાથી એને ય ઉત્તેજન મળ્યું.

" જો, હસવામાં વાત ઉડાવી ન દે. સીધો જવાબ આપ."

મ્હને વખત મળી ચૂકયો હતો. મૂર્છા પામેલું મન પાછું હાથપગ પસારતું થયું હતું. ધીરે ધીરે શબ્દો ગોઠવી હું બોલ્યો:

" વિભા, એ બધાનો વિચાર હવે તો સત્યાગ્રહ પત્યા બાદ કરવાનો. અત્યારને તબકકે તો એનો ખ્યાલ સરખો પણુ કેમ થઈ શકે ?"

" તબકકે ! આવે વખતે તો ત્હારું ભાષણુ છોડ ! અત્યારે શા માટે એનો વિચાર નહીં કરવાનો ?" વિભાએ એની મૂંઝવણુ પર જિત મેળવી લીધી હતી. મ્હને પોતાને ય એ નવાઈ તો લાગી હતી કે હું આવી વાતમાં પણુ 'તબક્કા' નો ઉપયોગ કરી બેઠો હતો.

" વિભા, આ બાબતમાં ઉતાવળ હંમેશાં ગેરસમજૂતી પેદા કરે છે."

મ્હારે ચહેરે ચોંટેલી વિભાની આંખો સહેજ ઝીણી થઈ. ગજવેલનો નીલો ચમકાર એમાં આવ્યો. પૂરી સ્વસ્થતાથી વિભા બોલીઃ

"એમાં ગેરસમજૂતીની નિંદા તો સ્ત્રીને જ ભોગવવી પડે છે. એ વિષે તું બેફિકર રહેજે," વિભા અટકી. પલકારા જેટલી ક્ષણ માટે એ કશી અસ્વસ્થતા ભોગવતી લાગી. પણ તરત જ એણે જાત સાંભળી લીધી. પૂર્વવત્ સ્વસ્થતાથી જ એ બોલીઃ "ત્હારા સંતાનની માતા બનવાનું સૌભાગ્ય તો હું વાંચ્છું છું."

ગરદનને છેડેથી કોઈએ સરકાવેલો બરફનો ટૂકડો કરોડની હાડ–સાંકળે ઊતરતો ઊતરતો નીચે જાય અને જેવી કમકમાટી થાય એવી જ કમકમાટી વિભાના આ વાક્યથી મ્હારા અંગે થઈ. શું બોલતી હતી વિભા!

પણ વિભા હકીકતની ધરતી પર ઊભી હતી. હું જે આડ ઊભી કરતો હતો તે તો એણે થોડાક શબ્દોમાં જ વેરણછેરણ કરી દીધી. અને એની સ્થસ્થતા કેવી મનહારી છે! પૂરી વાસ્તવદર્શી છે વિભા! પેલી રૂંવે રૂંવે ડોકાતી ઊર્મિલતા અને આ વાસ્તવદર્શન : કેવું અનોખું મિશ્રણ હતું! ન'તી જૂઠી લજ્જા કે ન'તી ખોટી શરમ. અદ્ભુત છે વિભા તું!

પણ મનમાં ને મનમાં આવા વિચારો કર્યે કશું ચાલવાનું હતું? એનો જવાબ તો કશો વાળવાનો જ હતો. અને એટલે જ હું એમાં પ્રવૃત્ત થયો.

"વિભા, હું એવી વાત ન'તો કહેતો. હું બીજી જ રીતે ગેરસમજૂતીની વાત કરતો હતો. મ્હારા હિતસ્વીઓ મ્હને અને મ્હારા સાથીઓને જે રીતે પીંખે છે તે તો તું જાણે છે. એમના હાથમાં ન કામનું એક નવું શસ્ત્ર શા માટે આપવું? કશાય આધાર વિના ફુગ્ગા ઉડાવવામાં તો એ પૂરા નિષ્ણાત હોય છે. અને આ માટે

આટલા આકળા થવાનીએ ક્યાં જરુર છે? ધાર કે સત્યાગ્રહમાં મ્હને કશું થયું તો?"

બોલતાં જ હું આટલું બોલી ગયો. અને એની અસર જોવા વિભા તરફ જોઈ રહ્યો. એના બન્ને હોઠ ચપોચપ બીડાયા હતા. આંખ ફરીથી ઝીણી કરી એ બોલી:" ત્હને મ્હારામાં વિશ્વાસ નથી?"

આજે વિભાને થયું છે શું?

"આજે ત્હને થયું છે શું વિભા? મ્હને અન્યાય કરવાની આજે ટેક લઈ બેઠી છે? ત્હને અન્યાય કરવાનું મ્હારા ખ્યાલમાં પણ શી રીતે આવે?"

"છતાંય ત્હારી જીભે આવે છે!" નજર ઢાળી વિભા બોલી.

"એનો અર્થ એ નથી, વિભા, કે જંગાલિયાતની હદે હકૂમત પહોંચે ત્યારે એની નજરે જે પૂરા દુશ્મન ગણાયા હોય એમને માટે શું ન કલ્પી શકાય? એવે વખતે ત્હારું શું?"

અને જરા અટકી. થોડી નાટકી ઢબ મેળવી હું બોલ્યો: "મ્હારી જીભે હું એ બોલું છું. વિભામાં અવિશ્વાસનો સવાલ નથી, વિભાના સમગ્ર સુખનો એ સવાલ છે. એનો વિચાર કરવામાં, વિભા, અવિશ્વાસ નથી, હોં."

"ધીમુ, વિભાને વિભાનું હોય એવું કશુંય નથી રહ્યું. જે ઘડીએ એણે એનું મન ત્હારે ચરણે ધર્યું તે જ ઘડીએ વિભા તો મટી ગઈ. ( ત્હારું સુખ એ જ એનું સુખ છે, ત્હારું દુઃખ એ એનું દુઃખ છે. )"

"ત્હારા માટે મ્હને કદીએ અવિશ્વાસ નથી, વિભા! પણ આ તો ખૂબ વિચારવા જેવી વાત છે." મ્હેં એને ઊર્મિલ થતી જોઈ ધીરેથી ઉમેર્યું.

"વિચાર, વિચાર, વિચાર, ધીમુ! જીવનમાં એક ક્ષણ પણ

એવી નહીં હોય જ્યારે આપણે વિચારનાં ગુલામ બન્યા કરતાં મનના ફૂલદડા બનીએ? એનાં કુદાવ્યાં કૂદીએ, એનાં નચાવ્યાં નાચીએ!"

"અને જ્યારે મનનો ફૂગ્ગો ફૂટી જાય ત્યારે?"

"ત્યાં લગીમાં વધુ નહીં તો ભર્યા ભર્યા પ્રફુલ્લ જીવનની એક ક્ષણ તો જોઈ લીધી હશે, જાણી અને માણી લીધી હશે; પછી ભલેને આખી દુનિયાનાં અંધારાં ઊતરે!"

"એ જીવન નથી, જુગાર છે."

"ધીમુ, સુખની ચિન્તા માણસને દુઃખી બનાવે એટલો જ જીવનનો ભાર છે?"

વિભા ખિન્ન બની હતી. માનસિક વૃત્તિઓનાં દમને એને કદાચ આકળી, લાપરવાહ, બેતમા બનાવી હતી; એના શબ્દેશબ્દમાં જીવનનો તલસાટ અને અંતિમતા તડપડતાં હતાં. મ્હને લાગ્યું કે એનાં હલનચલનમાં અતૃપ્તિનો સાદ પુકાર કરતો હતો. ગામડામાં દૂઝણા ટાણે ભાંભરતી ગાય મ્હને સાંભરી. બરાડતી એ વાછડાને ચાહતી જાય અને ઉત્કટતાને સંતોષતી જાય. વિભામાંયે એવી તરસ જાગી હતી.

"એવી રીતે ખ્યાલ કર્યે કાંઈ નથી વળતું, વિભા! તેજની, પ્રકાશની એક ક્ષણ માટે જીવતું પતંગ એ રીતે ખ્યાલ કરી શકે, આપણે નહીં."

વિભાની મુખમુદ્રા વિષણ્ણ બની હતી. વાતમાં જ એનું જીવન-ધન લુંટાઇ જતું એને લાગતું હોય એમ જણાતું હતું. પણ વિભા મ્હારા જવાબથી ગમગીન બની હતી? એના સુખની આડે મ્હારી વાત કે મ્હારી આપરખાપણાની સબળ વૃત્તિ કે કાયરતાનું રૂપ ધારતી સાવધાની હતાં, એમ એને લાગ્યું હતું?

પણ વિભાને આમ પીસાતી, પોતાને પીડતી જોવી પણ અસહ્ય

હતું. એના ડહોળાએલા મનને સાંત્વન દેવા મ્હેં વાતને વાળવા યત્ન કરવા માંડ્યો.

"વિભા, પળભરને માટે પણ એમ ન માનતી કે ત્હારા સુખ, ત્હારા માનસિક સંતોષ કે ત્હારા આનંદમાં મ્હને રસ નથી. ત્હારો આનંદ એ જ મ્હારો આનંદ છે, પણ આપણે જરા વિચિત્ર સંજોગોમાં મુકાએલાં છીએ. આપણા અંતરતમ જીવન પર પણ આપણો કહીએ એવો કાબૂ નથી. એવે વખતે રાહ જોવામાં ભીરુતા નથી, શાણપણ છે."

મ્હારા શબ્દોની અસર જોતાં જોતાં જ હું એક વાત વિષે સભાન બન્યો. 'લગ્ન' શબ્દ પણ હું ન'તો બોલ્યો. જૂઠા આશ્વાસનથી હું થોડો જ વિભાને છેતરવા માગતો હતો!

વિભાએ હોલ્ડર નીચે મૂક્યું. સાહીચૂસ પર પડેલા ટપકાએ રચેલી ચિત્રવિચિત્ર સાકાર સૃષ્ટિને પલકારો ય માર્યા વિના એ જોઈ રહી. એના મનમાં શું હશે એ તો હું કેમ કરીને જાણું? મ્હારી સાથે પોતાની જીવનકિશ્તી જોડતાં એનું જીવન પણ આમ વહ્યું વહ્યું થતું હતું—થયું હતું—એનો એ ખ્યાલ કરતી હતી? મ્હારી સાથે પ્રસંગ પાડનારને મન દુઃખ સિવાય બીજું કશુંય ન સાંપડે, એમ તો હું જિંદગીના પહેલા પગથિયેથી બોલતો રહ્યો છું. કડવી, તોયે હકીકત છે. એ પ્રતીતિ તો મ્હને......

મ્હારા મનમાં કશીય વિચારઘડ વાળું ત્યાં તો વિભા અચાનક મ્હારા તરફ ફરી. એની હથેળીઓને મ્હારા ખભા પર દબાવી એણે મ્હને ખુરશીની પીઠ સાથે જડી દીધો અને મ્હારી આંખોને એ ભાળી રહી. એના પવનઝુલાવ્યા ઝૂલતા પાલવે મ્હારે મોંએ આછી થપાટ દેવા માંડી. હું વિવશ બનતો જતો હતો તે એ જોઈ રહી. નિરાધારીએ આત્મનિવેદન જેવું એક સ્મિત મ્હારે મોંએ મૂક્યું. ઘનઘોર શ્યામળાં

વાદળાંના થરના થર બાઝયા હોય અને અચાનક એક ખૂણેથી સૂરજનું કિરણુ તેજ રેલાવી જાય એમ એ પણ હસી. મ્હારે ખભે ચાપડાની જેમ જડાએલા એના હાથને મ્હેં મ્હારા હાથમાં લીધા.

વિભાની આંખમાં ચમક આવી. પેલી સ્થિર અંતરસ્તલ લગી પહોંચતી દૃષ્ટિને સ્થાને મસ્તીભરી, ઉત્કટ, કામુક, તીક્ષ્ણ નજર ત્યાં હતી.

હાથ પકડી રાખી હું એની સામે જોતો જ રહી ગયો. એની આંખો શું કહેતી હતી? ગળામાં મ્હને ડચૂરો બાઝયા જેવું લાગ્યું.

વિભા ખડખડાટ હસી પડી. આમ હસતાં મ્હેં એને ક્યારેય ન'તી જોઈ. કેટલાક ખુશખુશાલ હસી શકે એમ આપણને લાગતું જ નથી. વિભાને પણ હું એવી જ ધારતો હતો. પણ એ તો નિર્બન્ધ વિમુક્ત હાસ્યે હસતી હતી. એનો આનંદ વ્યક્ત કરવા માટે જાણે એ હાસ્ય પણ અધૂરું હોય એમ એના ચહેરે આવેલી અનેરી દીપ્તિથી મ્હને લાગ્યું. નિર્બાં જ આહ્‌લાદ એની દેહલતાને કંપાવતો હતો. કાળના અન્ત લગી લંબાએલા એના આનંદ—અટ્ટહાસ્ય પછી એ બોલી: 'અરે ધીમુ!' અને જાણે મ્હારી નિરાધારી પર વધુ હસવું એને ઠીક ન લાગતું હોય એમ હાસ્યઝરણુને ફૂટતું વારવા એણે મોંમાં રૂમાલ દાબ્યો.

મ્હારી પોતાની નજરમાં આવો મોહતાજ, લાચાર, પંગુ હું ક્યારેય ન'તો લાગ્યો. લઘુતાના એકરાર જેમ મ્હારું મોં એ વગર બીડાએલું હતું. એની સમાનતાની પળે તો મ્હને ધરતીહાએ દબાવી દીધો.

પોતાનું હસવું ખાળતી વિભા બોલી: "ધીમુ, તુંય અદ્ભુત છે." અને એ ગંભીર બની. હાસ્યે ડોલતી એની કાયા સ્થિર બની.

ગરદનને જરા વાંકી કરી, આંખમાં જાણે ઉપકારવશતાને છલકાવી રહી હોય એમ એ ધીરે સાદે બોલીઃ

“મ્હારાં સદ્ભાગ્યને અવધિ નથી, ધીમુ! ત્હને મેળવીને મ્હેં સ્વર્ગને જીત્યું છે. ત્હારી આ ઉદાત્ત માનવતાનો પરિચય સ્વપ્ને પણ મ્હને ન થયો હોત. હું ખૂબ સુખી છું, અત્યંત રાજી છું. ત્હારા હૈયાનો એક ખૂણો પામીને પણ મ્હેં જીવન તાર્યું છે.”

પ્રથમ પળે તો આ સાંભળવું મ્હને ખૂબ મીઠું લાગ્યું; પણ પેલી ઉદાત્ત માનવતાએ મ્હને એક આંતરિક ભૂકમ્પનો આંચકો આવ્યો. સાચે જ, એ ઉદાત્ત માનવતા હતી કે કાયરતા હતી? સાહસવૃત્તિનો અભાવ હતો કે પાપભીરુતા હતી? કેટલી સાંકડી પટી આવાં વિભિન્ન જોડકાંઓને જુદાં પાડે છે!

પણ વિભા કેવા નિર્મળા હૈયાની છે! ક્યાંય એની નજરે હીણું, હલકું, પામર, ચઢતું જ નથી! ઉદાત્ત માનવતાનો પરિચય તે એ મ્હને દેતી હતી કે હું એને આપતો હતો?

મ્હારી જાત માટે મ્હારા મનમાં નફરત સિવાય બીજું કાંઈ ન હતું.

વિભાએ વાતને ‘જેલમાં શું હોય છે, આ વખતે રાજકીય કેદીઓને કેમ રાખશે’ વગેરે પર વાળી. મ્હારી માનસિક હાલતનો વિભા કળી ન જાય એટલી જ તકેદારી રાખીને મ્હેં જવાબ વાળ્યે રાખ્યા. વાતમાં ને વાતમાં એણે મ્હને સવાલ પૂછ્યોઃ “તું મ્હારા કાગળના જવાબ તો વાળીશ ને? અને ત્હારી મુલાકાતે હું આવું? ત્હને વાંધો તો નથી ને?”

એને તસલ્લી દેવા હું એને ગમે એવા જ જવાબ દેતો હતો. ઊંડે ઊંડે મ્હને સંતોષ થતો હતો કે પ્રલયકાળનો ઝંઝાવાત થવાની આગાહી દેતું વાવાઝોડું છેવટે થોડાંક તણખલાં તોડીને વહી ગયું.

મ્હારી અંતરની ઈચ્છાને આવી સફળતા મળવાની મ્હેં સ્વપ્નામાંય કલ્પના નં'તી કરી.

પ્રધાનમંડળના સભ્યો પ્રથમ સત્યાગ્રહીઓ હતા. એમના પછી ધારસભાના, મહાસમિતિના અને પ્રાન્તિક સમિતિના કારોબારીના સભ્યોનો વારો હતો. આંતરે દિવસે કે બે ત્રણ દિવસના ગાળે સહુએ ગાંધીજીની સૂચનાનુસાર, એમણે આપેલા યુદ્ધવિરોધી સૂત્રનો પોકાર કરીને સત્યાગ્રહ કરવાનો હતો.

મ્હારી અને અમુની તારીખો પણ નક્કી થઈ ગઈ.

હમણાં હમણાં વિભા લગભગ આખો વખત મ્હારી સાથે જ હરતી ફરતી. અને એ લોકનજરે ચઢયું હતું એય અજાણ રહે એવું ન હતું. સભાઓમાં કે સમિતિમાં અમે આવતાં અને એકતારે પરોવાઈને ઘણી બધી આંખો અમને નિરખી રહેતી. કો'ક બેધ્યાન પડોશીનું ધ્યાન પડખેના કોઈ ભદ્રિક પુરુષ કોણી મારીને ખેંચતા, એય અમારી નજરે ચઢતું.

વિભા આજકાલ ખૂબ મગનમાં રહેતી હતી. એની ચાલમાં પણ એવું ચેતન જણાતું કે જાણે એ ધરતીને અડવા પણ ન ચાહતી હોય! પંખિણીની વિહરતી ચાલે એ ચાલતી. એની હાંફ પણ હમણાં સંભળાતી ન હતી. એને જોતાં જ મ્હને મિલાવેલી સિતાર યાદ આવતી. પવનની ઝીણી રમત પણ એમાંથી મીઠી તાલ સુણાવી જાય છે. ઉત્તેજનાએ વિભાને પણ એવી જ પ્રફુલ્લ બનાવી હતી. મ્હને આ ગમતું હતું. હૈયા પરથી હિમાચળનો ભાર ઓછો થયા જેવું મ્હને લાગતું હતું.

સત્યાગ્રહીને પકડીને સજા કરવાને બદલે સરકારે અમને નજરકેદ કરવા માંડયાં. સગવડ અને આરામની નજરે આ સારું હતું; પણ ગમે તેટલી લાંબી સજામાં રહેલું સીમાબંધન, અઘટિત હોવા છતાંય

આશ્વાસનરૂપ હોય છે. અહીં એ ન હતું. સરકારની મરજી એ જ મહેતલ. વિભાને આ વાત ન ગમી અને એણે એ વિષે ઊભરો ઠાલવ્યો પણ ખરો. છતાં થોડીક સમજાવટથી એણે એનો વિરોધ કરવાનું બંધ કર્યું.

દફતરમાં હું, અમુ, વિભા અને તિલુભાભી બેઠાં હતાં. સહુ પ્રયત્નપૂર્વક આનંદી રહેતાં હતાં. જેલનિવાસના ઓળા અમારા મન ઉપર પથરાતા હતા. વારવા છતાંય વાત એની આજુબાજુ જ જણાતી. તિલુભાભીને તો આવો અનુભવ હતો છતાંય આ વાતે એમને જરા પરેશાન કરી મૂક્યાં જણાતાં હતાં. અચાનક જ, મ્હારાથી એમની કશી મજાક થઈ ગઈ. અને પછી તો બસ, એમનો બધોય રોષ મ્હારા અને મ્હારા લીધે વિભા પર ઊતર્યો.

તિલુભાભીની વાત પરથી જ મ્હને ખબર પડી કે વિભા તિલુભાભી પાસે ગઈ હતી અને જેલમાં મ્હારે શું જોઈશે, કઈ ચીજ લઈ જવાય, અમુ શું શું લઈ જવાનો છે, તેની ખબર કાઢી આવી હતી.

છેડાએલાં તિલુભાભીએ વિભાને ખૂબ ખૂબ સંભળાવ્યું, અને વિભા ઠંડે કલેજે એ સાંભળી રહી. વિભાને ઉશ્કેરવાની તિલુભાભીની નેમ સફળ ન થઈ. ખૂબ સ્વસ્થતાથી અને શાન્તિપૂર્વક, વિભાએ, તિલુભાભીની હજારેક જીભ–ચૂંટીઓનો એક જ જવાબ વાળ્યો: 'ત્હમે કેમ અમુભાઈની દરકાર કરો છો? ત્હમારે જેમ અમુભાઈ એમ જ મ્હારે ધીમુ!"

આ ઠંડી તાકાદ સામે જવાબ વાળવાની તિલુભાભીની હિમ્મત ન ચાલી.

બીજે દિવસે અમે એકલાં હતાં ત્યારે વિભાએ વાત ઉપાડી:

"ત્હારે લઈ જવાનું હોય તે બધું..."

મ્હેં એને આગળ ન બોલવા દીધી. તિલુ ભાભીવાળો પ્રસંગ

આંખોએ મ્હારા મનમાં તાજો જ હતો. મ્હેં કહ્યું: "બધું તૈયાર જ છે. તું ફ્શી ફિકર ન કરતી." અને થોડુંક અટકી પછી ઉમેર્યું: "ત્હારે પૂછવું જ હતું તો મ્હને પૂછવું હતુંને? નકામી તિલુભાભી પાસે શું કામ ગઈ? ક્યારેક એમની નિર્દંશ મશ્કરી પણ આપણા મનને દુ:ખી કરાવી મૂકે."

કુંફાડાબંધ વિભાએ જવાબ વાળ્યો: એમાં શું ખોટું છે? અને એમાં હવે મશ્કરીએ ક્યાં રહી છે? ત્હારી સગવડનો હું ખ્યાલ કરું એમાં મશ્કરીને વળી શું લાગે–વળગે?

વિભાને આવી ઉત્તેજિત મ્હેં ક્યારેય નહોતી દીઠી. નવાઈની વાત એ હતી કે મ્હારા જેલ જવાને મ્હારા કરતાં પણ વધુ ગંભીરતાથી વિભાએ સ્વીકાર્યું હતું. એનો એકેએક વિચાર આખીએ વસ્તુને વધુ આસાન અને હળવી બનવા તરફ વળતો હતો. મ્હારી સગવડ એ જ જાણે એની ધૂન બની હતી.

સત્યાગ્રહની જીલ્લા હાકેમને ખબર આપવાનો સમય આવ્યો અને હું સમિતિના દફતરે ગયો. વિભા પણ મ્હારી સાથે હતી. મંત્રીજી પાસે મ્હેં વિધિ પતાવી અને નિયમાનુસાર સહી કરી દીધી. બુઝુર્ગ મંત્રીએ એમના હાથે પરબીડિયા પર જીલ્લાના હાકેમનું સરનામું કર્યું અને એ જ વખતે પહોંચાડવાની સૂચના પણ આપી દીધી. સાથોસાથ જ એમણે મ્હને મ્હારે બોલવાની સૂત્રાવલિની ચબરખી પણ દીધી. મંત્રીજી સાથે આમે મ્હારે મીઠો સંબંધ હતો. એ મ્હારા પિતાશ્રીના સહાધ્યાયી હોવાથી પણ અમારો ઘરોબો વધ્યો હતો. એટલે હું એમની પાસે કામ પતાવ્યા બાદ પણ રોકાયો. વિભા મ્હારી સાથે જ બેઠી હતી. થોડીક આડી અવળી વાત બાદ મંત્રીજીએ મ્હને સીધો સવાલ પૂછ્યો: "આ જ વિભા બહેન કે?"

મંત્રીજીના મોંએથી આ સવાલ સાંભળવાની મ્હેં કદાપિ ધારણા

પણ રાખી ન હતી અને એટલે જ આવા સવાલે પહેલ પ્રથમ તો મ્હને અવાક્ બનાવ્યો. હિંમ્મતને એકઠી કરી મ્હેં હા પાડી અને તિરછી આંખે વિભા સામું જોયું. વિભાને ચહેરે લાલિમા આવી હતી. એના કાનની બુટ્ટીઓ કરેણના ફૂલ જેવી લાલ લાલ થઈ ગઈ હતી.

"ધીમુ, લોકવાયકા હમ્મેશાં હકીકતની આગળ દોડે છે." મંત્રીજીએ એમની હરહમ્મેશની જરા ટચકદાર રીતે કહ્યું.

"શું કહેવા માગતા હતા કાકા?"

"ત્હમારી બાબતમાં પણ એ જૂઠી તો નહીં જ હોય." આંખેથી ચશ્મા ઉતારી, એને સાફ કરતાં એમણે ઉમેર્યું. વિભા જડ બનીને બેઠી હતી. મ્હારી અકળામણ વધતી હતી. આમને શું સૂઝ્યું છે, આજે!

ચશ્માને પાછાં નાકે ચઢાવી દાંડીઓને કાન પાછળ ગોઠવતાં એ બોલ્યા: "ત્હમે તો સમજુ છો એટલે કશું કહેવાની જરૂર નથી. અને જુવાનોની વાતમાં બુઢ્ઢાઓએ પડવું પણ ન જોઈએ, છતાં ધીમુને કહ્યા વિના હું કેમ રહી શકું? જે કરો તે જવાબદારી સમજીને કરજો. આવતી કાલ એ ત્હમારી આશા છે, છતાં એ જ આવતી કાલ, ત્હમારી પીઠ પરનો બોજ પણ છે."

કાકા અટકયા. હું માનું છું, અમારા બન્નેના ઉરધબકાર વેગવન્તા અને જોશીલા બન્યા હશે—હકીકત તરીકે મ્હારા તો વધ્યા હતા. ભોંય સરસો હું જડાયો હતો અને વિભાયે સ્થિર હતી.

અચણુચ કાકા વિભા સામે જોતાં બોલવા લાગ્યા: "વિભા બ્હેન, આમ બોલું એ ત્હમને કદાચ શેખી લાગશે. હું બુઢાપામાં જગતકાજી બન્યો છું એવુંય લાગશે, છતાં એક વાત સંભાળજો. ધીમુને તો હું એ ઢીંચણિયાં ખેંચતો હતો ત્યારનો જાણું છું. એના આકળા સ્વભાવ અને જલદ જીભ છતાંય એનું હૈયું નિર્મળું છે. કોઈનેય દુઃખી કરવાનો ખ્યાલ પણ એના હૈયામાં પેસી નહીં શકે. એટલે

એના બોલવા સામે ન જોતા. શ્રદ્ધા અને વિશ્વાસ જ ત્હમને જીવનની લીલી–સૂકી વેઠવાની તાકાદ આપશે."

અને જેટલી આસાનીથી કાકા મ્હારાં વખાણુ અને શિખામણુને ભેળાં કરી શકયા હતા એટલી જ સહજતાથી હવે એ જરા નર્મની રગમાં ઢળ્યા.

"આજકાલ તો જુવાન થવામાં જ બહુ સાર છે; આખી દુનિયાના એ ધણીરણી."

કાકાને આ રીતે ઢળેલા જોઈ અમારા કાયમના નાતા મુજબ મ્હેંય ટકોર કરી લીધી.

"કાકા, જુવાની સાંભરે છે?"

"સંભારીને ય શું કરવાનું ધીમુ? અમે તો ગુલામ હતા. અમારૂં શિક્ષણુ પણુ અમને પીરસેલે ભાણે બેસવા શીખવતું. ત્હમારી આજની આઝાદી કયાં અને કયાં અમારી પામરતા?"

"ખૂબ આદરી છે કાકા, આજે?" વાત ટાળવાના ઈરાદે મ્હેં કહ્યું. અને પુરાણુને ઝાઝું ચોળાતું અટકાવવા શિષ્ટતાપૂર્વક રજા લીધી. જતાં જતાં કાકાએ વિભાને કહ્યું: "વિભા બહેન, કાંઈ કામકાજ હોય તો મ્હારી પાસે આવતાં સંકોચ ન કરતાં."

નમસ્કાર કરી અમે બહાર નીકળ્યા.

"આ બુઢ્ઢાઓ પણુ અજબ માણુસ હોય છે! પહેલાં તો ગામભરની વાતોનો ઢગલો ખંખોળી જુએ અને પછી શિખામણુની શિલાઓ ગબડાવવા માંડે." વિભા બોલી. દેખીતી રીતે જ એ ખૂબ આનંદિત હતી.

"શિખામણુ કાંઈ થોડા જ રસ્તે જનારને દે છે! કંઈક લાગણી હોય ત્યારે જ આટલું બોલેને?"

"અરે ભાઈ, એટલું તો અમે પણુ જાણીએ છીએ, અને એ

કોના કીધે આટલું બોલી ગયા એ પણ અમે જાણીએ છીએ. દેશ-ભક્ત ધીમન્તને હવે તો અમે પણ ખૂબ સારી રીતે ઓળખીએ છીએ." અને કાકાના ચાળા પાડતાં વિભા બોલીઃ "આકળો સ્વભાવ અને જલદ જીભ! ભાઈસાહેબને શું ઓછું પડયું કે આવી ભલામણ કરાવવાની જરૂર પડી?"

હું ખિજાયો.

"ત્હને એમ લાગે છે કે મ્હેં કાકાને જઈને કીધું'તું?"

વિભા ખડખડાટ હસી, અને પાછી એ જ રીતે ચાળા પાડતી બોલીઃ "આકળો સ્વભાવ અને જલદ જીભ!"

મ્હારી ખીજ ઓગળી ગઈ. હુંય હસી પડયો. વિભા કેટલી ગેલમાં હતી! અને એના વિમુક્ત હાસ્યે જ્યારે એનું આખુંએ તન હાલતું ત્યારે કેટલું શીળું અને સુંદર લાગતું!

કોઈ દિવસ નહીં અને આજે વિભા કશું બહાનું કાઢી દફતરેથી વ્હેલી ચાલી ગઈ. જતાં પહેલાં એક વાત કરતી ગઈઃ

"દેશભક્ત, કાલે સાંજના આપને જમવા આવવાનું છે."

"કેમ, કંઈ ખૂબ મશ્કરીએ ચડી છે?" મ્હેં પૂછ્યું.

"અરે બાપ રે! ત્યાગવીરોની મશ્કરી! જેલમાં આપને શિરે પારાવાર દુઃખ પડશે, દેશને ખાતર આપ આપની કાયા ગાળી નાખશો ત્યારે અમને મશ્કરી સૂઝે?" અને અનેરી અદાથી ઉમેર્યુંઃ મ્હેં તો બાપુને કહ્યુંઃ જવા દોને બારણે શું ચઢાવવો! પણ એ તો કહેઃ બસ ના. જમવા બોલાવવા જ જોઈએ" અને ધીરે શ્વાસે પૂરી મજાકમાં, નાટકના સ્વગત જેમ બોલીઃ "એમનો જમાઈ જમ્યા વિના જેલમાં જાય એ એમને કેમ ગમે?"

જવાબની રાહ જોયા વિના વિભા સડસડાટ ચાલી ગઈ.

છેલ્લા આઠ દસ દિવસથી, હા, દફતરમાં તે દિવસે જીવન અને

લગ્ન વિષે વાત કરી ત્યારથી, વિભા ખૂબ જ ઉમંગમાં રહેતી હતી. વિભાનું કો'ક અવનવીન રૂપ મ્હને જોવા મળ્યું હતું. જ્યારે જુઓ ત્યારે પેલી પ્રસન્નગંભીર વિભાને સ્થાને તરલ, નિર્દંશ, હાસ્ય વેરતી વિભા નજરે ચઢતી. આ વિભાને જોતો ત્યારે મ્હને વિલસતાં સૂરજમુખી સાંભરતાં.

એ સુખી હતી, આનંદમાં હતી, ખુશાલ હતી. આષાઢી પૂર્ણિમા આડે આવેલી કાળી વાદળી હટી જાય અને આવરખા સ્વભાવને ભૂલી જઈ ચંદ્રી પોતાનું આખુંએ તેજ વેરી દે એમ વિભા અત્યારે તો એનો અદમ્ય ઉત્સાહ રેલાવી રહી હતી. એને દમતાં, દુઃખી કરતાં કાળાં વાદળાં કયમ અને શાથી દૂર થયાં તે તો હું નથી જાણતો. મ્હારી વાતે એમ કર્યું હશે ? એકલી એની આંખે જ ચઢેલા મ્હારા સદ્‌ગુણે (!) એનામાં આ હોંશ પ્રેરી હશે ? કોણ જાણે ?

એમ ન બને કે એણે મ્હારી વાત પરથી એમ જ માની લીધું હોય કે મ્હેં જેલમાંથી આવ્યા બાદ તરત જ લગ્ન કરવાનું વચન આપી દીધું છે ? આવી કોડ કલ્પનાને લીધે—સદંતર નિર્મૂળ કલ્પનાને લીધે—તો આ આનંદનો, નર્મનો, વિનોદનો, અતિરેક નહીં આવ્યો હોય ? રેતીનો મહેલ રચતાં તો વિભાને આવડતું હતું. (મ્હને ભાંગતાંય આવડતું હતું તેની કેમ કરીને ના કહેવાય !) પણ જો આમ જ હોય તો હકીકતને જીરવવાની એની પાસે તાકાત રહેશે ? કલ્પનાતરંગે જગાવેલી આનંદોર્મિ હકીકતના તાપમાં ટકી રહેશે ?

અને એક બીજી વાતે પણ મ્હને જરા વિચાર કરતો કરી મૂક્યો હતો. હું જેલમાં જતો હતો, અને અમુક જેલમાં જતો હતો. પણ તિલુ ભાભી, આવી વસ્તુઓનો અનુભવ હોવા છતાં કેટલાં વ્યગ્ર હતાં ? વાત વાતમાં એ રૂઠી જતાં. ઇશારામાં એમની આંખનાં અણિયાળાં ભીનાં બનતાં, ગળે ડૂમો ભરાઈ આવતો. ત્યારે વિભા તો નરી નફ્ફટ લાગતી હતી. જેલની મુસિબતોની એ મશ્કરી કરતી.

એક વાર તો 'ત્હમને લોકને જેલમાં મોકલીને ગાંધીજી બીજાત ઉપર મહદ્ ઉપકાર કરે છે' એમ પણ એ બોલી ગઈ. તિલુ ભાભીને અમુ પર જે વીતે તે કરતાંય અમુની ગેરહાજરી વધુ સાલતી હતી. આશંકાઓ એમના મન-આકાશને ઘેરી વળતી, ત્યારે વિભા તો ઊલટી પ્રફુલ્લ બની હતી. આ મ્હને ન'તું સમજાતું. અને કદાચ ન સમજી શકાવાને કારણે જ એ અનેક વિચારતરંગ જગાવતું હતું.

ગમે તેમ આ હૈયાસધડી હવે તો ફક્ત થોડા કલાક જ વેઠવાની હતી ને! જેલમાં નિરાંતે આ વિષે વિચાર કરી લઈશ. પ્રમાણિકપણે એને જણાવી પણ દઈશ. તાત્કાલિક થોડું ક્ષણજીવી દુઃખ વહોરી લઈને પણ એને જીવનભરની નરકયાતનામાં તો નહીં જ ઝંપલાવવા દઉં.

સાથે લઈ જવાની જરૂરી ચીજો તો મ્હેં લાવી રાખી હતી. ચોપડીઓ, નોટબુકો વગેરે પણ તૈયાર કરી રાખી હતી, અને ભાભીને કહી પણ દીધું હતું કે બિસ્તર પેટી, બગલથેલો તૈયાર કરી રાખે. કપડાં વગેરે તો તૈયાર જ હતાં એટલે એકલું ભેળું બાંધી દેવાની જ વાર હતી.

રાતના મ્હારી આગળના સત્યાગ્રહીના નિમિત્તની સભા હતી અને ઠેરવેલી પ્રથા મુજબ, એ શાહી મહેમાન બનતાં, એમની જગાએ મ્હારે બોલવાનું હતું. સભામાં જતાં પહેલાં ઘેરથી કેટલાંક વાંચવા આણેલાં પુસ્તકો પરત કરવા લેવાના ઈરાદે હું ઘેર ગયો.

મ્હારા ઓરડામાં દાખલ થતાં જ જે દૃશ્ય મ્હને જોવા મળ્યું તેથી તો હું ડઘાઈ જ ગયો.

મેજ પર નવાં પુસ્તકોનો ઢગલો પડ્યો હતો. નીચે ભોંય પર નવી કૂક્કડ ચામડાની સુંદર બૅગ પડી હતી. બૅગ પર કાગળવીંટ્યાં કેટલાંક પડીકાં પડ્યાં હતાં. પડખે ફૂલી ન સમાતી બે ત્રણ હાથ-થેલીઓ પડી હતી.

ખૂણામાં ટીંગાઈ રહેલી મ્હારી એક પુરાણી છબી પાસે ભાભી અને વિભા ઊભી હતી!

બારણામાં મ્હને ઊભેલો જોઈ વિભા ભાભીના પડખે લપાઈ ગઈ. ભાભી મ્હારી સામે ફરીને બોલ્યાં: "ત્હમે ક્યાંથી અત્યારે ટપકી પડ્યા?"

અને શરમાતી વિભાને આગળ ખેંચી લાવતાં બોલ્યાં: ત્હમે ય ધીમુભાઈ જબરા છો હોં! છાપું ન કહે ત્યાં લગી ન કહેવાનું જ નક્કી કરી બેઠા હતા! આખી દુનિયામાં અમને જ ટાળ્યા કે?"

વિભા તો શરમની મારી સ્થિર—જડ—બની ઊભી હતી. ભાભીએ એને હાથથી મજબૂત પકડી ન હોત તો કદાચ એ છટકી પણ જાત. વિભાને અહીં જોઈને મ્હને ય એકલું અચરજ નહીં, થોડોક ગુસ્સો પણ આવ્યો હતો. શા માટે વિભા અહીં આવી હશે? એને આવવું હતું તો મ્હને કહેવું હતું. મ્હને કહ્યું હોત તો હું જ ન લાવત? પણ સીધી ભાભી પાસે?

ધૂંધવાટમાં કશોય જવાબ વાળ્યા વિના મ્હેં પરત કરવાનાં પુસ્તકો એકઠાં કરવા માંડયાં. ભાભી અને વિભા મ્હને જોઈ રહ્યાં હતાં—ભાભી ભાવપૂર્ણ ઔત્સુક્યમાં મીઠી મજાક ભેળવીને; વિભા અચિન્ત્યની પ્રતીક્ષાથી, લજ્જાપ્રેર્યા ગભરાટથી.

મ્હને મૂગો જોઈ ભાભી બોલ્યાં: "ઝાઝાં માન ન ખાઈએ હોં ધીમુભાઈ! શેરડીયે પૂંછડા લગી તો મીઠી ન હોય. કાલે આમને જમવા નોતર્યાં છે, બપોરે વખતસર આવી જજો." અને બહાર સરી જતાં પહેલાં ઉમેર્યું: "વિભા બ્હેન આ બધું ત્હમારે જેલમાં લઈ જવા લાવ્યાં છો."

મ્હારે જેલમાં લઈ જવા?

"તે હું તે જેલમાં જાઉં છું કે કોઈની જાનમાં?" ચકમક

ચમકતા અને તાજગીનો ફોરમ મહોરતા પથારા પર રોષભરી નજર પાથરી હું બોલ્યો.

“ કોઈની કોની ? આપની જ ! ” જતાં જતાં ભાભી તમાચો મારી ગયાં.

વિભા સ્થિર ઊભી હતી. પેલા ગભરાટને સ્થાને એની લાક્ષણિક ખિન્નતા પળભર ત્યાં પથરાઈ. અને સંધ્યાના રંગ જેટલી આસાનીથી પોતાનો રંગપલટો કરે છે એટલી જ સરળતાથી એ ખિન્નતા પણ ત્યાંથી ચાલી ગઈ. અને ત્યાં ડોકાઈ પેલી નવી વિભાની મોહક વિનોદવૃત્તિ.

એ મૂગી ઊભી રહી અને મ્હને પુસ્તકો ફેંકતો જોઈ રહી. કેમ કાંઈ બોલતી નથી વિભા ? અસહ્ય હતી એ બે મિનિટ.

છેવટે હું બોલ્યો: “ શું કર્યું છે આ, વિભા ! મ્હને પૂછવું તો હતું ? નકામું ખર્ચ કરવું ! ”

વિભા આગળ આવી. કોણ જાણે કેમ પણ પ્રતિષ્ઠાપૂર્વક સ્થાપેલી મૂર્તિ એના આસન પરથી ઊભી થઈ ચાલવા લાગે તેવી વિભા લાગતી હતી. મેજ પાસે આવી એ ઊભી રહી. તિરછી આંખે હું આ જોઈ રહ્યો હતો. મ્હારા છાતીના ધબકારા વધતા હતા. શું કહેશે વિભા ?

“ દેશભક્ત, આપ તો રહ્યા ત્યાગી. આપને તો જળ ને સ્થળ બધું ય સરખું. પણ અમારે તો અમારું કામ કરવાનું રહ્યું ને ! ”

“ પણ જરૂર વિનાનું વહોરીને કરવાનું શું ? જેલમાં જરૂરી વસ્તુઓ તો મ્હારી પાસે છે જ. ”

“ એની હું ક્યાં ના પાડું છું ? પણ છતાંય બધું ત્હમારી પાસે હતું જ એ તો સાચું નથી. ”

"શું નથી મ્હારી પાસે?" અને આપને ક્યાંથી ખબર પડી કે આ મ્હારી પાસે છે અને પેલું મ્હારી પાસે નથી?" વાતમાં વળા બાદ કિનારે તરી જતાં તો મ્હને આવડતું જ નથી.

"ધીમુ, તું તો ઉઘાડી કિતાબ જેવો છે! ત્હને ક્યાં કશુંય છાનું રાખતાં આવડે છે કે કોઈથી ય અજાણ્યું રહે! શું ત્હારી પાસે છે અને શું નથી?"

વિભા મ્હારી સ્થિતિનો ઉલ્લેખ કરતી હતી? મ્હારી સાધનહીનતા લગભગ વ્રતનું કદ ધારણ કરી લે એવી હતી. પણ એમાં ઢંઢેરો પીટવાની કાંઈ જરુર હતી?

"મ્હારી હાલત હું સારી પેઠે જાણું છું, વિભા! એ છુપાવવાની મ્હને કદી પણ જરૂર નથી પડી. એમાં હું રાજી છું. અને વધુ રાજી તો એ માટે છું કે મ્હારા લૂખા સૂકા જીવન માટે મ્હારે કોઈની પાસે હાથ પસારવો નથી પડતો; કોઇની ઉદારતા પર જીવવા કરતાં હું મરી જવું વધારે પસંદ કરું છું."

વિભાના ચહેરાની એક રેખા બદલાઈ ન હતી; હતી એવી ને એવી જ રસમસ્તીભરી એ ઊભી હતી. વાંતને વારતાં એણે આટલું જ કહ્યું: "એ તો આપણે બીજી કોઈ વાર સમજી લઈશું, ધીમુ! અત્યારે તો આપે આ જેલમાં લઈ જવાનું છે, એટલું જ. અને હવે આપ પેલી સભામાં જવા નીકળો, નહિતર નાહકનું મોડું થશે. નેતાઓને માટે પણ જનતા બહુ થોડું મોડું નભાવી લે છે."

આવા માણસને ત્હમે શું કહો! શું કરો?

કશો ય જવાબ આપવો નિરુપયોગી માની હું ગુપચૂપ ચોપડા બગલમાં દબાવી ઓરડામાંથી બહાર નીકળવા લાગ્યો. વિભા પણ મ્હારી સાથે જ ચાલવા લાગી. હું યત્ન કરી મૌન જાળવતો હતો. લાંબી ફાળ ભરતો હતો ત્યાં વિભાએ મ્હને અટકાવ્યો.

"જરા ધીરે ચાલ. મ્હારો તો દમ ભરાઈ જાય છે." વિભા બોલી.

"તે તું ક્યાં આવે છે?"

"આપના વ્યાખ્યાનમાં." ચીપી ચીપીને વિભા બોલી.

"ત્યાં ત્હારું શું કામ છે?" મ્હારો ખીજવાટ વધતો હતો.

"આપના શ્રોતૃગણની સંખ્યામાં વધારો કરવાનું."

"જો વિભા, મ્હને આ પસંદ નથી. હું કહું છું, ત્હારે સભામાં નથી આવવાનું."

"આપનું એવું ફરમાન હશે તો નહીં આવું. પણ મ્હારા ન આવવા માટે આપની પાસે કાંઈ વજૂદભર્યાં કારણ તો હશે ને! આપના યુદ્ધવિરોધી પ્રચારમાં એથી અળવળ આવશે? અરે રામ, રામ! જો મ્હારી હાજરીથી આમ થતું હશે તો તો પોલિસની હાજરીથી તો શુંય થતું હશે?"

શું થયું હતું વિભાને? જ્યારે ને ત્યારે મ્હારી મશ્કરી જ કર્યા કરતી હતી! એક તો એના ઉપકારના બોજા નીચે મ્હને દબાવવા માગતી હતી અને આ બાજુથી બધા વચ્ચે હલકો પાડતી હતી.

હવે થોડા જ કલાક છે ને આ વેઠવાનું! બોલી લેવા દે એને. આપણે શું! એને જવાબ આપીશ તો એ સામો જવાબ વાળશે ને! મ્હારી જીભ નહીં હાલે તો એને હોઠે ક્યાંથી ઉત્તર ચડશે! હું મૌન ધારી, ચાલને સહેજ ધીમી કરી ચાલ્યો.

મ્હને મૂંગો જોઈ વિભા પણ શાન્ત બની. કામપરથી ઘેર પાછા વળતા કામદારોનાં, મજૂરોનાં, કારકુનોનાં ટોળાંનાં ટોળાં સામાં મળતાં હતાં. અક્ષરનો ય વિનિમય કર્યા વિના અમે ચાલતાં હતાં. રસ્તામાં વિભાએ ત્રણ ચાર વાર મ્હારી સામે જોયું હશે, પણ મ્હારે ચહેરે કશીય ફરક ન ભાળતાં એ પણ મૂગી જ રહી.

વિભાના ઘર બાજુ જવાનો વળાંક આવ્યો એટલે એણે મ્હને કહ્યું: "સભામાં બાપુને કહી દઈશ કે હું ઘેર ગઈ?"

"બાપુ? સભામાં?" મ્હારું આશ્ચર્ય હું ખાળી ન શકયો.

"હા. એ આવવાના છે સભામાં. અમે ત્યાંજ મળવાનું નક્કી કર્યું હતું."

"તો પછી ઘેર કેમ જાય છે?" મ્હને પૂછ્યું.

મ્હારા સામું જોઈ વિભા હસી પડી, પણ કાંઈ બોલી નહીં.

"આ ત્હમારા હસવાનો મ્હારે એ અર્થ કરવાનો છે કે મ્હેં ના કીધી છે માટે ત્હમે નથી આવતાં?"

એટલા જ હાસ્ય સાથે એણે મૂંડી હલાવી હા પાડી. અને થોડી વાર બાદ ઉમેર્યું: કહેવાનું યાદ રહેશે કે રૂમાલે ગાંઠ વાળી આપું?"

"પણ રૂમાલે ગાંઠ વાળી છે એ યાદ દેવરાવવા ત્હારે સાથે આવવું પડશે." વિભા નારાજ થતી હતી એવું મ્હને લાગ્યું એટલે મ્હેં આ માર્ગ લીધો.

"ના, ભાઈ! આપણી હાજરીથી કોઈની કારકિર્દી ભયમાં મુકાય એવું આપણે શા માટે કરવું જોઈએ?" વિભા તાજેતરમાં એણે અપનાવેલા વ્યંગમાં બોલી. એ દઝાડતું છતાંય મીઠું લાગતું હતું એની કેમ કરીને ના પડાય!

"કોણે એવું કહ્યું?" ખોટી રીસમાં મ્હેં પૂછ્યું.

"સીધેસીધું તો એમ કાંઈ કહેવાય? બાકી ગામ આખાને આવવાનું જાહેર નિમંત્રણ નીકળે અને એક નાનકડી છોકરીને આવવાની મનાઈ કરવામાં આવે ત્યારે એણે શું સમજવું? પોતાની કદર સિવાય એ એમાં બીજું શું જુએ?"

"એ બધી વાત જવા દે; આવવું હોય તો ચાલ."

"બિચારી હિન્દી છોકરી! હુકમ માન્યા સિવાય એ શું કરે?" લહેકો કરી વિભા બોલી અને ઝડપભેર, મ્હારી સાથે ડગ ભરતી ચાલી.

કેવી નાનકડી વાતોથી ય વિભા રાચતી!

થોડું ચાલ્યા બાદ મ્હેં વિભાને કહ્યું: "તું આ બધું ખરીદી લાવી તે ઠીક ન કર્યું."

વિભાનાં જડ નસ્કોરાં જરા ફૂલ્યાં. એક નાનકડો નિસાસો નાખી એ બોલી: "ત્હને એમ લાગે છે, કારણ કે હજુ તું, હું અને તું એ નજરે જુએ છે, અને શા માટે એમ માની લે છે કે એથી તું હીણો થઇ જાય છે?"

વિભા મ્હારા અંતરનો ભાવ કેમ કરીને જાણી ગઈ હશે? અચરજ પામતું મન બીજી બાજુથી 'જોજે, આવું કશું કબૂલી ન બેસતો' એમ કહેતું હતું; શું કરું?

એ જ ભાંગજડમાં અમે સભાસ્થાને પહોંચ્યાં. બાપુ, અમુ, કિશોર, તિલુ ભાભી સહુ ત્યાં હતાં.

ભાષણ વખતે વિભાના ખ્યાલને દૂર કરવા મ્હારે મથામણ કરવી પડી. મ્હારા પ્રયત્ન છતાં મ્હને, મહિનાઓ પહેલાં મ્હારી સભાઓમાં આવતી, અને લગભગ નિદિધ્યાસન કરતી વિભા યાદ આવતી. અને પછી યાદ આવતી પેલી વ્યાકુળ પળો, જ્યારે વિભાને હું ખુરશીએ ખુરશીએ અને વ્યક્તિએ વ્યક્તિએ શોધતો. આજેય એની બાજુએ ન જોવાનો મનનો નિશ્ચય બે મિનિટ પણ ક્યાં ટક્યો? નીચું ઘાલીને એ ભોંય પરના કાંકરા વીણતી, ગોઠવતી હતી. શું રમતું હશે એના મનમાં?

હું કેવું બોલ્યો, શું બોલ્યો, એનું મ્હને કશું ય સ્મરણ નથી. સભા પૂરી થઈ એટલે અમે સહુ સાથે ઘર બાજુ જવા નીકળ્યા, ત્યારે અમુએ ટકોર કરી: "ધીમુ, તું તો ખૂબ સરસ બોલ્યો. જેલમાં

જવું છે ને?" તિલુ ભાભીએ ઉમેર્યું: કેમ સરસ ન બોલે! હવે તો જીવતી જાગતી પ્રેરણા મળી ગઈ છે ને!"

બધાં હસી પડયાં. બાપુએ આગળ આવી કહ્યું: "વિભાએ કહ્યું તો હશે જ, કાલે આવવાનું જ છે, હાં!"

કિશોર આવ્યો અને ફરમાન કરી ગયો: "અમારા માસિક માટે કાંઈક લખી રાખજો ધીમુભાઈ, કાલ સવારે લઈ જઈશ."

વિભા મૂગી મૂગી ચાલતી હતી. તિલુ ભાભીનાં ટોળ ટપ્પાં હસતે મોંએ સહી લઈ, કયારેક જ એ ઘા કરી લેતી.

એમને વળવાનો રસ્તો આવ્યો એટલે એ લોક મજાક કરતા કરતા જુદા પડયા અને હું ઘર તરફ વળ્યો.

કોણ જાણે કેમ પણ મ્હારું મન ખૂબ પ્રસન્ન હતું. કશું કર્યાનો નર્યો આનંદ, તૃપ્તિ હૈયામાં ભર્યાં હતાં. બધું ચાંદનીથી રસાએલું, સુંદર, સુરૂપ જણાતું હતું.

આવા જ કો'ક ખ્યાલમાં મ્હને વિભાએ આણેલાં પેલાં ભાત-ભાતનાં બચકાં યાદ આવ્યાં. શું લાવી હશે વિભા? અને હું હસી પડયો. મ્હારે જેલમાં શું જોઇએ તેનો એને શો ખ્યાલ હોઈ શકે? અને એટલે જ એ તો અદબદ કાંઈનું કાંઈ ઉપાડી લાવી હશે. અને પાછી ઉપરથી શિરજોરી તો જો! 'આ બધું આપને લઈ જવાનું છે, આપને!' વિભાયે અજબ છે!

એ શું લાવી હતી તે જોવાની મ્હારી ઈંતેજારી વધી પડી. છેવટ છેવટ તો હું લગભગ દોડયો. ઓરડામાં પહોંચી કપડાંયે કાઢયા વિના હું પડીકાં ઉખેળવા લાગ્યો.

હજાર ઝીણી ઝીણી વસ્તુઓ હતી. દાંતનું બ્રશ, મંજન, નેઇલકટર વગેરેથી માંડીને થરમોસ લગીની સઘળી વસ્તુઓ એ લાવી હતી. તેમાં એનો સ્વદેશીનો આગ્રહ પહેલી નજરે જ કળાતો.

બૅગ ઉઘાડી મ્હેં જોયું તો અંદર એક સુંદર પશ્મીનાની શાલ હતી. ખાદીભંડારમાં મ્હેં એ જોઈ હતી. અને મ્હને યાદ આવ્યું કે હું, વિભુ, અમુ અને તિલુ ભાભી બેઠાં હતાં ત્યારે મ્હેં એનાં વખાણ પણ કર્યાં હતાં. વિભા જ એ લઈ આવી હતી ને શું! સાથે દોરૂખી મલીદાની જવાહર બંડી હતી. ઉત્કલના ફક્કડ પલંગપોશ, દિલ લૂછવાના ટુવાલ વગેરે એમાં હતું. ખૂણે એક નાનકડી પોટલી હતી. એને બહાર કાઢી મ્હેં ઊઘાડી. અંદરથી ખૂબ સુંદર રીતે ભરત ભરેલા ઓશીકાના ગલેફ નીકળ્યા. રંગબેરંગી હીરથી એના ઉપર ફૂલ ગૂંથ્યાં હતાં. ખૂણે મ્હારા નામાક્ષરોનું ભરત હતું. સાથે ખિસ્સાના રૂમાલ હતા અને એના ઉંપર પણ ખૂણે 'ધી' ભરેલું હતું.

આ પ્રયત્ને વિભાનો ઘણો લાંબો વખત લીધો હશે! કેટલી મહેનત એ પાછળ એણે ખર્ચી હશે!

અને એ ખ્યાલે હું સળવળ્યો, દેખીતી રીતે જ આ કાંઇ મ્હારે જેલમાં લઈ જવા માટે તૈયાર કરવામાં ન જ આવેલું હોય. ત્યારે?

કોઈ વિકરાળ પંજો એની મુઠીમાં મ્હારી ગરદન નીચોવા રહ્યો હોય એમ મ્હને લાગ્યું. હું સ્તબ્ધ બની ગયો. વિભા લગ્નની તૈયારી કરતી હતી.

ખિસ્સારૂમાલના 'ધી' ઉંપર મ્હારી આંગળીઓ ફરી રહી હતી અને મ્હારું મન ઘૂમતું હતું વેરાન બિયાબાનમાં.

વિભાએ લગ્નને જાણે હકીકત તરીકે સ્વીકાર્યું હતું. મ્હારું મન પણ સહચાર માટે, જીવનભરના એક સાથી માટે, દોસ્ત માટે તલસતું હતું. વિભામાં હું વાંચ્છું એ બધુંય હતું. અને એ ઉપરાન્ત એણે એના હૈયાના અર્ઘ્ય મ્હને આપ્યા હતા. હું પરમ સુખી થઈ શકું, થાઉં જ. પણ...પણ...

વિભાનું શું?

શક્ય એટલી કલ્પનાના રંગે રંગાતાં પણ વિભાને હું મ્હારી સાથે જીવન જોડ્યા બાદ સુખી કલ્પી ન'તો શકતો. એનું કૂળું મન દિવસભરમાં હજાર હજાર કુઠારાઘાત વેઠે એ જ એને મળનારું સુખને ? સાધનહીનતાને ધર્મ તરીકે સ્વીકારવી એ જ એનો સંતોષ ને ? જીવનની આસપાસ અનેકાવિધ બંધનોનો સ્વીકાર અને બોજો એ જ એનો આનંદ ને ? આટલુંય સહે અને ઉપરથી મ્હારા સપ્તરંગી તરંગો અને લોલુપ સ્વભાવ પણ વેઠવાનો ! આ એનું દામ્પત્ય સુખ ! આ એનો જીવનસંતોષ !

ના, ના. એને દુઃખી નહિ જ થવા દઉં. પ્રેમના ગૌરીશંકરનો મ્હને સાક્ષાત્કાર કરાવનારનું જીવન હું એમ પામર નહિ કરું. વિભા મ્હારી આરાધ્ય દેવતા છે. એનાં પગલાં નીચે મ્હારા હૈયાની બિછાયત હું પાથરીશ, પણ એને દુઃખી તો નહીં જ કરું, નહીં થવા દઉં.

કેટલો સુખી હું હોત જો એણે મુજ અભાગી ઉપર એની સ્નેહવાદળી ન વરસાવી હોત તો ?

મન પાછું ચગડોળે ચડ્યું. ચક્રાવા લેઈ લેઈ આખરે આ જ ધ્રુવપદે આવતું. એને ય કેમ જાણે અજંપો જ ગમતો હતો. રૂમાલ બાજુએ મૂકી મ્હેં પુસ્તકો જોવા માંડ્યાં. તાજી નવલકથાઓ, કવિતાસંગ્રહો, નાટકોઃ ગુજરાતી અને અંગ્રેજી બન્ને એમાં હતાં. પુસ્તકો તદ્દન નવાં લાગતાં હતાં. પણ પાનાં ફેરવતાં મ્હને મ્હારી ભૂલ જણાઈ. કો'ક લીટીની સામે પેન્સિલની ઝીણી ફૂદડી કરેલી હતી અને ક્યાંક વિભાની નોંધ પણ હતી. મ્હારા મનને વાળવા અને સાથે જ વિભાના વિચાર જાણવાની ઇંતેજારીમાં મ્હેં પાનાં ઉથલાવવા માંડ્યાં. બધાની પાછળ એની સભર સ્નેહભાવના ધબકતી હતી. જીવનની કડવાશ પીધેલો કવિ એને મન જૂઠો હતો. જીવનની હતાશામાં આશા, ઉત્સાહ, પ્રેરણા, હોમી દઈ, ધરતી પર નજર ધરતો શાયર એને મન વાંકદેખો હતો.

કવિ કહેતો 'માનતીના હૈયાને નંદવામાં વાર શી?' વિભા પૂછતીઃ 'કવિ પ્રેમને જાણે છે?'

વિભા ખ્વાબની દુનિયામાં જીવતી હતી, કલ્પનાના શ્વાસે જીવતી હતી; રૂપ, રંગ અને સુવાસની દુનિયામાં જીવતી હતી.

મ્હારા સાથી હતા માટી અને શૂળો.

એનાં પુસ્તકો પર, એકલતાના ખૂણામાં, ઉન્હાં આંસુથી મ્હેં મ્હારું નામ લખ્યું. એના દેવાંશી આત્માને એ મ્હારી વંદના હતી, તુચ્છતાનો એ એકરાર હતો.

દૂર દૂર એની કલ્પના પણ ન પહોંચી શકે ત્યાં મ્હારે વસવું હતું, એ મ્હને ભૂલે એ મ્હારે જોઈતું હતું.

છેલ્લા છએક માસમાં લગભગ દસહજાર વાર કરી ચૂકેલા વિચારઝોલામાં મોડી રાત લગી હું એમ ને એમ બેસી રહ્યો. રાત્રિની નિઃસ્તબ્ધતામાં દૂર વાગતાં ઘડિયાળોએ મ્હને મ્હારી વિચારતંદ્રામાંથી જગાડયો. ત્યારે જ મ્હને ભાન આવ્યું કે ઘેર આવીને મ્હેં કપડાં પણ ન'તાં ઉતાર્યાં. કોટ કાઢતાં કાઢતાં ખ્યાલ આવ્યો કે વિભાને મ્હારે મ્હારું મનદુઃખ અને મ્હારે મનથી જે અનુભવસિદ્ધ થઈ ચૂકી હતી તે કોઈનેય સુખી કરવાની મ્હારી અનાવડત વિષે ખુલ્લે-ખુલ્લું જણાવી, એની માફી માગી લેવી જોઈએ. એ સાચું હતું કે સમાનતાથી મ્હેં ક્યારેય એને આશા સેવવા કારણ નહોતું જ આપ્યું. છતાં એણે તો આટલે લગી બધું માની–સ્વીકારી લીધું હતું. એ વિશ્વાસ પર એને એનું જીવનવહાણ તરતું મૂકતાં હું કેમ જોઈ રહી શકું?

ભરભાંખળાની મધુરી ઠંડીમાં મ્હેં કાગળ–પેન લીધાં અને વિભાને કાગળ લખવા બેઠો. મ્હારા વલોપાતનું પ્રમાણિક ચિત્ર એમાં મ્હેં ઉતાર્યું હતું. હું એનો કેટલો ઋણી હતો એ કહેવાનો પણ મ્હેં

પ્રયત્ન કર્યો હતો, અને છેવટે મ્હેં એની ક્ષમા યાચી હતી. એના જીવનમાંથી એક યાદદાસ્ત તરીકે પણ મટી જવાની એની રજા માગી હતી.

રાતનું અંધારું ભૂલા ભટકયા એકાદેક પ્રકાશકિરણથી ડહોળાયું હતું. પ્રભાતની નીરવતામાં સડક પર ચાલુ થએલી મોટરોનાં ભૂંગળાં માલિકના ખોળામાં બેઠેલા નિર્ભયચિત્ત કૂતરાના ભસવા જેવાં લાગતાં હતાં. દૂધવાળાની સાઈકલની ઘંટડીનો રણકાર પણ સંભળાતો હતો.

આરામખુરશીમાં જ હું જંપી ગયો. છેલ્લા કેટલાક માસથી નહોતી મળી એવી મીઠી નિશ્ચિંત નિદ્રાના ઉછંગે હું રમ્યો.

મ્હને કોઈ ઢંઢોળતું હતું. આંખ ઉઘાડી જોઉં છું તો કિશોર એના કેટલાક સાથીઓને લઈ આવ્યો હતો. ભારે આંખે જ મ્હેં એને પૂછ્યું: “કેમ કિશોર અત્યારમાં ?”

“મોડા આવીએ અને ત્હમે નીકળી ગયા હો તો શું કરવું? એમ માનીને જ અમે વહેલા આવ્યા.” કિશોરે જવાબ આપ્યો.

“ભલે આવ્યા. કાંઈ કામ તો નથી ને ?”

કિશોર મુંઝાયો લાગ્યો. “કેમ, કાલ રાતે ત્હમે કહ્યું'તુંને લેખ લખી રાખવાનું?” પૂરી સરળતાથી એણે મ્હને પૂછ્યું. હું તો ક્ષિતિજ પરની રેખાઓ ગોઠવવામાં એ વિસરી જ ગયો હતો! મ્હારા ચહેરા ઉપરથી જ કિશોર કળી ગયો હતો.

“વાહ ધીમુભાઈ! ભૂલી ગયા ને!”

કિશોર બોલ્યો તો ખરો, પણ એનું મોં પડી ગયું હતું. એના બીજા સાથીઓ જરા મલકાટમાં આવ્યા લાગતા હતા. કદાચ એમની અને કિશોરની વચ્ચે આ બાબતમાં મતભેદ પડયો હશે, કિશોરે હું કદીએ ભૂલું જ નહીં અને લેખ તો તૈયાર ટેબલ પર પડયો હશે એવું કહ્યું હશે, અને અહીં મ્હેં એના આખાયે વાડવાના ભાંગીને ભુક્કા કરી દીધા હતા!

હું ઊઠીને કિશોર પાસે ગયો. એને જરા ગેલમાં લાવવા મ્હેં એને બરડે હાથ ફેરવવા માંડ્યો, અને તસલ્લી ખાતર મ્હેં એને કહ્યુંઃ

"લેખ ને! હમણાં ત્હમારા દેખતાં લખી આપું, પણ ત્હમારે શું જોઈએ એ લેખમાં એ તો જાણવું જોઈએ ને!"

"અમારે? જુઓ, અમારે જાણવું છે ત્હમે લોક સત્યાગ્રહ કરી જેલમાં જાઓ ત્યારે અમારે શું કરવાનું છે તે. ખરુંને અનિલ?" કિશોરે બીજા એકને વાતમાં ભેળવ્યો.

કેટલી ભાવુકતા હતી આ કિશોરોમાં! એમને શું કરવું તે કહેનારો હું કોણ હતો? મ્હને શો અધિકાર હતો એમને કે કોઈનેય શિખામણ દેવાનો? જાતની જાળવણી તો હું જાણતો નથી, તે બીજાને શો ઉપદેશ આપું?

ગમે તેમ કરી કિશોર અને એના મિત્રોનું મન મ્હેં મનાવ્યું. એ લોક ગયા અને મ્હેં દિવસના કાર્યક્રમમાં ખૂંપી જવાની તૈયારી કરવા માંડી. કાલે અત્યારે તો પેલી ઓતરાતી દીવાલોની પાછળ હું ભરાયો હોઈશ! પહેલા પંદર દિવસ તો હું નિરાંતે ઊંઘીશ. કેટલું દેવું ઊંઘનું ચઢ્યું છે! એ બધુંય વાળી ભરીશ અને પછીથી કંઈક કામે લાગીશ. લખવા–વાંચવાની પણ કેટલી મઝા રહેશે! અન્ય વિચારની સતામણી નહીં હોય, સ્વસ્થતાથી બધી વાતનો વિચાર થઈ શકશે.

આવા વિચારમાં હું રાચતો હતો ત્યાં ભાભી અંદર આવ્યાં.

"પછી આ બાંધવાનું ક્યારે કરવું છે?" એમણે પૂછ્યું.

"જમ્યા બાદ કરી લઈશું." મ્હેં કહ્યું.

"જોજો, પછી વાતે ન ચઢતા. વિભા આવનાર છે ને!" ભાભી જતાં જતાંય મજાક કરતાં ગયાં.

વિભા આવનાર છે!

જેલનાં સ્વપ્નાં આગળ એક કાળી વાદળી આવી. ખૂબ થાક લાગ્યો હોય તેમ હું ખુરશીમાં બેસી ગયો. મારૂં અંગે અંગ મ્હને કળતું લાગ્યું. કશોય નવો વિચાર તો સૂઝતો જ નહોતો, પણ પારાવાર જૂના વિચારો એકસામટો હલ્લો કરી મનને ડહોળી દેતા હતા. વિચારનાં તંતુને સાદ્યન્ત ટકાવવા મ્હેં પેલો કાગળ કાઢ્યો અને વાંચ્યો, ફરી વાંચ્યો, ઉથલાવી ઉથલાવીને વાંચ્યો.

એમાં કશાય સુધારાને સ્થાન ન હતું. મ્હારા મનની, વિચારણાની અંતરતમ ઈચ્છાની, એ પૂરેપુરી પ્રમાણિક અને સાચી તસ્વીર હતી. આટલું તો મ્હારે કરવું જ જોઈએ. આ હું ન કરું એનો અર્થ તો એટલો જ ને કે વિભાને હું છેતરતો હતો! ના, ના. એમાં છેતરપિંડી ક્યાં આવી? માત્ર વિભાની કલ્પના હકીકત કરતાં અનેકગણા વેગે આગળ વધતી હતી. એને હકીકતની રફતારે મૂકવાનું મ્હારું જ કામ હતું ને!

છતાં વિભાને આ કેવું લાગશે?

શક્ય એટલા પ્રત્યાઘાતોનો મ્હેં વિચાર કરવા માંડ્યો. એ રાજી થશે? વિભાને માટે આવો ખ્યાલ પણ મ્હારા મનમાં શી રીતે આવ્યો? મ્હારા મનમાંથી માનવતા પણ એવી રીતે ઓસરી ગઈ કે હું વિભાને મ્હારા આ વર્તનથી રાજી થતી કલ્પી શક્યો? એટલો હૈયાસૂનો હું બન્યો હતો કે વિભાને આ આઘાતકારક બનશે એ પણ હું નકારું?

વિભાને જરૂર માઠું લાગશે; એ જીરવી શકે એ કરતાંય આ કપરો ઘા હતો. એનું આખુંયે જીવન એ આ લગ્ન ખાતર જ જીવતી હતી, એના દમ બદમમાં આ લગ્ન હતું, એના હરેક વિચારમાં આ લગ્ન હતું. જો હું એ માયાને જ હટાવી દઉં તો એના કલ્પનાના

મહેલ કેટલો વખત ટકવાના ? અને એના કલ્પનાના મહેલ અને જીવન વચ્ચે એટલું અંતર હતું કે એ એની સ્વપ્નસૃષ્ટિનાં ખંડેર જોઈને ય જીવન ધારી રહે ?

પણ આ બાજુ મ્હારી પ્રમાણિકતા, સચ્ચાઈ, નેકદિલીનો સવાલ હતો. મ્હારા સુખનો સવાલ તો મ્હેં પહેલેથી બાજુએ મૂક્યો હતો. સવાલ હતો તે તો એના સુખનો હતો.

મ્હારી મતિ તો મુંઝાએલી જ હતી, મ્હને કશુંય સૂઝતું નથી. દોડી દોડીને મન પાછું ત્યાંનું ત્યાં આવીને ઊભે છે. આંખે અંધારિયાંવાળા ઘાણી આસપાસ ઘૂમતા બળદ જેવી જ મ્હારી દશા છે.

અચાનક મ્હને સૂઝ્યું: ભાભીને વાત કરી જોઉં ? ભલે એમને આજના અર્થમાં ભણેલાં—એટલે કે કોલેજના રંગે રંગાએલાં—તો ન જ કહી શકાય, પણ એમની સમજ માટે મ્હને માન હતું. અને વળી પાછો એમનો મ્હારા માટે અનન્ય ભાવ હતો. અને છતાંય હું ખોટો હોઈશ તો એ કહેતાં પણ એ અચકાશે નહિ.

ભાભી મ્હારું નવું—છેલ્લું—તરણું હતાં.

મ્હારા ઓરડામાં બોલાવી એમના હાથમાં, મ્હેં વિભાને લખેલો કાગળ મૂક્યો—કશુંય બોલ્યા વિના. અને ચૂપચાપ ખૂણામાં ખુરશી પર જઈ ગોઠવાયો. નિરાંતે એમણે કાગળ વાંચવા માંડ્યો. એમને વાંચતાં હું અનિમેષ જોઈ રહ્યો. વાંચતાંવાંચતાં એમના ચહેરા પર ગ્લાનિની, ખિન્નતાની, રેખાઓ ઉપસી આવી. મ્હારું હૈયું ધબક્તું હતું. શું કહેશે ભાભી ? હું જે કરું છું એને એમની સહાનુભૂતિ મળશે ? મ્હને એ સમજશે ? મ્હારા મત સાથે એ સહમત થશે ?

હું એમના શબ્દ ઝીલવા તલપાપડ થઈ રહ્યો હતો.

કાગળ વાંચી ભાભીએ એની ઘડી વાળી. ધીરે ડગલે એ મ્હારી પાસે આવ્યાં. મ્હારા ઉરધબકાર વધતા જતા હતા. કેમ ભાભી એમની

વલણુ જણુાવતાં નથી ? ભાભી મ્હને પટાવે છે ? ભાભીયે મ્હને ન સમજ્યાં ? મ્હારી ઉરવ્યથા સમજે એવું શું કોઈ પણુ નથી આ ધરતી ઉપર ?

ધીરે અવાજે ભાભી બોલ્યાં: "ધીમુભાઈ, આ કાગળ ફાડી નાખવાની મ્હને રજા છે ?"

ભાભી મ્હારી મશ્કરી કરતાં હતાં ?

"ત્હમે મ્હારામાં વિશ્વાસ મૂક્યો છે તો હવે ત્યાં અવિશ્વાસને પેસવા ન દેતા, જો હું કાંઈ બોલું તો તેને પતરાજી ન માનતા. ત્હમને શિખામણુ દેવાનું મ્હારું ગજું નથી; પણુ બીજા કોઈએ જાણ્યું નથી, જોયું નથી એવે ખૂણેથી મ્હેં ત્હમારા હૈયાને જોયું છે, જાણ્યું છે. દુનિયાએ ત્હમારી સાથે કરેલા વર્તાવથી એ કૂળું હૈયું ઓસમાઈ ગયું છે. એમાંથી આત્મવિશ્વાસ કે પોતાની શક્તિનો પૂરો ક્યાસ પણુ ભુંસાઈ ગયો છે. રહી ગયો છે માત્ર વસવસો, અંદેશો, ભય. બીજાનો ખ્યાલ કરવાનું તો ઘણા થોડાના મનમાં હોય છે. એ માણુસની મોટાઈની નિશાની છે, પણુ એ ખ્યાલમાં ને ખ્યાલમાં પોતાને અન્યાયકર્તા થઈ જવું એ વેવલાઈ છે. ત્હમે ખોટું નહીં લગાડો એટલું માનું છું ત્યારે જ હું આમ કહું છું."

ભાભી અટક્યાં. ઓછાબોલાં ભાભીને મ્હેં ક્યારેય આ રૂપે નહોતાં જોયાં. એમના મનની આ બાજુને એમણે કયા આવરણે ઢાંકી રાખી હતી ? તરણા ઓથે ડુંગર પણુ શું આમ જ સંતાતા હશે ?

ભાભીએ એક નાનકડો નિસાસો નાખ્યો. કોણુ જાણે કેમ પણુ મ્હને એમ લાગ્યું કે રોજ જે ભાભીને હું જોતો હતો તેને બદલે આજે કોઈ નવી જ સ્ત્રી મ્હારી સામે ઊભી હતી—પૂર્ણ સ્ત્રીત્વના પ્રતીક સમી.

ભાભીએ ફરી બોલવાનું શરૂ કર્યું. કોણુ જાણે કેમ પણુ એમના અવાજમાંય કશો અકુદરતી કંપ મ્હને જણાયો. કદાચ એ મ્હારા મનની સ્થિતિનોય પ્રતાપ હોય !

"ત્હમારી નેકદિલી તો નરી સૂરજના તાપ જેવી નીતરતી છે. પણ એને ય એની મર્યાદા છે. ત્હમારી પ્રમાણિકતાને, બીજાને અપ્રમાણિક ઠેરવે એ હદ લગી જતાં એટલી પ્રમાણિકતા નથી રહેતી. એ દંભ બને છે, સગવડનો સ્વાંગ બને છે. ધીમુભાઈ, સ્રીના હૈયાને ત્હમે નથી જાણતા, નથી ઓળખતા. દુનિયાએ કદાચ ત્હમને એ કહ્યું હશે કે એ તો રમકડું છે, પતંગિયું છે; રૂપ, રંગ, સુખ, સગવડે પાંખ ફફડાવતું ફરતું પ્રાણી છે. એ બધા દુનિયાના મનના બુદ્દા છે. માણસ તરીકે એને ય સુખ જોઈએ છે, સગવડ જોઈએ છે, આરામ એને ય ગમે છે. પણ સ્રી તરીકે એને જોઈએ છે સ્નેહની ઉષ્માભર્યું હૈયું, પ્રેમી હૃદય—બીજી બધી ય સુખ-સગવડનો ખ્યાલ આ એક સંજીવિની આગળ તણખલાની તોલે છે."

ભાભી કેમ અટક્યાં? જીવનના અંત લગી આમ સાંભળ્યે જ જવાનું હોય તો કેવું સારું?

"અને વિભા તો દેવી છે. એ કેવી છે એ તો મ્હારા કરતાં ત્હમે વધારે સારી રીતે જાણો છો. માત્ર એ દુઃખી થશે એ ખ્યાલે ત્હમારા મનમાં ઘર કર્યું છે. મનમાં એક વસ્તુની ગાંઠ વાળી બેઠેલી સ્રીને ત્હમે નથી ઓળખતા. એનો નિશ્ચય એને આખીએ આલમનાં દુઃખ વેઠવાની તાકાદ આપે છે. અને મ્હને જરા કહેશો કે એ દુઃખ ક્યાં છે? ત્હમારી કલ્પના સિવાય, દુનિયાના કડવા અનુભવે જન્માવેલી કલ્પના સિવાય એ બીજે ક્યાંય જીવતું નથી."

ભાભી ફરીથી અટક્યાં. પાલવને છેડેથી એમણે કપાળ લૂછ્યું. એમની કો'ક અજબ દીપ્તિએ ચમકતી આંખ એમણે મ્હારા ઉપર ઠેરવી. એ ચમકમાં આશાની પ્રેરણા હતી, નવજીવનનો ઉત્સાહ હતો, જીવનકલાની દીક્ષા હતી.

અચાનક જ ભાભી કોક નવા રૂપમાં દેખાયાં. ગિરિવરના શિખરે

મહાલતો અનિલ તળેટીએ પહોંચતાં જ જેવી જડતા ધારણ કરી લે છે એવો જ કંઈક ફેરફાર મ્હને ભાભીમાં જણાયો. એમના અવાજમાં જે પ્રતાપી ટંકાર જેવું અપાર્થિવ તત્ત્વ લાગતું હતું તેને બદલે, દુનિયાનું જ, ઘટઘટનું કશુંક આવ્યું. ભાભી વ્યવહારુ બન્યાં હતાં.

"અને કદાચ માનો કે ત્હમે કહો છો એ બધું જ સાચું છે તો યે આ રીતે એનું હૈયું ભાંગવામાં શું સાર છે? કાલે તો ત્હમે જેલમાં જાઓ છો. ત્હમે જ કહો છો તે પ્રમાણે એ વર્ષ તો ઓછામાં ઓછાં ત્યાં ત્હમારે ગાળવાનાં છે. ત્યાં લગીમાં નિરાંતે ત્હમારી શક્તિ, સાધન અને ઇચ્છાને તાવજો અને તત્ત્વ શોધજો. જો એ શોધમાં ત્હમને કશું મળે કે વિભાએ ત્યાં લગી ત્હમારી રાહ જોવી તો જ પછી ભવિષ્ય નક્કી કરજો. અત્યારે ઉતાવળે ઉછાળે પગ ભાંગવામાં શી અક્કલ છે?"

વ્યવહારની ભાષા કેવી ભોળવનારી હતી! છતાં એમાં સાચી શિખામણ હતી, ખરું માર્ગદર્શન હતું એની કેમ ના પડાય?

"ત્યારે આ કાગળ તો હું મ્હારી પાસે રાખું છું. અને જેલમાંથી બહાર આવ્યા બાદ જ જો જરૂરી જણાય તો આવું કશું કરશો એવું વચન પણ લેતી જાઉં છું." ભાભીએ કહ્યું.

ભાભીએ જબરાં છે! કેવાં બાંધવા આવે છે? છતાંય એમણે કહ્યું તે પૂરું વ્યવહારુ હતું, સાચું હતું અને ન્યાય્ય હતું એની ના કેમ પડાય!

"ધીમુભાઈ, ત્હમે સ્ત્રીને નથી ઓળખતા. ત્હમે જે આપવાના છો એ માગીને એ ત્હમારું અભિમાન પોષે છે; એને તો કામ સાથે કામ છે."

અને ભાભી તરત જ વિનોદની સામાં ઢળી પડયાં.

"જોજો, બપોરે વિભા આવવાની છે; ક્યાંક બારી ન મારતા. મહાત્મા લોકોનું ભલું પૂછવું! કદાચ અંતરનો અવાજ સંભળાઈ જાય!"

જતાં જતાં ભાભીએ ટકોર કરી લીધીઃ 'અંતરનો અવાજ' તો મ્હેં કાગળમાં નોંધ્યો હતો એનો ઉલ્લેખ હતો.

હસતાં હસતાં ભાભી ગયાં અને મ્હારું મન પણ જરા પ્રફુલ્લ બન્યું હતું. આટલાં વર્ષથી ભાભીનો મ્હને નિકટનો પરિચય હતો છતાં આજે જે સ્વરૂપે મ્હેં એમને જોયાં તે મ્હારે માટે નવું જ હતું. વિભાના બાહ્ય સ્વાંગમાં પણ આવો કોઈ અંતર્સ્વાંગમાં છુપાયો નહીં હોય ?



મ્હારા હૈયા પરથી ચિંતાની શિલા હટી ગઈ હતી, હું ફોરો બન્યો હતો. ભાભીએ મ્હને આદર્શ ઉકેલ બતાવ્યો.

મગનમાં ને મગનમાં મ્હેં આજનાં કામ પતાવવાનું માથે લીધું. પેલી કહેવત મુજબ જ રાત ટૂંકી હતી અને વેશ ઝાઝા હતા. કેટલાકને છેલ્લું મળવાનું હતું, ક્યાંકથી મ્હારા ગયા બાદ પણ મંડળને નાણાં મળતાં રહે તેની જોગવાઈની ચિઠ્ઠીઓ લેવાની હતી, અભ્યાસવર્તુલના વિદ્યાર્થીઓએ ગોઠવેલા કાર્યક્રમમાં જવાનું હતું. અને રાતે મંડળના દફતરે જ રહેવાનું હતું. ત્યાં જ મજૂરમંડળના સભ્યો અને અન્ય મિત્રો આવવાના હતા. અને હા, વિભાને ત્યાં જમવા જવાનું હતું.

પ્રમુદિત મને મ્હેં ઘર બહાર પગ મૂક્યો. મ્હારા હૃદયમાં જાણે કોઈ નવો જ આનંદ પ્રગટ્યો હતો. દિવસોના દિવસો લગી લગાતાર વરસાદની હેલી ચાલુ રહી હોય અને અચાનક વાદળાં વેરાઈ જાય અને અનન્ય દીપ્તિએ તપતો સૂરજ મનમાં એક નવી જ તાઝગી પેદા કરે એવું મ્હને લાગતું હતું કોઈ અનન્ય સ્ફૂર્તિ મ્હારા અંગે અંગમાં આવી હતી.

ઊડતા મને મ્હેં કામ પતાવવા માંડ્યાં. ધરતીતળ સાથે મ્હને જડી રાખનારાં બંધનો જાણે તૂટી ફૂટીને દૂર પડ્યાં હતાં. આવતી કાલે

આવનારી જેલ એની અતિપરિચિત મર્યાદાઓ છતાંય મ્હને ડારી નહોતી શકતી, કારણ કે આજે તો મ્હારું મન ખૂબ ખૂબ મસ્તીમાં હતું.

જમવા વખતે હું ઘેર પહોંચ્યો ત્યારે વિભા તો ક્યારનીય ત્યાં આવી ગઈ હતી. ભાભી અને એ બન્ને મ્હારા ઓરડામાં બેઠાં હતાં. મ્હને આવેલો જોઈ ભાભી બોલ્યાં: "આ જ એમની નિયમિતતા છે, એટલે મુંઝાતા નહીં." અને મ્હને ઉદ્દેશીને બોલ્યાં: "લક્ષ્મણ-જતિનાં ગુણાનુગાન તો મ્હેં એટલાં કર્યાં છે કે હવે તો મ્હારી જીભ દુખે છે. અને જમવાનું તો ક્યારનુંય તૈયાર છે. જમી લઈ પછી આ બધું બાંધી લઈશું."

કશું બોલ્યા વગર હું જમવા તૈયાર થયો. વિભા આજે તો અવનવીન જ લાગતી હતી. આજે એને જોઈ મ્હને ખડચંપો યાદ આવી ગયો. રેશમી સફેદ સાળુ અને તે પરની આછી પીળી કિનાર અને એની પોતાની પ્રફુલ્લતા એમ કરવા પ્રેરતી? કોણ જાણે?

જમવામાં અમે ત્રણ જ હતાં. ભાઈ તો જમીને નીકળી ગયા હતા. છોકરાંઓ બાલમંદિર–નિશાળે પહોંચ્યાં હતાં.

રસોડામાં પહોંચ્યા અને એક નવું નાટક શરૂ થયું. ભાભી કહે: "તમે બન્ને બેસી જાઓ, હું પીરસું છું." વિભા કહે: "ના ભાભી, એમ ન હોય. ત્હમે બન્ને બેસો, હું પીરસું છું." રકઝક આગળ વધી. બન્ને લગભગ હઠ પકડીને બેઠાં લાગ્યાં. હું એમ ને એમ ભાણા ઉપર બેઠો હતો, અને તમાશો જોતો હતો. તકરારને ટૂંકી કરવા મ્હેં સૂચવ્યું: "ત્હમે બન્ને જમો, હું પીરસું છું" અને અમે ત્રણે ખડખડાટ હસી પડયાં. છેવટના ઉકેલ તરીકે ત્રણે સાથે જમવા બેઠાં.

ભાભી વિભાને ધીરે ધીરે ખીલવતાં હતાં મીઠી મજાક કરતાં ક્યારેક એ મ્હારાં ગુણગાન કરતાં તો ક્યારેક એને મ્હારી વિચિત્રતાઓથી ચેતવતાં. મ્હને ભય હતો કે કદાચ ભાભી ભાંગરો વાટી દેશે, પણ સજાગ ભાભીએ એમની નજરથી જ મ્હને વિશ્વાસ આપ્યો.

વિભા મોટે ભાગે તો મૂગેમૂગી સાંભળી લેતી, પણ ક્યારેક ભાભીને એ ટપલી મારી પણ લેતી. બન્ને જાણે કોઈ અજબ પ્રેમસાંકળે બંધાયાં હતાં.

જમીને અમે સહુ મ્હારા ઓરડામાં આવ્યાં. મ્હારા મનમાં ઘડભાંજ તો હતી જ. વિભા લાવી હતી તે ચીજોને જેલમાં લઈ જતાં મ્હને સંકોચ થતો હતો. એ ચીજો એક રીતે મ્હને વિવશ બનાવતી હતી. હું મ્હારો પોતાનો ન હોઉં એવી કો'ક ભાવના મ્હારા દિલને ઘેરી લેતી અને એનો સ્વીકાર મ્હને ઊંડી શેવાળમાં ઊતારતો હતો એ તો નક્કી જ હતું; છતાં 'હું એ નથી લઈ જવા માગતો' એટલો ઉચ્ચાર જ વિભાને કેટલી વ્યગ્ર કરી મૂકે તેમ હતું? મ્હને તો મ્હારી ચોદિશ કપરી ભીંસ દેખાતી હતી; ક્યાંય ઉગારો ન હતો. એટલે મ્હેં તો બધું ય ભાભી પર જ છોડયું. માત્ર મ્હેં જે ચોપડીઓ લઈ જવા સારૂ નક્કી કરી હતી તે બાજુએ મૂકી વિભાને માઠું ન લાગે તે માટે અમે આણેલાં પુસ્તકોમાંથી ચાર-પાંચ ઉપરટપકે એ ઢગલામાં મૂક્યાં. બાકીનાં 'પછી લખું ત્યારે મોકલજો' કહી રાખી મૂક્યાં.

ભાભીયે ઉસ્તાદ હતાં. મ્હારી ચાલાકી એ કળી ગયાં હતાં. કપડાં ગોઠવતાં ય એમણે કહી તો દીધું જ: 'વાહ ભાઈ, આ ખરૂં! જેલમાં ત્હમારે જવું અને વેઠે અમે પકડાયાં! એમાં ય પાછું ભાઈસાહેબનું કશું રહી જાય તો દમ મારીને કહેશે 'આમ કેમ?' આ દેશભક્તો પાછળ બીજી કેટલી મૂંગી સેવાનું પીઠબળ હશે, વિભા?"

"ભાભી, ત્હમે મ્હને ખીજવવા માગો તે હું ખીજવાઉં એમ નથી." વિભાએ કહી દીધું.

"એ તો અમે જાણીએ જ છીએ તો; નખ આંગળીથી વેગળા એ વેગળા!"

ભાભી હસી પડયાં. વિભા હસી. મ્હેં ય સાથ પુરાવ્યો.

મ્હેં બહાર જવાની–સાચી રીતે ભાગી જવાની–તૈયારી કરવા માંડી. વિભા મારી હિલચાલ જોઈ રહી હતી, ભાભી તાસીરો જોઈ રહ્યાં હતાં. વિભાએ મ્હને પૂછ્યું: "દફ્તરે ?"

મ્હેં હું ક્યાં ક્યાં જવાનો હતો તે ગણાવ્યું.

"પછી સાંજનું ભૂલતો નહીં." વિભાએ મોઘમ જ વાત કરી. એની ઇચ્છા એવી હતી કે ભાભી સાંજરે હું એને ત્યાં જમવાનો હતો એ ન જાણે. કોણ જાણે ? મ્હને ય એની ઇચ્છા જ હોય તો ખાસ જણાવવાની ઈચ્છા ન હતી. એટલે મ્હેંય 'મ્હને યાદ છે' એમ કહી દઈ ચાલવા માંડયું.

ભાભીએ હળવે રહી પૂછ્યું: "પકડાવાનું તો અહીંથી રાખ્યું છે ને ?" ભાભીએ જબરાં છે ! ખેડી મશ્કરી કરવાની કો' અનેરી કલા એમને સાધ્ય છે. હું જવાબ આપતાં જરા ખમચાયો લાગ્યો એટલે કે ગમે તેમ હોય પણ વિભાએ તરત જ જવાબ વાળ્યો: "એ વળી બીજે ક્યાં રાખે ?"

ભાભીને તો એટલું જ જોઈતું હતું ને ! એમની જીભ ચાલી:

"એ તો હું કેમ કરીને જાણું ? આપણને કોઈ ઓછું જ કહે છે ! આપણે તો વખ્યાઘટયાના વેદિયા. ભળાવ્યું એટલા કામના રણીધણી."

વિભાને ખીજ ચઢી. તે મક્કમ અવાજે બોલી: "રહેવા દો ભાભી, હું બધું તૈયાર કરી દઈશ." એના અવાજમાં ગજવેલનો રણકો બોલતો લાગ્યો.

ઊમરામાં જ હું ઊભો રહી ગયો. મ્હને ભય હતો કે આ બન્ને આખડી પડશે. ભાભીયે લેવાદેવા વિના એને ખીજવતાં હતાં ને !

પણ ભાભી તો ખડખડાટ હસી પડ્યાં.

"કેમ, ખિજાઈ ને ! કહેતી'તી ને કે હું તો કદી ય ન ખિજાઉં ?"

વિભા શરમાઈ ગઈ. એના ગાલ પર રતાશ આવી. પેલું ખંજન ! આજે જ ક્યાંથી આવ્યું ? કે આટલા દિવસ મ્હેં જોયું જ ન'તું ? પાછો મ્હને ખડચંપો સાંભર્યો. ભાભીની વિનોદવૃત્તિ પર હસતો મલકાતો હું ઘર બહાર નીકળ્યો.

ખરે બપોરે પણ બધું પ્રફુલ્લ હતું. મ્હારી સામે જોતાં માનવીઓ પણ સ્મિત વેરતાં હતાં. દીનહીન લાગતી વસ્તુઓમાં કો'ક અજબ પવન ફુંકાએલો લાગતો હતો. બધે સ્મિત હતું, હાસ્ય હતું, મલકાટ હતો.

કે આ બધું ય મ્હારા મનની વૃત્તિનું પ્રતિબિંબ હતું ? સૂરજમુખી સૂરજની સામે જોઈ રહી, એની નજરના તારે તાર પરોવવા પૂર્વથી પશ્ચિમ ઝૂકી, એના જ તાને મસ્તાન રહે છે ને ! આ બધી ચીજો, આ માનવી, આ નિર્જીવ વસ્તુઓ પણ સૂરજમુખી સરખાં જ હતાં ને !

અને માણસનું મન પણ કેવું નાજુક છે ! કોકનો ઊંડો શ્વાસ એને મુરઝાવી દે છે; તો કોકની એક ભલી નજર એને સુખ—સંતોષ-આનંદની ઊંચી ટોચે ચડાવી મૂકે છે. લજામણીનો છોડ તો કોકના સ્પર્શે કોચવાય છે. માણસનું મન એના નાટારંભ માટે કેવળ કલ્પનાની જ અપેક્ષા રાખે છે. કોઈક તરંગ એને ફૂલ્યો ફૂલ્યો કરે છે તો કોઈ એને એના કોચલામાં પૂરી દે છે. અજબ છે માણસ અને એથીએ અજબ છે માણસનું મન !

વિભા જબરી હતી. કેવી ભાભીને ય કાન પકડાવવા લાગી હતી ! મ્હારી મશ્કરી એને અસહ્ય બનતી. એની તન્મયતા કેવી પ્રેરણાદાયી હતી ! પણ એ ઊંડા કાંપમાં ઊતરતી હતી એનું કેમ ?

મ્હારે આજે આ વિચાર નથી કરવો. કરીશ એ વિચાર

જેલની દિવાલો પાછળ. ત્યાં સમય પણ છે અને નિરાંત પણ છે; માનસિક સ્વસ્થતાએ ત્યાં જ મળી રહેશે.

અને આજે મારા મને મ્હારું કહ્યું માન્યું. આ વિચારોનું જાણે પડીકું બાંધી ખીંટીએ ટીંગાડી દીધું!

દફતરે; ત્યાંથી ઓળખીતાઓની દુકાને–ઓફિસે અને ફરી પાછો દફતરે; સમિતિએ પણ ડોકીઉં કરી આવ્યો. દફતરે તો આવ–જા ચાલુ જ હતી. હું કદીએ કલ્પી પણ ન શકું તેવા લોક ચાલી ચલાવીને દફતરે જતાં પહેલાં મળી જવા આવતા. આવા અને આટલા લોક મારી પ્રવૃત્તિમાં રસ લે છે, પોતાથી બનતો સાથ દે છે એ ખ્યાલ પણ માદક છે.

જમીને સાડાઆઠેક સોરા દફતરે આવી જવાનું દેવુભાને કહી હું દફતર બહાર નીકળ્યો. ઘડિયાળમાં હજુ છ થયા હતા. કેટલા વાગે વિભાને ત્યાં જવાનું હતું તેનો તો મ્હને ખ્યાલ સરખોય ન હતો. બહુ વહેલા ન જવું એવું મ્હને લાગતું હતું. અને પાછું વિભાને ત્યાંથી ઘેર જઈ દફતરે આવવું હતું. નવેક વાગે તો મજૂર મંડળવાળા આવી લાગવાના. થોડોક વખત ગાળવાના ઈરાદાથી હું ફરવા નીકળ્યો.

ધૂનમાં ને ધૂનમાં હું ચાલતો હતો. નદીનાં પાણીમાં ડૂબકી ખાઇ થાક્યો પાક્યો બહાર નીકળતો સંધ્યાનો શ્રાન્ત સૂર્ય કેવો બહાવરો દીસતો હતો! રેતીમાં બંગલા રચતાં બાળકો આનંદથી કિલકિલાટ કરી નદીતટ ગજાવી મૂકતાં. દૂરના એકલ આરે ચારપાંચ પારસીઓ સંધ્યાટાણે સૂર્યપૂજા કરતા હતા.

પૂલ પર સહુ ઊતાવળમાં હતા. માત્ર મ્હારી પાસે જ વેડફી દેવાનો સમય હતો!

જીવ લઇ નાઠેલા સૂરજના દેશમાં ટીપકી–તારાઓની ફોજ

ઊતરી. મ્હને લાગ્યું કે હવે તો મ્હારે વિભાને ત્યાં પહોંચી જવું જ જોઇએ. કદાચ મ્હારી ઈંતેજારી કરતા હશે એ લોક!

હવે લોક પાસે ગાડાં ભરીને વખત હતો. નિરાંતે ટહેલતા ટહેલતા, હાથમાં ટોપી પકડી, વાતો કરતા, ટોળટપ્પા હાંકતા, અશોકની ધર્માજ્ઞાઓની નૂતનતમ આવૃત્તિ સરખા પૂલના થંભલેખો ઉકેલતા અને અવિરત મલ્લીનાથ સુણાવતા ચાલતા પ્રજાજનો પાસે સમય હતો, પણ મ્હારી પાસે ન હતો.

ધક્કામુક્કી કરી હું બહાર નીકળી ગયો અને સીધો વિભાને ઘેર પહોંચ્યો. કદાચ એ મ્હારો ભ્રમ હશે, પણ આજે આ દીવાનખાનું મ્હને નવીન જ ભાસતું હતું. મ્હારું સ્વાગત કરવા ઊઠીને આવેલા બાપુમાં યે મ્હને કશું અપરિચિત, કશું નવું, કશું આકર્ષક લાગ્યું.

"ત્હમે બરાબર વખતસર જ આવી પહોંચ્યા. મ્હને ભય હતો કે આજે તો ઝાઝું કામ પતાવવામાં પડ્યા હશો તે ત્હમને મોડું થશે." અડધા અડધા થતાં બાપુ બોલ્યા.

"ના રે ના." હું બોલ્યો. વખતનું મ્હને ભાન જ ન હતું, છતાંય બાપુને આથી સંતોષ થતો હતો એ મ્હને ગમ્યું.

વિભા મ્હારો અવાજ સાંભળીને દોડતી આવી.

"આવી પહોંચ્યો?" એની દેહલતા આનંદે નાચી રહી, મ્હેં વિભાને આવી નરી આનંદની મૂર્તિ તો કયારેય નથી જોઈ.

મ્હારા આશ્ચર્ય વચ્ચે બાપુ દીવાનખાનામાંથી કયારે અલોપ થઇ ગયા તેની મ્હને ખબર જ ન રહી; વિભા સાથે ધીરે ધીરે હું વાતે વળગ્યો. ભાભીનાં વખાણ જ આજ એની જીભે ચઢતાં હતાં.

"મ્હેં તો આજે એક મોટી બહેન મેળવી, ધીમુ." વિભાએ ભાભી વિષે મ્હને કહ્યું. કોણ જાણે કેમ પણ એ મ્હારા જ પ્રતાપે મ્હને સંતોષ થયો. ભાભીની મીઠી મજાક અને ગંભીર દુનિયાના અનુભવની વાતના મિશ્રણે વિભા પર જાદુ કર્યું હતું.

અચાનક દોડતો દોડતો કિશોર આવી પહોંચ્યો.

"મ્હેં અખાડે કહ્યું કે મને વહેલો જવા દો, મારે ત્યાં મહેમાન આવવાના છે. પણ મારું માને ત્યારે ને! એટલે જ મોડું થયું." કિશોરે આવતાં વેંત શરૂ કર્યું. મેં એને હાથ પકડી મારી પાસે બેસાડ્યો. સવારના લેખની થોડી ઘણી વાત કરી.

"ત્હમને ઊંઘમાંથી જગાડ્યા?" વિભાએ પૂછ્યું.

"પણ તે એ તે કાંઈ ઊંઘવાનો વખત હતો?" કિશોરે સામું પૂછ્યું.

બધાં હસી પડ્યાં.

વાતની વાતમાં કિશોરની સૂચનાથી અમે કિશોરના ઓરડામાં ગયા. કિશોરનો આનંદ તો માતો ન હતો. ખૂબ સાવધાનીથી એણે એનો ઓરડો શણગાર્યો હતો. એને ગમતાં ચિત્રો મઢાવીને એણે ભીંતે ટિંગાડ્યાં હતાં. ખૂણામાં ટેબલ પર એની ટિકિટસંગ્રહની સામગ્રી પડી હતી. વચ્ચે એના મેજ પર પુસ્તકો અને નોટબુકો પડ્યાં હતાં. ખૂણામાં ઘોડી પર એણે એનાં આલ્બમો—છાપચિત્રો અને કાપલીઓનાં—ગોઠવ્યાં હતાં.

"શાબાશ કિશોર, તું તો બધું ખૂબ વ્યવસ્થિત રીતે કરે છે!" મ્હેં કિશોરને અભિનંદન આપવા માંડ્યાં.

"અરે, હું તો આના કરતાંય સારૂં કરી બતાવું. પણ વિભાબહેન ક્યાં માને છે?" કિશોરે ફરિયાદ કરી.

"શું નથી માનતી, કિશોર?" મેં પૂછ્યું.

"મ્હેં ચિત્રો માગ્યાં તો કહેઃ ના; મેં પડદો માગ્યો તો કહેઃ ના; મ્હેં આભલાગૂંથ્યો ચાકળો માગ્યો તો કહેઃ ના. એ ક્યારે હા જ પાડે છે?"

વિભા કિશોર પર જરા ખિજાઈ.

"તે ભાઈ સાહેબને બધું સાચવતાં આવડે ખરું ને! ચોવીસ કલાકમાં ચીજ હતી ન હતી ન થાય તો કિશોરનું નામ જ નહિ."

"ધીમુભાઈ, વિમુબહેન ખોટું કહે છે. મારા હાથે કદીએ કોઈ ચીજ બગડતી નથી."

એ જ ભાઈબહેનની ખેંચાખેંચ.

પછીથી બાપુ પણ એમાં ભળ્યા. અને અમે સહુ જમવા બેઠા. વાતાવરણ ખૂબ જ શાન્ત હતું. બાપુ અને વિભા વાતનો તંતુ વણ્યે રાખતાં, કિશોર એના તીવ્ર મૌગ્ધ્યથી એમાં ઉમેરો કરતો. છતાં ય એ પ્રયત્ન હતો, ઢાંકણુ હતું, એવું મને લાગ્યું. એના શાળા મીઠા શબ્દો નીચે ક્યાંક ધગધગતો લાવા ઉકળતો હતો. કોણ જાણે કેમ પણ મને એમ લાગ્યું કે ક્યારેક આ ગૂમડું મોં ફાડી નાખશે અને એટલે જ હું ય યત્ન કરી, બહુ જ ધીરજપૂર્વક, શાન્તચિત્તે સાંભળતો અને જવાબ દેતો.

અધવચ્ચે જ બાપુ બોલતા બંધ થઈ ગયા. કાચબો ડોકું એની ઢાલમાં પાછું ખેંચી લઈ જેમ પડી રહે એવા મને બાપુ લાગ્યા. વિભા પણ ધીરે ધીરે અંતર્મુખ થઈ. એટલે વાત કરવા તો માત્ર અમે બે જણ—હું અને કિશોર જ રહ્યા.

કિશોરે અચાનક જ ધરપકડ કેવી રીતે થાય છે તે વાત કાઢી. હું જોઈ શક્યો કે બાપુના અંગે થોડી કંપારી વછૂટી, બની શકે એટલી હળવી રીતે મેં કિશોરને જવાબ આપ્યો. પણ એના સવાલ આગળ વધ્યા. જેલમાં શું હોય છે, કેવું હોય છે, એ હવે એના સવાલ હતા. બાપુ અને વિભા બન્ને ક્ષુબ્ધ લાગ્યાં. જેલનો વિચાર પણ એમને આ ઘડીએ ક્ષોભ પમાડતો. ઘડીભર મને કિશોરની વાત ટાળી દેવાનું મન થયું, પણ એની ટોક જબરી હતી અને એને ટાળવા જતાં એ ઉલટાવી ઉલટાવીને એના એ જ સવાલ પૂછતો. અને બાપુ અને વિભા માટે ય એ આંકડાના ઘા જેવું બનતું. એટલે

જ મેં જેલનું રંગરંગીલું ચિત્ર દોર્યું. કિશોરની કલ્પનાને એથી ઉત્તેજન મળ્યું. પણ બાપુના દિલનું દર્દ તો એથી વધ્યું જણાયું. વિભાનું ધ્યાન પણ વાત પર ગયું લાગ્યું હતું. એટલે એણે વાતનો વિષય બદલવા મને, હું ત્યાં વખત કેમ ગાળવા માગતો હતો તે પૂછ્યું. કિશોરે આ વખતે એની ધૂનમાં આવી ફાંસ ન મારી, કારણકે એને તો જેલ વિષે જાણવા સાંભળવાનો—અને એણે એક વાર કબૂલ કર્યું હતું એમ—જોવાનો ખૂબ રસ હતો. મેં જે વિચાર કરી રાખ્યો હતો એ જણાવ્યો. મોટે ભાગે મેં વાંચવાનું જ નક્કી કર્યું હતું અને તેમાંય હિન્દના અર્થપ્રકરણીય ઈતિહાસનો અભ્યાસ કરવાની મારી નેમ હતી. ઉપરાન્ત કામને લીધે અથવા તો બીજી અગવડોને લીધે ઘણું વાંચવાનું ચડી ગયું હતું તે ઉધારિયું પણ પૂરું કરવાનું હતું.

મેં આ કહ્યું. અને એમ ને એમ વાત વહે ગઈ. છતાં ય ઉપરથી, ના મરકલાં નીચે, ગંભીર સચિંત વિચારણા ચાલતી હતી તેની ના ન પાડી શકાય. શું મૂંઝવતું હતું આ લોકને? મારું જેલમાં જવું તે? એથી એટલી મૂંઝવણ કરવા જેવું શું હતું? મોટે ભાગે ત્હમને એક અલાયદી જગાએ રાખ્યા સિવાય જેલ બીજું કશું ય કરતી નથી. વિશાળ માનવતાનો પરિચય આપીને એ તો ત્હમારા શિક્ષણની બાકી રહેલી ઉણપો પૂરી કરે છે. થોડીઘણી હાડમારી કે સહેલાણી જીવને થતી તકલીફથી ગાંડાતૂર બનવાની કે ચિંતાના દરિયામાં ડૂબકી મારવાની જરૂર નથી હોતી. પણ કોણ જાણે કેમ જેલની વાત કે વિચાર જ હામ તોડી નાખવાને સમર્થ બને છે. એમાં ત્હમારે માટેની લાગણી જેટલો ભાગ ભજવે છે એટલો જ ભાગ, સગવડ શોધવાની વૃત્તિને નડતો આઘાત પણ ભજવે છે. આખો યે વિચારપ્રવાહ જ પોતાના નાનકડા ખોબામાં પાણી ભરી જ વાળી બેઠેલા જીવ આગળ મહેરામણનો ખ્યાલ પણ વસવસો પેદા કરી દે છે.

છેલ્લા કેટલાક દિવસથી આનંદની પાંખે વિહરતી વિભા અત્યારે

કાંઈક ખિન્ન થઈ લાગતી હતી. મને એને કહેવાનું પણ મન થયું કે તિલુભાભીની મશ્કરી કરતી વખતે એણે આનો પણ ખ્યાલ કરવો જોઈતો હતો. પણ એક બીજા વિચારે મ્હને થોડો પરેશાન કરી મૂક્યો. મારા જીવનમાં તો આવાં બંધનો આવ્યે જ જવાનાં છે. આખુંએ જીવન જ અસ્થિર વીતવાનું છે. જો આ જેલવિહાર વિભાને વિષણ્ણ બનાવી દે તો એ મારા જીવનનો ભાર કેવી રીતે ઉપાડી શકશે? ક્યાંક સાંભળેલી કવિતાની મને યાદ આવી: માનવતાનો આશક શાયર આકાશમાંથી પડતી વીજળીને ટેકો દેવા ગયો, પણ એ કઠોરહૃદયા તો આશરો દેનારને બાળી ગઈ! વિભાનું પણ એવું જ બને ને!

વાત વધે જતી હતી. હું ય ક્યાંક ટહૂકો પુરાવ્યે જતો હતો. જમી પરવારી અમે દીવાનખાનામાં બેઠા. બાપુએ મને રાતનો શું કાર્યક્રમ હતો તે પૂછ્યું. પરોઢમાં એ લોક પકડવા આવે એમ હું ધારતો હતો. એટલે અહીંથી દફ્તરે જઈ ત્યાંથી હું વહેલો સવારે ઘેર જવાનો હતો.

"તો હું ઘેર જ આવીશ" બાપુ બોલ્યા.

"એ ફેરો ખાવાની શી જરૂર છે?" વિવેક ખાતર નહિ પણ તદ્દન સાચી રીતે મેં કહ્યું. હું પકડાઉં એ વખતે એ ત્યાં હાજર હોય એથી કશું વિશેષ થઈ જવાનું ન હતું. અને સવારના પહોરમાં એમને એ કોરી તકલીફ જ હતી. છતાં એ તો એમ માનતા લાગ્યા કે હું કેવળ નમ્રતા ખાતર—લુખ્ખા તકલ્લુફથી—આ બોલ્યો હતો. અને એમણે તો નક્કી કરી જ દીધું હતું કે એ આવવાના હતા. ખતમ થઈ ગયું! કિશોરની ઈચ્છા મારી સાથે જ રહેવાની હતી, પણ એને તો હું સમજાવી શક્યો. એ બાપુની સાથે જ ઘેર આવવાનો હતો.

વિભાની વાત જ ન નીકળી. એ અત્યારથી મ્હારી સાથે જ રહેવાની હતી એવી વાત તો કશી સ્વયંસિદ્ધ વસ્તુ જેવી લાગી.

મ્હારે હવે દફતરે જવું જોઈએ. ત્યાં લોકો વાટ જોઈ બેઠા હશે. મેં જવાની તૈયારી કરવા માંડી. એટલે બાપુએ વિભાને કહ્યું: " કશું ઓઢવાનું લેતી જજે વિભુ, હમણાં તો જરા ઠંડીનો ચમકારો ચાલવા માંડ્યો છે."

વિભાએ ટૂંકો જ જવાબ વાળ્યો: " શાલ લીધી છે."

હું તો આ બધું સાંભળી જ રહ્યો. કશી ય વસ્તુને હકીકતનું સ્વરૂપ આપવા માણસે કેટલી વાર અને કેટલી મક્કમતાથી એને કલ્પી લેવું જોઈએ !

દફતરે પહોંચવા અમે છેલ્લી બસ પકડી. વિભા મૂંગી હતી. પેલી પુરાણી લાક્ષણિક ખિન્નતા પાછી એના ચહેરે આવી પહોંચી હતી. આટલા દિવસનો એનો આનંદ ત્યારે શું પ્રયત્નસાધ્ય હતો ? અંતરના વિષાદને ઢાંકવા શું એ ઉલ્લાસનો અંચળો ઓઢતી હતી ?

બસમાં પણ કો'ક ઓળખીતા મળી ગયા. અને પાછી એની એ જ વાત ચાલી: 'ક્યારે પકડાશે ?' 'સત્યાગ્રહ કરવા દેશે ?' અને એના જવાબ વાળતાં હું વિભા સામું જોતો હતો. નિશાળીઆને અંગુઠા પકડાવ્યા હોય અને પગ બદલ્યા કરે તેમ એ બેઠકમાં તરફડતી હતી. અને વધુમાં મૌન.

'બસ થોભ' આવ્યું અને અમે ઊતર્યાં. વિભાને વાતે વાળવાનો યત્ન મ્હારે કરવો કે નહિ તેનો હું વિચાર કરતો હતો. કોણ જાણે કેમ પણ એ મૂંગી રહેતી, ખિન્ન રહેતી, એ મને ન'તું ગમતું. એના સ્મિતમાં કશું એવું કામણગારું હતું કે ત્હમને ય એ હસે તે જ ગમે. એને હસાવવા નહિ તો વાતે વાળવા મ્હેં વાત શરૂ કરી:

" કેમ મૂંગી થઈ ગઈ, વિભા ?"

હું ય કેવો છું! પ્રયત્ન કરું છું એની ગમગીનીને દૂર કરવાનો અને સવાલ પૂછું છું ત્યારે એનો એ જ!

એણે જવાબ ન વાળ્યો. ખભો સહેજ ઊંચો કરી, એણે ઝૂલતી શાલના છેડાને ગળા ઉપર ખેંચ્યો અને તુરત જ માથેથી સરી જતા સાળુને બરાબર કરી ગળા પર બન્ને છેડાને ચપટીમાં પકડ્યા. દુકાનોના વીજળી દીવા જાણે બધું અજવાળું વિભા પર જ ઠાલવતા હતા. વિજન બનવા આવેલી શહેરની વિશાળ પાર્શ્વભૂમિ પર વિભાનું અર્ધમુખ–અણિયાળું નાક અને સહેજ કંપતા હોઠ–કેવાં લાગતાં હતાં! થોડાક જ કલાકમાં વિભા કેવી બદલાએલી લાગતી હતી!

હું એ વિચારને દૂર કરી જ ન શક્યો કે વિભાની આ ખિન્નતા માટે હું જવાબદાર હતો. એય એક નવાઈની વાત હતી કે વિભાની હાજરી એક યા બીજા રૂપે મ્હને મ્હારી પોતાની નજરમાં ગુન્હેગાર ઠેરવતી–એ હસતી હોય તોય અને ઉદાસીન હોય તોય, પણ એ છતાં એ આમ ચિંતામાં ડૂબેલી રહે એ મને ન'તું જ ગમતું; એટલે જ મેં ફરીથી પ્રયત્ન કર્યો આ કાળી વાદળીને હટાવવાનો.

"વિભા, તું કાગળ તો લખીશ ને?"

હું જોઈ શક્યો કે વિભાએ એક નાનકડો નિસાસો નાખ્યો. પણ મ્હારા સવાલે એને ઉત્તેજિત જરૂર કરી.

"હું લખી શકું કાગળ?" નરી સરળતાથી વિભાએ પૂછ્યું.

વિભા શું મારી મશ્કરી કરતી હતી? વિભા જેલના કેદીને કાગળ લખી શકાય એટલુંએ નહિ જાણતી હોય? એમ તે કેમ બને? અને જાણતી હતી તો એણે આમ પૂછ્યું કેમ? વિભા જ્યારે ને ત્યારે આવા આઘાત કેમ આપ્યા કરે છે?

"કેદીને કાગળ લખી શકાય એટલું તું નથી જાણતી એમ મારે માનવાનું છે?" જરા ગંભીરતાથી મેં પૂછ્યું.

"કેદીને નહિ, ધીમુને." ચિબુક નીચે ચપટીથી આંતરેલા સાળુના છેડાને મુક્ત કરતી વિભા બોલી.

વિભા શું કહેવા માગતી હતી તે હું ન સમજ્યો.

"મને કાગળ લખવાની કાંઈ સરકારે મનાઈ નથી ફરમાવી."

"સરકાર બિચારી શું મનાઈ ફરમાવતી હતી!"

"ત્યારે?"

કાંઈ જવાબ નહિ; માત્ર ખભો ઊંચો થાય છે; શાલનો છેડો સંકોચાય છે.

"ત્હારું એમ કહેવું છે કે મેં ત્હને મને કાગળ લખવાની ના પાડી છે?" ફાડી ફોડીને મેં પૂછ્યું.

વિભાની નજરમાં સહેજ મસ્તી ચમકીઃ આંખે હા પાડી, મુંડીએ પણ હા પાડી.

"આટલું જૂઠું, વિભા?" મેં ફરિયાદ કરી.

વિભા હસી પડી.

"રીતસરનો હુકમ ન થાય ત્યાં લગી તો મનાઈ જ ને!" વિભા લગભગ અસ્ફૂટ બોલી.

હું જરા ખિજાયો.

"કોઈ પણ વસ્તુ ત્હારા પર કેવી અસર કરશે તે હું સમજી જ નથી શકતો." આજ લગીના મારા અનુભવને મેં શબ્દાકાર પામવા દીધો.

પવનના સુસવાટામાં ચારે છેડે ઊડતી શાલને વિભાએ પકડી રાખી. પલકારો મારી ગએલી પેલી મસ્તી પાછી કોઈ ઊંડી ધરામાં ઊતરી ગઈ. હકીકતની ખિન્નતા ભળી હોય એવા અવાજે વિભા બોલીઃ

"મનેય હમ્મેશાં ત્હને શું ગમશે એ મૂંઝવ્યા કરે છે."

વહ્યે જતા વિચારવહેળા આડે જાણે ભીમે કાયા રોપી. મને

થયું: મને જેમ વિભા પ્રત્યે થતું હતું તેમજ–તેવું જ વિભાને મારે માટે થતું હશે ?

પણ અત્યારે મ્હારે વિચાર જ નથી કરવો. ડોકું ધુણાવી મેં વિચારને દૂર કર્યો.

"કેમ જટામાં કાંઈ રાખ તો નથી ભરાઈ ગઈ ને ?" વિભા ટહૂકી.

કેટલા રંગ બદલતી હતી વિભા! અને કેટલી મનોહારી લાગતી હતી વિભા !

"હું તો એમ માનતો હતો કે તું જ, મારા વગર કહ્યે મને કાગળ લખીશ, અને મુલાકાતે પણ આવીશ."

બોલતાં તો હું બોલી ગયો, પણ બીજા ખ્યાલે હું કંપી ઊઠયો. ભાભીએ પોતાની પાસે રોકી રાખેલા કાગળવાળી વાત ક્યાં અને અત્યારે હું બોલી ગયો એ ક્યાં ? મારે શું કરવું હતું અને હું શું કરતો હતો ? જાત પરનો બધોય કાબુ, સારાસારનો વિચાર કરવાની શક્તિ, મન પરનો સંયમ–બધું, બધું હું ગુમાવી બેઠો હતો !

હું મ્હારા કોચલામાં પેસતો જ હતો ત્યાં મ્હારી નજર વિભા તરફ ગઈ. ખૂબ સ્પષ્ટ રીતે હું જોઈ શકયો કે એના હોઠ કંપતા હતા.

"કાગળ અને મુલાકાત ! હં."

વિભા ઝાઝું તો ન બોલી, પણ આટલામાં જ એણે એનું હૈયું ઠાલવ્યું ન હતું ! હું જોઈ શકયો કે યત્નપૂર્વક કેળવેલી આનંદોર્મિનાં ટોચામણાંની અસર હવે ઓસરતી હતી. વિભાને આનંદમાં રાખવી જોઈએ. એના મનને ( Injections ) પ્રફુલ્લ રાખવું જોઈએ.

"વિભા, તું તો બહાદૂર છે. એમ તું હિમ્મત હારીશ એ હું કલ્પી જ નથી શકતો."

વિભા મૂંગેમૂંગી ચાલતી હતી, પણ એનું મૌન ભયંકર લાગતું હતું. મને ભય રહેતો હતો કે આ ધૂંધવાટ કદાચ કશા અચિન્ત્ય-

રૂપે પ્રગટ થશે, અને એટલે જ હું એના મનને બીજી બાજુ વાળવા પ્રયત્ન કરવા લાગ્યો.

"અને એમાં મુંઝાવા જેવું ય શું છે? એ વર્ષ તો આમ જોતજોતામાં જતાં રહેશે" વિભાએ મૌન ન છોડ્યું, કે ન તો એના ચહેરાની ખેંચાએલી રેખામાંથી એકે પલટાઈ. ઊલટું, એ વધુ વિષણ્ણ બનેલી લાગી. મને આમે ય મ્હારી વિભાને કે કોઈને ય રાજી કરવાની શક્તિ પર કદી ય વિશ્વાસ તો હતો જ નહિ. ઊંડે ઊંડે મને હમ્મેશાં એમ લાગતું કે પેલી 'વિવાહમાં વરશી' વાળી કહેવતનું હું જીવતું જાગતું ઉદાહરણ હતો. મોટે ઉપાડે હું વિભાને આનંદમાં લાવવા બહાર પડ્યો. અને મેં કહ્યું શું! એનો જખ્મ ખોતરવા સિવાય બીજું મેં કર્યું શું?

હુંય મૂંગો બન્યો–નિષ્ફળતાના આત્મભાને, વિભા તો મૂંગી જ હતી.

દફતરની ગલી આવી. હું વળવા જતો હતો ત્યાં વિભાએ કહ્યું:

"ઘેર બેગ વગેરે જોઈ જવા નથી જવું?"

સાચી વાત હતી વિભાની. આ જ નિશ્ચયથી અમે નીકળ્યાં હતાં, પણ મને એક વિચાર સૂઝ્યો, વિભાને રાજી કરવાનો એક મોકો–જ્યાં હું કશું બાફી ન શકું એવો–મળતો હતો. તરત જ મેં તક ઝડપી.

"ત્હેં બધું મૂક્યું છે પછી મ્હારે શું જોવાની જરૂર છે?"

"એમ!" જાત છુપાવવા જતાં જાતને છતી કરતો એક અવાજ વિભાના ગળામાંથી નીકળી ગયો. હું આમ બોલ્યો છું એ માનવું, સ્વીકારવું એને અઘરું, અકલ્પ્ય, બની ન શકે એવું લાગતું હતું. મને ખાતરી હતી કે ગલીનું અંધારું આડું ન આવ્યું હોત તો વિભાને ચહેરે પણ હું આશ્ચર્યના—અવિશ્વાસની મર્યાદા લગી પહોંચતા આશ્ચર્યના ઓળા જરૂર જોઈ શકત.

ફરીથી મેં કહ્યું: "ત્હેં બધું બરાબર જ કર્યું હશે."

"મને એમાં શી ગમ? એ તો ભાભીએ બધું કર્યું" વિભા બોલી.

"એમ નમ્ર બનવાની જરૂર નથી, વિભા."

અમે દફતરે આવી પહોંચ્યાં. અત્યારે ય ત્યાં કીડિયારું ઊભરાયું હતું. વિદ્યાર્થીઓ, ગુમાસ્તાઓ, મજૂરો, અંગત મિત્રો સહુ આવ્યા હતા; કેટલાકને તો મેં ધાર્યા પણ ન હતા, જ્યારે કેટલાક ધારેલા નહોતા આવ્યા: આવતા હશે. હું જે મળ્યું તેની સાથે વાતમાં પડ્યો. વિભા ખૂણામાં તિલુભાભી બેઠાં હતાં ત્યાં પડખે બેઠી.

વિદ્યાર્થીઓ એમની રાખેતા મુજબની હળવા હૈયાની મુશ્કેલીઓ લાવ્યા હતા. હજુય એમને ગાંધીજીએ લડતને આપેલા વ્યક્તિગત રૂપથી સંતોષ ન હતો. લડતનું પ્રતીકતત્ત્વ કે ભાવતત્ત્વ એમણે નહોતું ઝીલ્યું. વિરાટ આમજનતાને લડતમાંથી ગાંધીજી બાતલ, બકાત રાખવા માગે છે એવો એમનો આક્ષેપ હતો. "શામાટે જે ગુણમત્તાની ગાંધીજી વાતો કરે છે તેની ચકાસણી માટે આવી બિલકુલ લક્કડીઆ કસોટી એમણે પસંદ કરી છે? આમાંથી એમને સાચા સત્યાગ્રહીઓ મળી રહેશે?" ફરી ફરીને એમના સવાલ આવતા. મજૂર મંડળના જુવાનો વળી વર્ગીય રંગે વાત કરતા હતા. આ જ વાત એમની સાથે આજ કેટલાય વખતથી હું કર્યા કરતો હતો. એક રીતે એમના દિલમાં ઊગતી શંકાઓનાં બીજ પણ મ્હેં જ નાખ્યાં હતાં, પણ આજે મને એમની શંકાઓ ન ગમી, છતાંય એનું નિવારણ યથાશક્તિ હું કરતો ગયો. એમને જવાબ દેતાં દેતાં મ્હારી આંખ વિભા બેઠી હતી તે ખૂણામાં ફરી આવતી. તિલુભાભીના ચહેરે હાસ્ય રમતું હતું એટલે મને લાગ્યું કે એ વિભાની મશ્કરીએ ચઢ્યાં હશે. વિભા તો એક નજરે હું જ્યાં બેઠો હતો ત્યાં જ જોઈ રહી હતી. એની નજરમાં મ્હને એક પ્રકારના સંતોષની અને પ્રામાણિક ગુમાનની છાંટ દેખાતી. હું જે આદર પામતો હતો એથી એને સંતોષ હતો? બધા જે રીતે મારું કહ્યું સ્વીકારતા તેનું એને ગુમાન હતું?

સવાલના જવાબ વાળતાંય હું, વિભાને મારે લીધે જે સંતોષ

થતો હતો, જે માનસિક શાતા મારા મરતબાથી એને મળતી તેનો ખ્યાલ કરતો હતો. કદાચ એમાંજ એને, એણે મ્હારા પર ઢોળેલા પ્રેમનું સાફલ્ય દેખાતું હશે! બનવા જોગ છે કે એના સ્નેહને સકારણ પણ આજ વસ્તુ બનાવતી હોય. એ ગમે તે હોય. એટલું સાચું કે દફતરમાં દાખલ થયા ત્યારની એની ગમગીની ધીરે ધીરે જતી હતી અને એને સ્થાને ગૌરવભર્યા સંતોષની તેજરેખા ઝબૂકતી હતી.

રાત વધતી હતી. કેટલાકે હારતોરા કરી કે જયજય કરી વિદાય લીધી. કેટલાકને મ્હેં જ સભ્યતાથી જવા સૂચવ્યું. નવા કેટલાક આવ્યે જતા હતા. સુધરાઈના બે ત્રણ સભ્યો, કોલેજના પ્રોફેસરો વગેરે આવ્યા. અને વળી પાછી એની એ જ વાતો બુદ્ધિના, શંકાના, વહેમના અને પૂર્વગ્રહના જરા ઊંચા પગથીએથી વહેવા માંડી. જવાબ દેતાં દેતાં હું તિલુભાભીએ દાબી રાખેલા હાસ્યથી અને વિભાની પ્રશાન્ત મુખમુદ્રાથી સભાન બન્યો હતો. હું જોતો હતો કે હું જવાબ દેતો હતો અને તિલુભાભી કોણી મારી વિભા સામે આંખ નચાવતાં. વગર બોલ્યે એ જાણે બોલતાં: 'હું કહેતી'તીને!' અને મોંએ આવેલા છતાં છટકી જવા મથતા શબ્દનો પાછો મ્હારે શિકાર કરવો પડતો. વિભા મૂગી મૂગી બધું જોતી હતી. જરા મોડેથી અમુ આવ્યો, અને નવાઈની વાત તો એ હતી કે અમુના આવ્યાથી વિભા રાજી થઈ લાગી. કદાચ આ બધી હાજરીમાં એને એકલવાયું લાગતું હશે!

લગભગ બારને ડંકે અમે દસેક જણાં જ રહ્યાં. બાકીના સલામ કરી, વિદાય આપી, હારતોરા કરી જતા રહ્યા. એમનો—આટલા સમૂહનો—ભાવ, ત્હમારે માટેની શુભ લાગણી, કેવી વિવશ બનાવનારી હોય છે! શા માટે એમને મારે માટે આટલો ઉમળકો હશે? મેં તે એમને માટે શું કરી નાખ્યું હતું તે તેમના હૈયાના આસન જેવા ઉચ્ચ પદે મને સ્થાપ્યો હશે? એમની ઉદારતા, મનની મહત્તા સિવાય એનું શું કારણ આપી શકાય? આ આદરને લાયક બનવા

અથવા તો એમના પ્રેમવિશ્વાસને સાર્થક કરવા ય મારે કશું કરવું જોઈએ, પણ હું કેટલો પામર હતો !

આવો જ કશો ભાવ એમના હૃદયમાં પણ થતો હશે ? એય કશાની અપેક્ષા રાખતા હશે ? શેની અપેક્ષા ?

વિભા મૂગી બેઠી હતી. અમારી વાતમાં તો એ ન'તી જ બોલી. અને તિલુભાભીનાં કાનસોરિયાંનો ય એણે ઊંચે અવાજ જવાબ આપ્યાનું મ્હને ધ્યાન નથી. ક્યારેક માર્યું માર્યું, મંદુ, ફિક્કું હાસ્ય ચહેરે આણવા ઉપરાન્ત તો એ ધીર ગંભીર ચહેરે મને જોઈ જ રહી હતી. કશોક તીવ્ર સંદેશો એ અણસારામાં ભર્યો હતો. પેલી અપેક્ષા તો નહિ ? અને વિભા શું વાંચ્છતી હતી ?

મનમાં હું આ ઉથલાવતો જ હતો ત્યાં તિલુભાભી ટહૂક્યાંઃ

" વિભા બહેન, ત્હમે તો ખૂબ જ ભાગ્યશાળી છો હોં ! ધીમુ-ભાઈની લોકપ્રિયતાની આવી સજ્જડ સાબિતી જોઈને હું તો છળી મરી ! ઓ બાપ રે ! કોઈ માણસો માણસો ! પેલી કવિતા જેમ ગણ્યા ગણાય નહિ."

" હું તો એનો બીજી રીતે વિચાર કરતો હતો, તિલુભાભી શા માટે આટલા લોક, ત્હમારામાં આટલો રસ લે છે ? એવું શું છે કે આ લોક ત્હમને પોતાના ગણે છે ? એની પાછળ શું છે ? કેવળ ઉરભાવ જ હશે કે એમાં ય કશી વાણિયાશાહી ઘૂસી પડી હશે ? "

વિભા જવાબ વાળે—કદાચ એ તો મૂંગી પણ રહી હોત—તે પહેલાં જ હું બોલી ઊઠ્યો.

તિલુભાભી કશો કૂદકો મારવાની તૈયારીમાં હતાં ત્યાં અમુ બોલ્યો.

" માણસના સ્વભાવમાં એક બાજુ એવી છે જ્યાં આપ–લેની હવા પણ નથી જઈ શકતી. પાવનકારી સ્નેહ માનવસ્વભાવની એ બાજુમાં પાંગરે છે."

"આ શું રોજ રોજનું?" તિલુ ભાભી બોલી ઊઠયાં. અમે હસી પડયાં, ન હસી માત્ર વિભા.

એમ ને એમ અલક મલકની વાતો કરતાં કરતાં ત્રણ વગાડયા. અમારી આંખમાં નિંદરનો પોકાર પલકારા મારતો હતો. પણ હવે ઊંઘવું એ તો કાંઠે આવેલા વહાણને ડૂબાડવા જેવું અમને લાગતું હતું. એટલે ઊંઘવું તો ન હતું, પણ વખત ખુટાડવા વાત પણ ન હતી. કરેલી વાત કરવાનું મન ન હતું, અને નવી વાત હતી નહિ.

બધા ધીરે ધીરે ઝોકે ચઢતા હતા. માત્ર વિભા મટકુંય માંડયા વિના એમ જ બેઠી હતી. એ વિચાર કર્યો ત્યારે જ મને ભાન આવ્યું કે સાંજ પછી એ લગભગ બોલી જ ન હતી, અને દફતરમાં આવ્યા પછી તો એ જાણે મૌનની પ્રતિમા બની હતી. મજાક, હાસ્ય કે એવું કશુંય એને ચળાવી ન'તું શકતું.

દેખીતી રીતે જ વિભા ગમગીન હતી. એમ ન હોય કે એ મને કશું કહેવા માગતી હતી અને આ બધા ધાડામાં એને કહેતાં સંકોચ થતો હતો? અને એને ફરિયાદ કરવાનું કારણ પણ મ્હેં આપ્યું જ હતું ને? આખા દિવસમાં પૂરી પાંચ મિનિટ પણ કેવળ એની જ સાથે વાતમાં મ્હેં ક્યારે ગાળી છે? એથી ઘણું બધું માગવા અને મેળવવાનો એનો અધિકાર હતો, પણ આવી બાબતોમાં હું કેવળ અવ્યવહારુ જ નહિ, જડ પણ હતો ને!

અઢી ત્રણ કલાક જ હતા ને જેલમાં જવાને! ક્યારે પછી હું વિભાને મળવાનો હતો? મ્હને કશુંય કહેવાની તક જ એને મેં ક્યારે આપી હતી? આ એને અન્યાય ન હતો? બીજાઓના સ્નેહ અને આદરની વાત કરતાં હું વિભાની અબોલ અર્ચનાને હકીકત તરીકે, મ્હારા હક્ક તરીકે સ્વીકારતો હતો. બીજાઓની મહત્તાને સ્થાપવા હું પોતાની પામરતા રજૂ કરતો હતો. વિભાની જિંદાદિલીથી અબૂઝ રહી હું મારી પોતાની અલ્પતા સ્થાપતો ન હતો.

મન ડંખ મારતું હતું: વિભાને હું અન્યાય કરી રહ્યો હતો અને ઉપરથી ગુન્હા ઉપર ઉદાત્તતાનો બુરખો ઓઢાડતો હતો.

મ્હેં વિભાને કહ્યું: "ચાલ, થોડું ફરી આવીશું?"

હું જોઈ શક્યો કે વિભામાં કાઈક અવનવી ચેતના સ્ફૂરી. ખુરશીમાંથી ઊભા થતાં થતાં એણે ચોમેર, ઝોકે ચઢેલા એક ચહેરેથી બીજે ચહેરે નજર ઘુમાવી. શાલ ખભે નાખી વિભા તો બારણે આવી ઊભી રહી.

"અમે આ આવ્યાં" એટલે હું ખાસ કાઈને નહિ પણ સમગ્ર મંડળીને સંબોધતો બહાર નીકળવા ગયો ત્યાં તો તિલુભાભીને સળવળતાં જોયાં. ઊંઘના ભારે બીડાએલાં પોપચાં ઊંચાં કરી પહેલાં તો એમણે અમને નજરમાં ભરી લીધાં અને પછી કહ્યું: "વાર ન કરતા. હવે તો વખત પણ થવા આવ્યો. પાછું પોલિસને ફરિયાદ કરતા ન રહેવું પડે, કે સત્યાગ્રહી ઘેર પણ હાજર નથી હોતા." અને પાછું બગાસું ખાઈ એમણે ખુરશીને ટેકે માથું મૂક્યું. હસતાં હસતાં અમે ચાલ્યાં.

વિભાની ચાલમાં ય એક અજબ જેવી તેજી અને તાજગી આવ્યાં જણાતાં હતાં. દફ્તરની ગલી બહાર નીકળતાં મેં એને ચહેરે જોયું તો ત્યાંય કાઈક અદ્‌ભુત સ્મિત રમતું હતું. વિભાની ગમગીની ગઈ હતી અને હુંય રાજી થયો હતો.

તીવ્ર થવા મથતી ઠંડીનો ચમકારો ઠીક હતો; અત્યાર લગી અનુભવેલી હૂંફને લીધે જલદ લાગતો હતો. વિજન બનેલા રાજમાર્ગો સુધરાઈની બત્તીના આંતરે આંતરે અંધારું ભોગવતા સુદીર્ઘ બન્યા જણાતા હતા. પગથીઆ પરની વસ્તી લપાઈ છુપાઈને નિંદરને ખોળે પોઢી હતી. પવનનો સૂસવાટો આવતો તો કોઇ પગને અંગમાં ખેંચતું તો કોઈની જૂનાં છાપાંની મશરૂતળાઈઓ પર કાયા કંપાવતી. દૂર

દૂરથી કો'ક ખટારો શિકારે ચઢેલા પ્રાણી જેમ તેજભરી આંખો ખેંચતો ધસમસતો આવ્યો.

વિભા આનંદમાં હતી એટલે જ મેં પૂછ્યું: "વિભા, આજે તું તો સાવ મૂંગી બની ગઈ છે? કાંઇક તો બોલ."

વિભા સહેજ હસી.

"શું બોલું, ધીમુ? મ્હને તો કશું બોલવાનું જ સૂઝતું નથી. માત્ર ત્હને જોયા જ કરું, જોયા જ કરું એવું થયા કરે છે."

"વિભુ, એમ ન માનતી કે ત્હારું દુઃખ હું નથી સમજી શકતો. પણ હું લાચાર છું. વિભુ, ઘણી વાર હું એ ખ્યાલ કરું છું. કલાકોના કલાકો મને એ જ વિમાસણ રહ્યા કરે છે. ત્હારા જીવનમાં પગલાં પાડી ત્હને દુઃખી કર્યા સિવાય મેં શું કર્યું છે?"

પ્રભાતની સીમા લગી આવી પહોંચતી રાતે કોણ જાણે કેમ પણ મારી પાસે આ બોલાવી નાખ્યું. દફતરેથી નીકળ્યા ત્યારે આ બોલવાનો ઇરાદો જ નહોતો. પણ ઘડી પળ હમ્મેશાં મને છેતરી જ જાય છે.

બોલી તો ગયો, પણ મને બીક હતી કે વિભાને હું પાછી પેલા ગમગીનીના પિંજરમાં ધકેલી દઈશ. પણ મ્હારો ભય અકારણ નીવડ્યો. વિભા તો ઊલટી હસી.

"ધીમુ, એ તો ત્હારી મોટાઈ છે. અને કોણે ત્હને કહ્યું કે એ દુઃખ છે? એ તો જીવનનું પરમ સુખ છે. હા, ક્યારેક હૈયું પોચું પડી જાય છે. ત્યારે......પણ તે ક્યારેક જ. દિલમાં એ ખ્યાલ જ ન ધરાવતો કે તું મ્હને દુઃખી કરે છે."

ચાલતાં ચાલતાં અમે પૂલ પર આવી પહોંચ્યા હતા. નદીનાં નીર ન્હાના બાળકની નચિંત નિદ્રા જેમ જંપી ગયાં હતાં. આકાશે તારાઓ હસતા હસતા શંખલા અને છિપલા વીણતા હતા. ચંદ્ર

કોણ જાણે કેમ પણ હાંફતા કૂતરા જેવો ઢળી પડેલો લાગતો હતોઃ જાણે થાક્યાના ગાઉ ગણતો ન હોય!

પૂલ પર પવનનો સૂસવાટો જરા વિશેષ લાગ્યો. વિભાની શાલ અને માથાવટીનો છેડો ઢળી ઢળીને ઊડતા હતા. એ તો જાણે ધ્યાનમુગ્ધ બનીને વાડના સળીઆ પકડી ઊભી હતી. થંભેલાં જળ, ચકચકતી રેતી, હસતા તારા અને હાંફતા ચંદ્રને વીંધી વીંધીને પેલી બાજુ કોઈ ભવ્યતાને એ નીરખતી હતી.

એ મૂગી હતી અને મ્હને હૈયે આવેલું બોલી નાખવાને શબ્દો ન'તા જડતા. વિભા હસુ હસુ થઇ રહી હતી. સ્વપ્નાંનું મૌગ્ધ્ય એને મીઠી રંજાડ કરતું હતું. મ્હારે બોલવું હતું, પણ જીભ ઉપડતી ન હતી. હા, એ પણ ખરું કે જીભ ઉપડી તો ક્યાંક કશું, કાચું કપાઈ જશે તેની સતત રહેતી ભીતિએ પણ જીભને જકડી લીધી હતી.

પવનનો સૂસવાટો આવ્યો અને જંપેલાં નીરે પડખું બદલ્યું, ટોડલેથી પારેવડું ઊડે એમ વિભાને ખભેથી શાલ ઊડી. એ તો ધ્યાનમગ્ન ઊભી હતી—લાપરવા. મેં શાલને છેડેથી પકડી ન હોત તો તો એ નીચે રેતમાં ઊડતી ગઈ હોત. શાલને ચારે છેડેથી લઈ હું વિભાને ખભે ગોઠવવા ગયો ત્યાં તો વિભા મારી ખૂબ નજદિક આવી ગઈ. મ્હારા ખભા ઉપર એણે એવું માથું ઢાળી દીધું, અને જાણે એની આખી કાયાને મ્હારામાં સમારી દેવા મથતી ન હોય એમ જાત સંકોરીને ચપોચપ ઊભી રહી. મારો હાથ એને ખભે જ રહી ગયો. એની હથેળી એણે મ્હારા હાથ પર મૂકી.

મારા અંગે અંગમાં કો'ક વિચિત્ર ઝણઝણાટી મેં અનુભવી. મારી રગેરગમાં લોહી કોઈ અજબ વેગે ઘૂમતું હતું. ધરતીથી ઊંચે અને આકાશ નીચે રહેલા અપાર અવકાશમાં કશી અકડાઈથી હું સ્થિર ઊભો હોઉં એવું મને લાગ્યું. ન સમજાય અને છતાંય

આહ્લાદક લાગે એવી મીઠી અવકળા હું વેઠતો લાગ્યો. મેં વિભાના ચહેરા પર નજર નાખી. આવું પરમ પુનિત સ્મિત મેં ક્યાંય નથી જોયું. પેલા ગુમાનમાં હસતા તારાઓને જાણે એ હસતાં શીખવતી ન હોય! પણ એણે આંખો કેમ મીંચી રાખી હતી? એના પરમ સ્વપ્ન પર પાંપણનો પડદો એટલો જરૂરી હતો? આંખની અટારીએ આવી બેઠેલું સોણુલું ઊડી જશે એવો એને ભય હતો?

જાગૃતિનો તરવરાટ શમ્યો જણાતો હતો, પણ મીઠી અર્ધ-જાગૃતિની તૃપ્તિ ન હતી. અમે એમ ને એમ ઊભા રહ્યા. અમારા ઉરધબકાર સિવાય બધે નીરવતા હતી. એ નીરવતા અકારી ડારી દેતી ન લાગે એવા જ કોક હેતુસર ન હોય એવી જાગી ઊઠેલી જળ-કુકડીની તીણી ચીચીઆરી સંભળાઈ અને અર્ધી પળ હવામાં ટીંગાઈ રહી અવકાશમાં શમી ગઈ. દૂર દૂરથી કશો મોટરનો ધમકારો સંભળાયો: ઈંટો વહેતો ખટારો આવતો હતો. એના પડખે ઊભેલા મજૂરો પ્રભાતિયું લલકારતા હતા. જાણે એ યાંત્રિક અવાજથી, પાંગરતી ઉષાના મધુરવને બચાવતા, નિંદરને ખોળે ઝૂલતી રાતને હાલરડું ન ગાતા હોય!

અમારી પાસેથી જ ખટારો સરક્યો. એક મજૂરના હાથમાંની બીડી કેવી રંગીન આગીઆ જેવી ઝબૂકતી દીસતી હતી! દૂર દૂર જતો એ રાતો લીસોટો વિભાને બતાવવાનું મન થયું, પણ એનું સ્વપ્ન ઉરાડી દેવાનું પાતક વહોરવાની હિમ્મત ન ચાલી.

દૂર દૂરના ઘડિયાળે ચારના ડંકા વગાડ્યા. કાળની તીક્ષ્ણતા હૈયામાં ભોંકાઈ ગઇ. આમ જ જિંદગીના છેડા લગી ઊભા રહેવાનું હોય તો કેવું સારું!

પણ આવા વિચારો કર્યે કેમ પાલવે! એ તો કેવળ જવાબ-દારીનો બોજો હલકો કરવાની છટકબારીઓ છે.

વિભાને મેં ઢંઢોળી. અધખુલી આંખે એણે મારા સામું જોયું. એનું ભભકભર્યું સ્વપ્નું પીંખી નાખવાનો રોષભર્યો ઠપકો એમાં તરવરતો હતો.

પણ એણે જાતને સમાલી લીધી. કેવળ એક નાનકડો નિસાસો નાખી એ ચાલવા લાગી. ન ત્યજ્યું માત્ર એણે મૌન; પણ એ આનંદમાં હતી. ચહેરા પર રૂમઝમતું સ્મિત એની સાક્ષી પૂરતું હતું. અને નવાઈ તો એ હતી કે એનો આનંદ પણ એની ગમગીનીની જેમ મૌન વાંચ્છતો હતો.

હું મૂગો હતો કારણકે હકીકતની અંગારધરતી પર પગ મૂકતાં આજે મને કશી વ્યાકુળતા થતી હતી. મનમાં એ સ્વપ્નના સુખાનુભવને સંઘરતો હું વિભા સાથે કદમ મિલાવી, મૂગે મૂગો આગળ ચાલ્યો.

રાતની ભવ્ય નીરવતા અને નિર્જનતા ધીરે ધીરે ઓસરતી હતી. ગંગાજી પર નાહવા જનારા રડયા ખડયા શ્રદ્ધાળુ આત્માઓ, ‘સ્કેટિંગ’ની તાલીમ લેતા જુવાનો, અને સડક ધોતા સુધરાઈવાળાઓ, ભાત ભાતનો તીણો અવાજ કરતા હતા. પેટાળમાં ધસમસ વહેતું પાણી એ અવાજ કરી જતું હતું. નવો દિવસ ઊગ્યો હતો. રાત ગઈ હતી.

ખોદકામથી બચીને ચાલવા પ્રજાજનોને થોભવતું લાલ ફાનસ ફિક્કું જલી રહ્યું હતું. બધે ય કશાક નવા બનાવની આગાહી હતી. જૂનાની ફિક્કાશ એ જ નવાના ઉદયકાળનું ચિહ્ન ને!

મૂગેમૂગા અમે દફતરે પહોંચ્યા. બધાય અમારી આતુરતાથી રાહ જોતા હતા. તિલુભાભીએ ટીખળમાં કહ્યુંયે ખરું: “મને તો લાગ્યું કે તમે લોક વગર બોલાવ્યે પાછા નહિ જ આવો. મેં આ લોકને કહ્યું પણ ખરું કે બોલાવી લાવો. પણ એ કહે કે એમને ખોળવા ક્યાં?” અને સહુ ખડખડાટ હસી પડયા.

અમુની સૂચનાથી, હોટેલમાંથી મંગાવી અમે સહુએ ચાહ પીધી. હજુએ વિભાની પાંપણ પર તો પેલાં સ્વપ્નાં હતાં. તિલુભાભીએ પાછું એને ખીજવવાનું શરૂ કર્યું, ત્યાં તો મગની બે ફાડ જેવો જવાબ વિભાએ દઈ દીધોઃ 'મામાનું ઘર દૂર નથી.' પળભર તો તિલુભાભી અવાક બની ગયાં, પણ અમુને હસતો જોઈ એમને ય ખીજ ચડી અને તરત જ એ બોલી ઊઠ્યાંઃ "હાં, હવે તો કલાક બે કલાકની જ વાર છે." સહુ હસી પડ્યાં, પણ વિભાના ચહેરે એક આછી વાદળી પડછાયો પાડી ગઈ.

આખી દુનિયાનું રાજ્ય અમારા ચરણ તળે હોય એવી ખુમારીથી અમે દફતરેથી નીકળ્યા. હેમન્તનો પરોઢનો પવન અમારી પીઠ થાબડતો હતો. દફતરની ગલીના વળાંકેથી એક મહેમાન અમારી સાથે થયા. બિચારો આખી રાત મારી ચોકી કરતો અહીં જ બેસી રહ્યો હતો. મેં અને અમુએ એને કહ્યું ય ખરું કે આખી રાત આમ થરથરવાની કશી જરૂર ન હતી. નિરાંતે દફતરમાં આવીને બેઠો હોત તો! જવાબ વાળ્યા વિના એ અમારી સાથેજ ચાલવા લાગ્યો.

હળવા હૈયે હું ચાલતો હતો. તિલુભાભી વિભાની મજાક ઉડાવ્યે જતાં હતાં. અમુ એમાં ટહૂકો પુરાવતો. વિભા મૂગી હતી. કશીય વાત પર હસી દેવાની મારી તૈયારીથી મને પોતાને નવાઈ લાગતી હતી. પણ કોણ જાણે કેમ મન જ એવી રગમાં હતું.

ઘેર પહોંચ્યા ત્યારે ત્યાં તો ભાભીએ બધું તૈયાર કરી રાખ્યું હતું. અને આજે ક્યાંયથી મને યાદ કરીને દૂર દૂરનાં સગાંઓ અત્યારે જ આવી પહોંચ્યાં હતાં. મારું આશ્ચર્ય હું એમનાથી ખાળી ન શક્યો, તેમ છતાં મેં સહુની ખબર પૂછી. મારી સાથે વાત કરતાંય એમની નજર મારી પાછળ કશીક વસ્તુ પર ચોંટી છે એવું મને લાગ્યું અને એ શું છે એ જોવા હું પાછો ફર્યો તો ત્યાં મેં વિભાને જોઈ. ત્યારે આટલા માટે આમનાં પગલાં અહીં થયાં હતાં! મને

બીજ તો ચઢી પણ એ તો મેં મનમાં અને મનમાં જ સમાવી, પરંતુ એણે જગાડેલા ખ્યાલે મને વ્યાકુળ કરી મૂક્યો. મને સ્વીકારીને આ સમાજમાં પગ ધરતી વિભા સુખી થઈ શકે? તરુવૃંદની ડાળે ડાળે વિહરતી પંખિણીને આ જડ પાંજરું કદી ય ગોઠશે?

ભાભી, મને લાગે છે આ કળી ગયાં, એટલે જ એમણે વિભા, તિલુ ભાભી વગેરેને મારા ઓરડામાં બેસાડ્યાં. હું પ્રાતર્વિધિ પતાવવામાં પડ્યો.

મારી નજર આગળ પેલો રાતો લીસોટો રમતો હતો. કેટલું મોહક એનું રૂપ હતું! કેવી લોભાવનારી એની છટા હતી! છતાંય એ અગ્નિ હતો.

ઘડિયાળના ડંકાએ પગ ખેંચીને ધરતીએ ન આણ્યા હોત તો હજુ લગી શું કાળના અંત લગી એમ જ ત્યાં ઉરધબકાર સાંભળતાં અમે ઊભાં રહેત? કેટલી નિરાંત હતી, શાન્તિ હતી!

મીઠી સ્મૃતિની સુવાસ ફોરતા એ એક કલાકને મનમાં ઘૂંટતો ઘૂંટતો હું તૈયાર થઈ ગયો અને મારા ઓરડામાં જવા જતો હતો ત્યાં કીકી સામી આવી. મેં એને તેડી લીધી. ખૂબ ખાનગી વાત મને કહેતી હોય એમ એણે મારા કાનમાં કહ્યું: "પેલાં બધાં આવ્યાં છે એમાં વિભા બહેન કયાં, ધીમુ કાકા?"

કીકીના સવાલે, કોઈએ ગલીપચી કરી હોય એવું, મને હસવું આવ્યું.

"તું ક્યાંથી ઓળખે વિભાને?" મેં પૂછ્યું.

ખૂબ ગંભીરતાથી એણે મને જવાબ દીધો: "તે અમે નહિ જાણતાં હોઈએ કેમ? બા કહે છે કે તમે જેલમાંથી પાછા આવશો પછી વિભાબહેન પણ અહીં જ આવશે. બોલો ખરું ને?" અને એને આવડતી હતી એ બધી કળા પોતાની નજરમાં ઢાલવીને એ મારા સામું જોઈ રહી.

શું જવાબ આપું, આને?

"નથી જવાબ દેતા ને? આવડે તો બોલેને બિચારા!" કીકી તો એની રોજની રીત મુજબનો મુખપાઠ ભણી ગઈ. પણ કેટલું સત્ય હતું એના બોલવામાં! જાણતો'તો હું કશું? આવડતું'તું મને કશું?

કીકીના ગાલે સ્મિતની કળી જેવા દીસતા ખંજન પર મેં આંગળી અડાડી કીકીને બીજી વાતે વાળી.

"કીકી, તું મને કાગળ લખીશ કે?" મેં પૂછ્યું.

કીકી ભારેખમ બની. "ભાઈ, વખત રહેશે તો લખીશ. અને હાં, બા મારશે ત્યારે લખીશ."

થાળીમાં ચાહના પ્યાલા લઈ જતાં ભાભી આ સાંભળી ગયાં.

"શું બોલ્યાં કીકી બહેન?" ભાભી બોલ્યાં.

કીકી બિચારી શિયાવિયા થઈ ગઈ. મારે ખભે માથું ઢાળી એણે એના બન્ને હાથથી મારી ગરદન આસપાસ આંટી મારી.

મારા અંગમાં કશી અવનવી ઝણઝણાટી પ્રસરી ગઈ. અને કારણ જડતાં તો હું પોતે મારી જાત માટે શરમાઈ ગયો. મારે ખભે ઢળેલું કીકીનું માથું અને ગરદને વીંટાએલા એના હાથ મને વિભાની યાદ દેતાં હતાં. હું તે માણસ મટી ગયો હતો? ઢાળેલી નજરે હું મારા ઓરડામાં આવ્યો.

બાપુ અને કિશોર તથા વિનુ વગેરે આવી પહોંચ્યા હતા.

ઓરડામાં પહોંચતાં જ પાછું કીકીએ કાનમાં કહ્યું: "આ બધામાં ક્યાં?"

મેં ઓળખાણ કરાવવા માંડી.

"જો, આ વિભાના બાપુ, આ વિભાનો ભાઈ કિશોર અને આ વિભા."

વિભાએ કીકીને હાથમાં લીધી.

"અને તમે કીકી બહેન કે?" વિભાએ પૂછ્યું. મૂંડી હલાવી કીકીએ હા પાડી. અને એ બન્ને તો જાણે જન્મારાનાં ભાઈબંધ હોય એમ વર્તવા લાગ્યાં.

ચાહ પીતાં પીતાં કિશોરે પૂછ્યું: "ધીમુભાઈ, પેલા બંદૂકવાળાઓ તો ક્યાંયે દેખાતા નથી? તો પછી તમને પકડી કોણ જશે?"

"આવતા હશે હમણાં." મેં જવાબ દીધો.

વિનુ બોલી ઊઠ્યો.

"ધીમુભાઈ, એ લોક આવે જ નહિ તો?"

"તો તો પેલી જાન પાછી ફર્યાની કહેવત છે એવું બને." અમુથી બોલી જવાયું. અને અમુ બોલ્યો એટલે પોતે પણ કશું બોલવું જોઈએ એવું બતાવવા જ ન હોય તેમ તિલુ ભાભી બોલ્યાં: "સવારીની લહેર પણ ભોગવ્યા વિના."

સહુ ખડખડાટ હસી પડ્યાં, ન હસ્યાં માત્ર કીકી અને વિભા.

અને વાત એમ જ આગળ વધી. મારી આગળ ગિરફતાર થએલા એક 'આગેવાન' માટે ચાલતી વાત ફરીથી—કેટલામીયે વાર—મેં સાંભળી. ક્યાંયથી એમણે બાતમી મેળવી હતી કે પોલિસ એમને સવારના પાંચ વાગે પકડવાની હતી. એમણે તો બધી તૈયારી કરી રાખી હતી. અને સાડાચાર વાગ્યાથી ઘડિયાળ જોતા, મિનિટો સુધી પગલાંના ભણકારા સાંભળતા એ બેઠા રહ્યા. જરા ખડખડાટ થાય અને એમને લાગે પોલિસ આવી. પણ ત્યાં તો કોઈ ભળતું જ નીકળે! એક બે વાર તો એમણે એમ ને એમ સામાન પણ ઊંચકાવી માથે મુકાવ્યો. એમને વળાવવા આવેલાં માનવદળોય એમનો આ તમાશો જોઈ

તાજ્જુબ થઈ ગયાં. બીજાઓએ વાર્યા ન હોત તો એમણે તો કદાચ પોલિસને ટેલિફોન પણ કર્યો હોત ! અંતે એમની ધીરજ અને તપશ્ચર્યા ફળ્યાં. સાડાછએ પોલિસ આવી ગઈ.

બધાં હસતાં હતાં પણ વિભા ગંભીર બની હતી. મારી પણ એવી જ દશા થાય-થશે-એ ખ્યાલ એને મૂંઝવતો હતો? કીકી ય એને ગંભીર બનેલી જોઈ ગંભીર બની હતી.

ભાઇએ આવી ખબર આપ્યા કે પોલિસ આવી ગઈ છે. બધા જ એકસામટા ઊઠયા, કિશોર લગભગ દોડતો દોડતો દરવાજે પહોંચ્યો. કીકી પણ વિભાને ખેંચતી દોડવા લાગી. વિભાને પણ એની પાછળ ખેંચાવું પડયું.

છૂપી પોલિસના સબ ઈન્સ્પેકટર અને લત્તાના ફોજદાર બન્ને બારણામાં આવી ઊભા. એમની પાછળ જ લત્તાના જે જે લોક હાજર થયા હતા તે બધા ડોકાયા.

અમુએ અમને લાવીને ઓરડામાં બેસાડયા. ઓરડામાં અને બહાર પણ કોક અવનવી તીવ્ર શાંતિ પથરાઈ.

"હું તૈયાર જ છું." મેં કહ્યું.

"અમે કાંઈ ઉતાવળમાં નથી." મોંની મીઠાશ માટે જાણીતા થએલા ફોજદારે કહ્યું.

"પણ હવે કશું કરવાનું ય રહેતું નથી." મેં ફરીથી કહ્યું.

"ચાહ આવે એટલે પીને નીકળો." અમુએ ઉમેર્યું.

આખું વાતાવરણ કોણ જાણે કેમ પણ તંગ બન્યું હતું. ઘડી પહેલાં હતી તે હળવાશ અને મોકળાશ કયાંય દૂર થઈ ગયાં હતાં. બોલનારા મૂગા બન્યા હતા. બધામાં સચેત લાગતાં હતાં કિશોર અને કીકી.

બન્ને ટગરટગર પોલિસ અફસરોને જોઈ રહ્યાં હતાં. બન્નેને

ચહેરે એક જાતની નિરાશા આવી જણાઈ. અને કિશોર બાપુ પાસે અને કીકી વિભા પાસે ચાલી ગઈ.

કિશોરે તો ડોકું ધુણાવી પૂરા મૌનથી પોતાની નિરાશા વ્યક્ત કરી, પણ કીકીથી ન રહેવાયું. એણે વિભાને વાતમાં લીધી.

"વિભા બહેન, તે આમની પાસે તો બંદૂક નથી, આવા તે પોલિસ હોય?" કીકીએ પૂછ્યું.

એના બાલસુલભ સવાલે વાતાવરણમાં આવેલી ખેંચને જરા ડખલ કરી. બધા થોડું મરકયા.

વિભા જડ બની ગઈ હતી. આરસમાંથી કોરેલી પ્રતિમાની જેમ એ નિશ્ચેષ્ટ બેઠી હતી, કોઈ ભીષણ પ્રહારે એની ચેતના હરી લીધી હોય એમ.

કીકી સવાલ કરી એના સામું જોઈ રહી. પળ પહેલાં જ પોતાની સાથે લાડપૂર્વક વાત કરનાર વિભાની આ સ્થિતિ એને સમજાતી ન હતી. વિભાની ખુરશીએ હાથ મૂકી એ વિભાની આંખમાં તાકી રહી.

સારું થયું કે ચાહ આવી અને બધા બીજા વ્યવસાયે—બીજી વાતે વળ્યા. પણ મને વાતાવરણ અસહ્ય લાગ્યું. એ લોક ચાહ પીતા હતા ત્યારે જ મેં અંદર જઈ બેગ–બિસ્તર, ચરખો અને થેલી બહાર કઢાવ્યાં અને પોલિસની અતિપરિચિત લાંબી કાળી પહોળી જાળી-વાળી મોટરમાં મુકાવ્યાં.

હું પગથીએ જ ઊભો રહ્યો. ઓરડામાં ફેલાએલું સચિંત મૌન મને કોણ જાણે કેમ પણ દમતું હતું. આવી રીતે પકડાવાનો આ પહેલો મોકો ન હતો, છતાં આ વખતે છેલ્લી દસ મિનિટમાં જે જાતનો વિષાદ મેં અનુભવ્યો તે ક્યારેય મેં ન'તો અનુભવ્યો. ત્યારે તો હૈયામાં ઉમંગ અને ઉત્સાહ હતાં. અત્યારે કંઈક અગોચર, અચિન્ત્ય, ન કળી શકાય એવી ખિન્નતા, અકારણ ગ્લાનિ જમાવતું હતું.

અને તેમાંય વિભાની સ્થિર, જડ નિશ્ચેતન મૂર્તિ !

પગથીએ જ હું ઊભો રહી ગયો.

ભાઈ અને ભાભી આવ્યાં. ભાભી હાથમાં કંકાવટી લઈને આવ્યાં હતાં.

"કેમ..." ભાભી ન બોલી શક્યાં. મૂગાં મૂગાં એમણે મારે કપાળે ચાંદલો કર્યો અને ટાચકા ફોડયા. કશું ય બોલ્યા વગર ભીડની પાછળ જઈ એમણે આંખનાં અણિયાળાં લૂછ્યાં.

એક પછી એક લોક આવતા ગયા અને મારા ગળામાં હાર નાખતા ગયા. મારું ધ્યાન તો જાણે આ બધી વસ્તુથી કોક દૂર દૂર વસતી ચીજ પર ઠર્યું હતું. આ બધું શું હતું તે મને સમજાતું ન હતું. ધીમુના ગામના કો'ક પામર પ્રાણીએ આદરેલું મોટાઈનું નાટક હું જોતો હતો ?

ઓરડામાંથી બધાં બહાર આવ્યાં મારી આંખોએ વિભાને શોધી કાઢી. કેટલી બહાવરી લાગતી હતી એ ! આટલી વાર અહીં બેઠા છતાંય મૌન જાળવી બેઠેલા બાપુ પણ ગળગળા લાગતા હતા.

કિશોર અને કીકી આગળ આવ્યાં. કિશોરે એના ખિસ્સામાં રાખેલો સૂતરનો હાર કૂદકો મારી મારા ગળામાં નાખ્યો. કીકી કેડે હાથ દઈ મારી સામે ઊભી રહી.

"તે ધીમુ કાકા, તમે મને તો ના પાડતા હતા ને કે ગળામાં હાર ન પહેરી રખાય અને આ તમે શું કરો છો ?" હારનો ખડકલો બતાવતાં કીકી બોલી.

આજે કીકીએ ગંભીરતાના પરપોટા ફોડવાનું કામ ઉપાડી લીધું હતું. મેં એને એક હાથે તેડી લીધી અને બીજા હાથે મારા ગળાના હાર એના ગળામાં નાખવા માંડયા.

"ના કાકા, એવું નહિ." કીકીએ વિરોધ નોંધાવ્યો.

ફોજદાર બહાર આવ્યા. મેં ફરીથી કહ્યું: "હું બિલકુલ તૈયાર છું. અફસર ભાઈ પાસે ગયા અને થોડોક વિવેક કરી આવ્યા. ઓછાબોલા ભાઈએ ટુંકામાં જ એમના વિવેકનું સાટું વાળી દીધું. અમુએ એમને કહ્યું: "વિનુભાઇની મોટર મંગાવી છે એમાં જ જઈએ તો?"

"મને કશો વાંધો નથી."

"તો ધીમુ, તું વિનુની ગાડીમાં બેસી જા." અમુએ હુકમ છોડ્યો. હું પળભર ખમચાયો. જાણે મારો મૂંઝવણ કળી ગયો જ ન હોય એમ અમુએ મને કહી દીધું: "હું બધું બરાબર કરી દઉં છું" અને એની સમજમાં વિશ્વાસ મૂકી મેં ભાભી, ભાઈ અને અન્ય સ્નેહીઓની વિદાય લીધી, વૃદ્ધોની તબિયત સાચવવાની ભલામણ સાંભળી, પડોશીઓની તેમને યાદ રાખવાની તાકીદ સાંભળી, મિત્રોના જયજય સાંભળ્યા: ઠામ ઠામ વિવેક અને મમતાના ઓઘ ઉછળતા સંભળાતા હતા.

સહુને વંદતો વંદતો હું બાપુ પાસે આવ્યો. બાપુ કંપતા હતા. એમના ચહેરા પર રેખાઓ કોક અજબ ગ્લાનિભરી નકશી ખેંચી રહી; જાણે કશા ટેકાની જરૂર ન હોય તેમ બારસાખ પકડીને એ ઊભા હતા: કારુણ્યની મૂર્તિસમા મને બાપુ લાગ્યા.

મારો ખભો એમણે થાબડ્યો. યત્ન કરવા છતાં એ કશું ન બોલી શક્યા. અને મારી પણ લગભગ એવી જ દશા હતી ને!

પડખે જ વિભા ઊભી હતી. એની બિદાય લેતાં હું ખમચાયો. ઘટાટોપ મેઘથી આકાશ છવાયું હોય, પવન પડીને બંધાયો હોય અને વરસાદ તોફાની છોકરાની જેમ હમણાં પડીશ, હમણાં પડીશ એવી ધમકી આપ્યે જતો હોય એવો વિભાનો ચહેરો લાગતો હતો.

વિભા ખૂબ દુઃખી હતી.

પણ એને દિલાસો કેમ કરીને દેવો ? અને એની વિદાય પણ કેમ કરીને માગવી ?

મારી મૂંઝવણ અમુએ ટાળી. એ ભાભીને લઈ અમે ઊભાં હતાં ત્યાં આવ્યો.

" વિભા બહેન, તમે ભાભી સાથે જાઓ જેલ સુધી."

મને ખાતરી છે કે એટલી ઉપકારવશ ચાર આંખો એક સાથે કદીએ અમુના ચહેરે નહિ તકાઈ હોય.

અમે પગથીઉં ઊતર્યાં. ક્યાંકથી કીકી આવી અને વિભાની આંગળી પકડી અમારી સાથે જ ઊતરવા લાગી. ભારેખમ બની એ બોલી: " ત્યારે હું ય આવું છું." ભાભીએ એને ટાળવા પ્રયત્ન પણ કર્યો, પણ એણે વિભાનું શરણું છોડયું જ નહિ. બન્ને સાથે જ ચાલતાં હતાં.

અછરતો એક ખ્યાલ આવીને ચાલી ગયો: કોણ કોને આશ્રયે ચાલતું હતું ? ગાભરી વિભા નિર્ભિક કીકીને સધિયારો દેતી હતી કે પોતે સહાય શોધતી હતી ?

મોટરમાં અફસર ગોઠવાયા. વિનુ પોતે ગાડી હાંકતો હતો. બીજા પોલિસના માણસો પોલિસ વાનમાં બેઠા. ભાભી, વિભા અને કીકી ય બેઠાં. તિલુ ભાભી, અમુ, કિશોર વગેરે મોટરના દરવાજા પાસે ઊભાં રહ્યાં. છેલ્લેલ્લી મેં એમની વંદના ઝીલી: તિલુભાભી યે ગળગળાં બન્યાં હતાં. અડતાળીસ કલાક પછી બનનારી વાત અમને મૂંઝવતી હતી. વગર બોલ્યે એમણે મારા ગળામાં સુતરનો હાર નાખ્યો. દિલ વિનાનું પણ વિવેકભર્યું હું બબડ્યો: " તમેય તિલુ ભાભી ! "

કશોય જવાબ વાળ્યા વિના એ મૂગાં રહ્યાં. કિશોર આવીને મને વળગી પડ્યો. બધાની ગમગીનીનો ઓછાયો એ તેજસ્વી બાળક ઉપર પણ પડ્યો. અમુને મેં મોટરમાં સાથે આવી જવા માટે કહ્યું.

"હું પોલિસ વાનમાં આવું છું."

"અત્યારથી ઓળખાણ કરવી છે?" અચાનક મારે મોંએ મજાક આવી ગઈ.

"દોસ્તી ભુલાઈ જ ક્યારે હતી?" અમુ બોલ્યો.

મોટરમાં હું બેસવા ગયો ત્યાં જ 'મહાત્મા ગાંધીકી જય'નો પોકાર સંભળાયો. હું બેઠો. મારા ઘર પાસેથી મોટર વાળવા મોટરને પાછી લેવાની જરૂર પડી. મોટરની તેજસ્વી તેજધારા ટોળે વળેલા લોકો ઉપર પડી. સહુને છોડીને હું જતો હતો. એમનો રોજરોજનો સંપર્ક ક્યારેક થાક અને ક્યારેક કંટાળો પેદા કરતો; પણ એમને છોડતાં......

વિનુએ મોટરને ઝડપભેર હાંકવા માંડી. મોટરની બત્તીઓ પાણીના પ્રચંડ વહેણ જેમ રસ્તાને ધોતી દોડતી હતી. ઝડપથી પીઠ વાળી ભાગતાં જતાં ઝાડ, દુકાનો, મકાનો, માનવીઓ સહુ મારાં પરિચિત હતાં, જીવનને વાણેતાણે વણાએલાં સાથી હતાં, હું જતો હતો. પરોઢની ફિક્કાશમાં એ એમનીય રંજને ઢાંકતાં હતાં.

અમે સહુ મૂગા હતા. વિભા નીચી મૂડી નાખીને ભાભીની સોડમાં લગભગ ભરાઈ ગઈ હતી. ભાભીએ પોતાની સાલ ઓઢાડી હતી. કીકી બારીમાંથી પાછળ જોયા કરતી હતી.

"બા બા, પેલો ખટારો પાછળ આવે છે." કીકીએ એની શોધ કરી બતાવી.

બીજાંઓએ કયા કારણે પાછું જોયું તે તો મને ખબર નથી, પણ મેં તો આ નિરવધિ ગુંગળામણમાંથી ઉગાર તરીકે પાછું જોયું. પોલિસ વાન એની એકલ ભવ્યતામાં પાછળ પાછળ આવતી હતી.

"હા, અને હવે તો તમને પણ પકડી જવાના છીએ." મજાકમાં અને છોકરમતમાંય અફસર અફસરી ન ભૂલ્યા.

"ના ભાઈ, આપણે એવું નથી રમતા."

બધાં હસ્યાં. મેં જોયું: વિભા પણ હસી હતી.

શું હતું એવું જે ઘડીભરમાં વિભાને હસાવતું હતું અને પળભરમાં દુ:ખના દરિયાને તળીએ ડુબાડી દેતું હતું?

રમત?

વીજળીના આંચકા જેમ મને અમુનું વાક્ય યાદ આવ્યું: છોકરમત!

ભાભીએ એમનું મૌન તોડયું.

"ધીમુભાઈ, અમારો ખ્યાલ રાખીને પણ તમે કાગળ તો લખતા જ રહેજો."

"લખીશ."

"અને સીમેન્ટની રોટી ચાવતા ચાવતા બધાય ખોટા વિચારો કાઢી નાખજો."

ભાભી શેના પર આંગળી ચીંધતાં હતાં?

"પેલો કાગળ મેં ફાડી નાખ્યો છે, હોં ધીમુભાઈ!" ભાભીએ ઉમેર્યું.

મારાથી એક નિસાસો નંખાઈ ગયો. ભાભી, ભાભી!

અને ભાભી વિભા તરફ ફર્યાં.

"તને ખબર છે એ કાગળમાં શું હતું તે?"

મારાથી ચીસ પડાઈ ગઈ: "ભાભી..."

ચમકીને ફોજદાર, વિનુ અને વિભા ત્રણેએ મારા સામું જોયું. મને તો ભોંઠપ લાગી, ભાભી હસતાં હતાં.

"ત્યારે ક્યારના આમ જીભને હોઠમાં સીવી દઈ બેઠા હતા તે! અરે ભલાદમી કાંક વાત તો કરો. આ તો રોજનું થયું."

એક જ દિવસમાં ભાભી કો'ક નવા જ રૂપે મને જણાયાં.

ગાંભીર્યની પોટલી વેરાતી જતી હતી. બાકી હતું તે કીકીએ એની વાતથી પૂરું કર્યું.

દૂરથી જેલની દીવાલો દેખાઈ. મોંસૂઝણામાંય એના કાટખૂણા અને અનંતતા લગી પહોંચતી સીધી લીટીઓ ધ્યાન ખેંચતી હતી. કો'ક પરગજુ ઝાડ એની ઘટાની આડ ધરી એની ભયંકરતાને નજરે ચડતાં રોકતાં.

દૂરથી ઘાંટો સંભળાયો. "હુ'ઝ ઘેર ?"

ફોજદારે જવાબ આપ્યો. "ફ્રેન્ડ."

અને જેલને દરવાજે અમારી મોટર અટકી. સહુથી પહેલો હું નીચે ઊતર્યો. સહુથી છેલ્લી વિભા ઊતરી. ભાભીએ લગભગ ટેકો દઈ એને ઉતારી. શુધબુધ વિનાનું શિંગડું બની ગઈ હતી વિભા !

પોલિસ વાન પણ આવી પહોંચી. અમુએ ઊતરી સામાન કઢાવ્યો.

પોલિસના માણસે જેલના ફાટક પાસે બધાં વાનાં ગોઠવી દીધાં.

ફોજદારે સિગારેટ સળગાવી. અમે સહુ શું બોલવું તેની સૂઝ ન પડતાં ઊભાં જ રહ્યાં. મને અને વિભાને એકાંત મળે એ મિષે ભાભી કીકીને લઈ ફાટક પાસે ગયાં. અમુ ફોજદાર જોડે વાતે વળગ્યો.

વેરાતી જતી હિમ્મતને એકઠી કરી હું બોલ્યો: "વિભા, તું આમ હિમ્મત હારે એ જ હું નથી કલ્પી શકતો. જો, હસ."

કો'કે મને હસવાનું કહ્યું હોત તો હું હસી શકયો હોત કે નહિ તે વાતને બિલકુલ વિસારી દઈ મેં કહ્યું. બિચારી વિભાએ તો કોશિષ કરી. કેટલું અનુકંપા પ્રેરતું સ્મિત હતું એ !

"હું અચૂક કાગળ લખીશ, અને તબિયત સાચવજે."

ચાતક સ્વાતીનાં અમીબિંદુ ઝીલે એટલી ભક્તિભાવભરી તન્મયતાથી, આતુરતાથી વિભા મારું કહ્યું સાંભળતી હતી. એની આંખમાં ય ઔત્સુક્ય ઝળકી આવ્યું.

હકૂમતનો અવાજ બોલ્યોઃ "ચાલો હવે, ધીમુભાઈ!"

અને ફોજદારે છેલ્લી ફૂંક ખેંચી સિગારેટને બૂટ તળે ચાંપી. ઓલવાતી સિગારેટે તણખા વેર્યા.

" હવે આવી ને." આટલું જ હું બોલી શક્યો.

ભાભી, કીકી, અમુ, વિનુ, સહુ પાસે આવ્યાં. કીકીને મેં પાસે ખેંચવા માંડી, પણ એ તો ભાભીને વળગી રહી.

" ઊંહું, હવે આપણે નથી આવવું." કીકી બોલી.

અમુ–વિનુને ખભે મેં હાથ મૂક્યા.

" એ જ દિવસ છે, ધીમુ." અમુ બોલ્યો.

વિભા ધીરે ધીરે ફાટક લગી આવી હતી. નિરાધારીની મૂર્તિ સમી એ ઊભી હતી. હું એની પાસે ગયો.

" વિભુ, નહિ હસે ?"

આજ્ઞા કે વિનંતિ કેટલી આકરી હતી તેનું મને ભાન જ ન હતું. એના પ્રયત્નને જોવાની હિંમત પણ મારામાં ન હતી. ફોજદારે ઉઘડાવેલી બારીમાં હુંય દાખલ થઈ ગયો.

પુરાણી પિછાણના જોરે હવાલદારો મલક્યા. મેંય સામી સલામ ઝીલી.

" આ ગયે ?" મારું સ્વાગત થયું.

જેલની ઑફિસના પગથીએ મેં પાછું ફરીને જોયું. ભાભી

વિભાની કેડે હાથ નાખી એને મોટર બાજુએ લઈ જતાં હતાં. વિભાનું માથું ભાભીના ખભા પર હતું.

ભગીરથ પ્રયત્ન કરી હું દફતરમાં દાખલ થયો. ફોજદારે ટેબલ પર બેસી એમનાં કાગળિયાં ચીતરવા માંડ્યાં. અફસરી દમામથી એમણે મને ખુરશી બતાવી. ખુરશીએ બેસવા જતાં વચ્ચે આવતી બારીમાંથી મેં બહાર જોયું.

મોટરનું બારણું બંધ થતું હતું. બારણાની ચાંપે ચોકસાઈનો જવાબ વાળ્યો. મોટર શરૂ થયાનો અવાજ થયો. પીઠે લાલ બત્તી ઝગી, અને મોટર ચાલી. રાતો લીસોટો...

"યસ ધીમુભાઈ."

યુદ્ધયત્નની એક આડખીલી જેલમાં જકડાઈ ગઈ!

* * *

# વિભા

**મને** એ ખબર નથી કે કઈ ચોક્કસ પળે હું આઝાદ આદમી મટી નામદાર સરકારનો મહેમાન બન્યો. મને એ ખબર નથી કે કેવી રીતે મારા સામાનની તપસીલ થઈ. જેલરના હુકમ મુજબ બેગ-બિસ્તરની ઝીણી ઝીણી ચીજો બહાર કાઢતાં, એની આંખમાં આવતી ચમક હું જોતો હતો. એક વાર તો એણે મને એ બધી ચીજો સુંદર હોવા બદલ મુબારકબાદી આપવાની તત્પરતા પણ લગભગ બતાવી. પણ મારું મન તો પેલા રાતા લીસોટામાં ખેંચાતું હતું. મન જૂની દુનિયામાં હતું, તન નવી દુનિયામાં હતું. મને લાગે છે કે જેલરની નજરમાંય હું કો'ક પ્રતિષ્ઠા ખાતર આવી ભરાએલો જણાતો હોઈશ. અર્ધભાનમાં પણ હું એ જોઈ શક્યો કે પહેલાંના સમય કરતાં આ વખતે જેલસત્તાવાળાઓની વર્તણૂકમાં તફાવત જરૂર હતો. સજા લઈ આવનાર સત્યાગ્રહીઓ માટે એ જ વર્તણૂક રહેશે કે કેમ એ સવાલ મનમાં ઊગ્યો ખરો, પણ ઊગ્યો એવો જ આથમી પણ ગયો.

જેલરના હુકમથી કેદી વૉર્ડરે મારો સામાન ઊંચકાવ્યો અને હવાલદારની સાથે હું જેલના મોટા ફાટકની અંદર પેઠો. વૉર્ડરો

અને ફાટકે કામ કરતા કેદીઓ મારા સામું તાકી રહ્યા હતા. કો'કે એ હાથ જોડી વંદન કર્યાં.

દુનિયામાં બહુ થોડી એવી ચીજો છે કે જે કદીયે પોતાના સ્વરૂપને ત્યજતી નથી. આખોએ જન્મારો એ એક અને અનન્યરૂપે રહે છે. જેલ એ આવી જ એક ચીજ છે. ફાટકમાંથી પહેલું પગલું જ જેલમાં મૂકતાં આ વિચાર મનમાં આવી ગયો. એ જ બન્ને હાથે લીમડાની છાયામાં ઢંકાતા જુદા જુદા વૉર્ડ, સડકને છેડે દેખાતી વીશીમાંથી હરદમ એક જ રીતે નીકળતો ધૂમાડો, કેદી, કચ્ચા પક્કા, સહુની એક જ ચાલ : બધું ય એવું જ હતું: માત્ર એક જ ઉમેરો હતો: મહાસભાવાદી પ્રધાનમંડળનું પ્રતિનિધિત્વ ધરાવતું હોય એવું રેડિયોનું ધ્વનિવર્ધક યંત્ર વીશીને છાપરેથી ડોકાતું હતું.

ઠંડા પવનનો એક સપાટો આવ્યો. આંખને અણિયાળે મને પવન વધુ ઠંડો લાગ્યો. સહજ જ મેં આંખ ચોળી. ત્યારે જ મને ભાન આવ્યું કે કો'ક આંસુ ત્યાંથી વહી ચૂકયાં હતાં અને પોતાની યાદ ત્યાં મૂકતાં ગયાં હતાં.

મને પોતાને નવાઈ લાગી. ક્યારેય મારી આંખમાં સમ ખાવા પણ મેં આંસુ નથી જોયાં. ક્યાંથી અત્યારે, આવે વખતે એમને આ નવું ઘર યાદ આવ્યું હશે ?

બંડીના ખિસ્સામાંથી રૂમાલ કાઢી મેં ઝડપભેર આંખ લૂછી. કોઈએ મને જોયો તો નથી એની ખાતરી સારૂ મેં પડખે જોયું. બિસ્તર ઉપાડી ચાલતો એક કેદી વૉર્ડર મારી સાથે નજર મિલાવ્યા વિના જ બબડ્યો : ' આ સરકારનું ય આવી બન્યું છે; આવા કેલૈયા કુંવર જેવાઓને જેલમાં મોકલે છે ! '

એને ય મેં મારી દયા ખાતો કર્યો !

વૉર્ડનું ફાટક ઊઘડ્યું. ' આવી પહોંચ્યા ? 'થી સ્વાગત થયું.

પ્રાન્તભરમાંના સત્યાગ્રહીઓ અહીંઆવી પહોંચ્યા હતા. જૂની પિછાણ તો હતી જ, છતાં કશો વાત કરવાનો ઉમળકો ન'તો આવતો. કેવળ લૌકિક વિધિમાં મેં પતાવ્યું. ચાહ પી સહુ સહુને કામે વળગ્યા. કો'કે રેંટિયો લીધો, કોઈકે પુસ્તક લીધાં. હું મારી જૂની જગાએ લીમડાના લીંપેલે થાળે જઈ બેઠો. જ્યારે જ્યારે હું આ ચક્કરમાં રહ્યો છું ત્યારે ત્યારે આ જ મારું મનગમતું આસન રહ્યું છે.

ઘેરી રંગરેખાઓમાંથી નજર ઉઠાવી સમગ્ર ચિત્રને જોવા જેટલી સ્વસ્થતા અત્યારે પણ મારામાં ન હતી. ગઈ રાતની એક એક પળ બળતી મશાલની જેમ સ્મૃતિ પર તરવરતી હતી. પળેપળે રંગ બદલતું મન મને ન'તું સમજાતું. ક્યારેક આનંદનો અતિરેક હતો, ક્યારેક જીવનની ધન્યતાનો અનુભવ હતો, ક્યારેક કશુંક કર્યાનો સંતોષ હતો અને ક્યારેક કશી અનિર્વચનીય ખિન્નતાનો બોજ હતો: કશાનો હેતુ ન'તો કળાતો.

મને પોતાને મહદ્ આશ્ચર્ય તો હતું, જે રીતે ધરપકડ પહેલાં અને પછીથી પેલી ગ્લાનિએ મને જકડ્યો હતો તે. આજ લગી ક્યારેય મને કેદ પકડાતાં મનઃદુખ નથી થયું. એથી ઊલટું ત્યારે ત્યારે મેં પ્રફુલ્લતા અનુભવી છે. તન અને મન પરથી મહાન બોજો ઊતરી જતાં આવે એવો કરાર નિરાંત જ મેં માણ્યાં હતાં. ઉરના ઊંડાણમાંથી જાણે જપવારો અનુભવાતો હોય એમ મને લાગ્યું છે.

આ વખતે? કોણ જાણે કેમ પણ હૈયું કોઈ જાલીમ મુઠ્ઠીમાં સંકોચાઈ ગયું હોય એમ લાગતું હતું. મન બિડાઈ ગયું હતું. કશો ભાર એને દબાવતો પડ્યો હતો અને તેય આંસુની હદ લગી! વૉર્ડરની નજર જાણે મને, મારી પામરતાને, ચાબખા લગાવતી હતી.

શા માટે આ જ વખતે મન આવું ક્ષુબ્ધ થયું હશે? ઉત્સાહ ઓસર્યો હતો? જીવનમાં પોચાપણું આવતું હતું? શારીરિક સગવડ-અગવડના ખ્યાલે એવું આધિપત્ય જમાવ્યું હતું? આમ તો તરંગી

ઉમંગને સ્થાને માન્યતાની દૃઢતા આવી હતી. ભાવના પાછળ જવાબદારીની સમજનું ય જોર હતું.

અને છતાં ?

મને આ ન'તું સમજાતું: જ્યાં ખ્યાલને ભેળા કરી એક માર્ગે વહેવાનું કરતો હતો ત્યાં અસંખ્ય વિચારરેખાઓ મનની યાદી પર આંકા કરી જતી. કો'ક અતીવ વેગથી મનઃચક્ષુ આગળ ચિત્રો આવતાં અને વિલીન થઈ જતાં. હાંફતો ચંદ્ર, હસતા તારા, રાતો લીસોટો, જીવનની છેલ્લી પળે ચેતનકણ વેરતી સિગારેટ, અને ધ્યાન-મગ્ન ઊભેલી વિભા, અબોલી વિભા, હસતી વિભા, રડતી વિભા, ભાભીને ખભે માથું ઢાળી ભાંગેલે પગે ચાલતી વિભા—અનેકાનેક ચિત્રો ખેંચાતાં. ક્ષણભર પણ લક્ષ્ય ચોંટે તે પહેલાં તો કશું નવું જ ચિત્ર આવી ઊભતું.

વિભાને લીધે આ ગ્લાનિ હતી ? વિભાને લીધે જીવનમાં આ પોચાપણું આવ્યું હતું ? વિભાને લીધે ધરતીની સપાટીએ જકડી રાખતી માયા વધી હતી ?

કોટની રાંગ પર પૂંછડીનું છત્ર છાઈ ફિક્કાં સૂર્યકિરણો સાથે હોડ બકતી ખિસકોલીને હું જોઈ રહ્યો.

"કેમ ધીમુભાઈ, કાંઈ ખૂબ વિચારમાં પડી ગયા છો ?" પાછળથી મીઠો વહાલસોયો અવાજ આવ્યો. અવાજ જાણીતો હતો, છતાં આ ઘડીએ હું ન પારખી શક્યો; મેં પાછળ જોયું.

જનુભાઈ આંટા મારતા મારતા અટક્યા હતા. મેં જાત સમાલી 'ના ના,' કર્યું, પણ એ તો વાત કરવાના ઈરાદે આવ્યા હતા. યુદ્ધની, સત્યાગ્રહની વગેરે વાતોમાં ઘણી આસાનીથી એ ખૂંપી ગયા. શરૂ શરૂમાં તો મને મારી પોતાની ચિંતાએ વાતથી વિમુખ રાખ્યો, પણ થોડીક ચર્ચા બાદ તો હું પણ એમાં ગળાબૂડ ઊતર્યો.

પોતાના શબ્દોનું સંગીત પણ અજબ નાદ ધરાવે છે; ક્યારેક તો એના જેવું મુગ્ધકારી બીજું કશું નથી હોતું; શબ્દ જ પ્રોત્સાહન બની જાય છે, એ અનંત બને છે.

જેલવાળાઓએ પૂંઠાના એક ટૂકડા પર ચીટકાવેલી 'જાહેર સલામતીના કેદીઓ' માટે નક્કી કરેલી નિયમાવલીની ચર્ચામાં, આગલાપાછલા અનુભવોની સરખામણીમાં વખત તો વીત્યો. પણ મન જાણે અપંગ બન્યું હતું. જૂના સાથીઓ વચ્ચે ય એકલવાયું લાગતું હતું. નિરાળી નિરાધારતાનો અનુભવ થતો હતો.

ઝીણી ઝીણી વિગતનાં સજીવ ચિત્રો મનફલક પર પુનર્રચના પામતાં, ફાલતાં, ફૂલતાં અને વેરાઈ જતાં. કો'ક અનેરી ખેંચ આખાએ વિચારચક્રને સાહી રહી હતી. એકએક વિચારને છેડે વિભા ઝબૂકતીઃ ક્યારેક એની પ્રફુલ્લ મોંછા, તો ક્યારેક પેલી ગ્લાનિની પ્રતિમૂર્તિ.

વિભા મારા જીવનમાં આટલે અંશે પ્રવેશી ચૂકી હતી કે આજે આવું અટૂલું મને લાગતું હતું ?

ચોપડી મારી છાતી ઉપર જ પડી રહી. માથા નીચે હાથ નાખી હું છાપરાને ટીકી રહ્યો.

આ રીતે મને પહેલાં વિચાર જ ન'તો આવ્યો, કદાચ એ વિચારની જરૂરિયાત પણ ઊભી નહિ થઈ હોય. મારી શક્તિ પર મુસ્તાક રહીને જ હું બેઠો હતો ને ! મન આવું કોરાઈ ગયું હશે એની ખબર જ ન પડી !

હું હસી પડયો. વિભા હવે મારે માટે તો પાંચમી કતાર જ બની હતી ને ! એને મોંએ આ કહ્યું હોય અને એ રીસ સાથે આનંદ કેવી રીતે ભેળવે તેના ખ્યાલમાં જ હું મલકી રહ્યો.

પાંચમી કતાર !

મારું સ્મિત અચાનક લુંટાઈ ગયું. ઊંડે ઊંડે એ કશો ડંખ દેતું હતું, ગુન્હાના એકરાર જેવું એ લાગતું હતું. આવી વાત ઉપર,

એક હર્ષભર્યા જીવન પર કશા પ્રયોગ કરીને હું નિરાંતે, નિર્દંશ સ્મિત કેમ વેરી શકું ?

સાચો સવાલ તો હું મારી જાત સાથે પ્રમાણિક હતો કે નહિ તે હતો. જો હું મારી જાત સાથે પ્રમાણિક હોઉં તો વિભાને છેતર્યાનો સવાલ જ ઊભો ન થઈ શકે; એક જ કાર્ય એક છેડે શુભ અને બીજે છેડે અશુભ ન જ હોઇ શકે.

વિચારના કેવળ ભારમાં હું ડૂબી ગયો. ઘણુના ઘા મારી મારીને કોઈ એમ કહેતું કે આનો નિકાલ કરી દે. ઊતર્યો છે એના કરતાં જરાકે વધુ ઊંડા ઊતરવામાં અવિચારી સાહસ છે. પણ કોઠે પડેલી આળસ એમ કહેતી કે એમાં શું છે ? પડશે એવા દેવાશે. તું તારી જાતે પ્રમાણિક છે પછી તને ક્યાંયે આંચ આવવાની નથી.

એમ ને એમ જ પહેલો દિવસ પૂરો થયો.

બીજે દિવસે જનુભાઈએ શરુઆત જ વિચિત્ર રીતે કરી.

" કાં, ધીમુભાઈ, કાલે તો ખૂબ દિવાસ્વપ્ન જોયાં ? " વાટકીમાંથી ચાહ પીતાં પીતાં જનુભાઈ બોલ્યા.

" મને ભાગ્યે જ સ્વપ્નાં આવે છે, અને તેમાંય દહાડે તો નહિ જ " મેં જવાબ દીધો.

જનુભાઈ એમ હાર કબૂલે એવા ન હતા અને ઉપરથી એમણે વાત કરવાનું જ નિરધાર્યું હતું. બહુ ઓછી વસ્તુઓ એવી છે જે જનુભાઈને વાત કરતા ખાળી શકે અને ઉપેક્ષા કે સામાની સાંભળવાની નામરજી જેવી વસ્તુઓને તો એ ગણકારતા જ નથી. એમની અન–અંત વાતોનો મુખ્ય ધ્વનિ એ હતો કે એ મારા, એમની ભાષામાં કહું તો, પ્રેમપ્રસંગને જાણતા હતા. અને ઊંડો ઊંડો એવો ગુંજારવ ભર્યો હતો કે આજના જુવાનમાં ચારિત્ર્યનું બળ નથી હોતું. જુવાન અને જુવાનીનો વિરોધ કરવા માટે જનુભાઈ પાસે સતેજ

જીભ અને ચેતનવંતી કલ્પના બન્ને હતાં. એમણે વાત વાતમાં એટલું કબૂલ કર્યું કે એ મારા ઉપર આક્ષેપ નથી કરતા.

"પણ એટલું તો હું કહીશ જ કે આજનો જુવાન બિનજવાબદાર છે. નથી એને સમાજનો ખ્યાલ કે નથી એને પારકી જિંદગીનો વિચાર; કેવળ ક્ષણ માટે એ જીવે છે."

મને ઘડીભર થયું કે એમની નામરજી છતાં જનુભાઈ મને આ સંભળાવતા હતા. એમની નજરમાં ગણાતો મોટામાં મોટો ગુન્હો, જુવાન હોવું તે, તે તો હું કરી જ બેઠો હતો. અને એ ઓછો હોય તેમ એથીયે ભયંકર ગુન્હો વાંચવાનો શોખ પણ મેં કેળવ્યો હતો. અને આવી કસૂર કરનારે બીજી અનેકાનેક કસૂરો કેમ નહિ કરી હોય?

હું મૂગો રહ્યો. પૂર્વગ્રહની વાડ પાછળ બેસી ગમે તેને શિરે શબ્દોનો વાવંટોળ ઠાલવનાર સાથે જીભાજોડીમાં, કોઠી ધોયાના સંતોષ ઉપરાન્ત બીજો કશોય સાર નથી નીકળતો. એમની પૂર્વગ્રહની આધાર વિનાની માન્યતાઓની જડ ઊંડી જાય છે તે વધારામાં.

પણ જનુભાઈએ મને બીજી રીતે વિચાર કરતો કર્યો. એમનો બિનજવાબદારીનો આક્ષેપ, એના મધુકરવૃત્તિના વ્યંગ સાથે, નિર્મૂળ હતો?

અનામિકાને રોષભેર મારા સામે તાકીને જાણે જનુભાઈ ઊભા હતા. ચોકમાં અનહદ મેદની ઊભરાતી હતી. વિભાની નમણી સ્વચ્છ, સ્વસ્થ, મૂર્તિ ઊંચા આસન પર ઊભી હતી અને હું લોકની અંગારઝરતી નજર ઝીલતો અવનત મુખે ઊભો હતો.

વાટકી ધોતાં ધોતાં ય આજ ખ્યાલ મારા મનમાં હતો. વિભા પ્રત્યે હું બિનજવાબદાર હતો? વિભાને કોઈ એક ભાનભુલાવતી પળનું રમકડું જ મેં માન્યું હતું? વિભા સાથે મેં દગાખોરી કરી હતી? એનો વિશ્વાસ પામી એને મેં છેહ દીધો હતો?

એક એક વાત પર મારું મન સાફ હતું. શાંતિ, સંતોષ, સુખ, જીવનનો પરમ રસાસ્વાદ—સહુને પોતામાં વસેલી પામરતા, ઊણપ, નિરાધારી ખાતર જતાં કરવાની તૈયારી કરનારને કપાળે બિનજવાબદારીની કાળી ટીલી ન હોઈ શકે, ન બની શકે. અશક્ય. અને હું વિભા વિષે કશોય હલકટ, પશુતાભર્યો વિચાર પણ કેમ કરી શકું ? વિભા માટે એવો ખ્યાલ કરતાં પણ જાણે કશી ભવ્ય પૂજનીય મૂર્તિને તોડી ફોડી નંદતા હોઈએ એવું લાગે છે.

એને દગો નથી દીધો, એનો વિશ્વાસ પામી વિશ્વાસઘાત કરવાની કલ્પના પણ મેં મનમાં નથી આણી.

સમભાવનો અભાવ માનવીની આંખે આવાં અવળાં ચશ્માં ચડાવી દેતો હશે ? કોઇએ જુવાન એટલે કેવળ કોક વિષ્ટાનો કીડો ! અને કોઈએ જુવાની એટલે રંગે રાચતું પતંગિયું ! નીતિ–અનીતિ, પ્રમાણિકતા કે અપ્રમાણિકતા, સહુ કેવળ કશી કુકલ્પનામાંથી, કોઈના આરોપણમાંથી જ ફેલાતાં હશે ?

સામાન્યતાની, પામરતાની આવી ભીંસ કેવળ ગુજરાતને જ ગુંગળાવી રહી છે કે બધે, માનવીમાત્રમાં જૂજવે રૂપે પથરાઈ છે ?

નથી જરૂર પડતી કશા પુરાવાની, નથી આવશ્યકતા કોઈ સાહેદની; કો'કની અફર કલ્પના, કો'કની વહેતી જીભ, ઘણાની કાને પડયું માનવાની વૃત્તિ અને ગમે તેને ગળે ગમે તેવું પાટિયું લટકાવી દઈ શકાય. એનો ગુન્હો નજરે ચડવાનો, કો'કની આંખમાં ખૂંપી જવાનો અને એને ભોગવવી પડતી સજા જોતાં એ ગુન્હો નજીવો છે એમ તો કોઈ પણ કઈ રીતે કહી શકશે ?

આના આ જ વિચારમાં બપોર પડી. જનુભાઈ મુલાકાતે જઇ આવ્યા અને સમાચાર લાવ્યા કે કો'ક બાઈને જેલસત્તાવાળાઓએ મુલાકાત આપવાની ના પાડી.

અમે પાંચ જણા હતા, એમાંથી જનુભાઈ સિવાયના ચારેના મનમાં આ સમાચારથી ડહોળામણ ઊભું થયું. કોનું કોણ આવ્યું હશે ? જનુભાઈને અમે સવાલના બોજા નીચે દબાવ્યા.

" બીજું તો હું કાંઈ નથી જાણતો, માત્ર મારી મુલાકાતમાં મળેલા સમાચાર જણાવું છું. વાત એમ બની કે એ લોક મુલાકાત લેવા મોટરમાંથી ઊતરતા હતા ત્યાં જ એક બહેન અમને સામાં મળ્યાં. જરા મોં ઊતરેલું, બન્ને એકબીજાંને સામસામાં જોઈ રહ્યાં. એમણે જ કહ્યું કે મુલાકાત પણ આપતા નથી. 'કહે છે ડી. આઈ. જી. સી. આઈ. ડી. ની પૂનેથી રજા મંગાવો.' અને એ ત્યાંથી ચાલ્યા ગયા. મારી મુલાકાત પૂરી થઈ એટલે મેં જેલરને પૂછ્યું પણ ખરું. એણે કહ્યું કે ખાસ સગા સિવાય નજરકેદીઓને મુલાકાત આપવાની એને સત્તા જ નથી. "

જનુભાઈ એમની ઢબે આખું બોલી ગયા. થોડી વાર થંભી, જરા ગેલમાં આંખોમાં ડોળા ઘુમાવાતાં એમણે ઉમેર્યું : " સરકારને ય કશા કાયદેસરના સગપણની જરૂર પડે છે. "

મુલાકાતમાં આવેલું ચવાણું ફાકતાં ફાકતાં ય અમારા મનમાં એક જ ખ્યાલ ઘૂમતો હતો: કોણ આવ્યું હશે ? કોની મુલાકાતે આવ્યું હશે ? મને લાગે છે કે દરેક જણ આ આપત્તિ પોતાના ઉપર જ ઊતરી હશે એમ માનતો હતો. મને ય થયું કે કદાચ મારી જ મુલાકાતે કોઈ આવ્યું હશે ? કોણ આવ્યું હશે ? વિભા !

પલકારામાં વિચાર આવ્યો અને ચવાણું ભરેલી મુઠ્ઠી એમ ને એમ મોં આગળ રહી ગઈ. વિભા આવી હશે ?

અને કોઇ દુ:સ્વપ્નની યાદ જેમ મને જનુભાઈના ગેલમાં ઘૂમતા ડોળા યાદ આવ્યા : " સરકારને ય કશા કાયદેસરના સગપણની જરૂર પડે છે ! "

કેવી નિષ્ઠુરતા હતી એ શબ્દોમાં !

જો વિભાને પાછા જવું પડયું હશે તો એની શી દશા થઈ હશે ? હજીએ ભાભીને ખભે માથું મૂકી ચાલતી વિભાનું ચિત્ર હું ભૂલી ન'તો શકયો. એની ચાલમાંથી ય જાણે એના ભાંગેલા હૈયાનો તરફડાટ વર્તાતો હતો. સરકારી જંતરડાની જડતાએ એના આળા હૈયા પર પાછો નવો ફટકો માર્યો. એનાથી એ કેમ સહેવાશે ?

પણ એણે આટલી મમતા પણ શા સારુ કેળવી હશે ? માણસનું મન પણ કેવું છે ! પહેલાં એ પોતાની આસપાસ સ્નેહની તરંગી દીવાલો રચે છે, એના પર મમતા અને આળપંપાળના કોટકાંગરા બાંધે છે અને પછી પોતાની જાતને કેદી જાહેર કરે છે ! દુનિયાની દયા પામવા કે આલમના હૈયામાં અનુકંપા પ્રેરવા એ એમ કરે છે એમ તો હું નહિ કહું છતાંય આ એક હકીકત છે. પૂરા સાન-ભાનમાં આમ વર્તનારને ફરિયાદ કરવાનો હક્ક ખરો ?

પણ હુંય વિભાને અન્યાય કરું છું. વિભાએ ક્યારે ફરિયાદ કરી છે ? એના ચિત્તમાં ઊગતા ક્ષોભ કે સંતાપ વિષે એણે ઉન્હી વરાળે ક્યારે કાઢી છે ? ક્યારેય એણે એ ચિંતાતુર છે એમ જણાવવાનો પ્રયત્ન પણ કર્યો છે ?

અને છતાંય એ મનમાં ને મનમાં સીઝાતી હતી તેની ના પણ કેમ પાડી શકાય ? એના સ્વભાવમાં કે ઉછેરમાં એવું કશુંય નહોતું ભળ્યું જે એને નધરોળ બનાવે.

આખી સાંજ આના આ વિચાર આવ્યા. મેં માની જ લીધું કે વિભા જ આજે મુલાકાત લેવા આવી હતી અને કાયદાના અક્ષર પ્રમાણે ચાલવા ટેવાએલી સરકારે એને મારી મુલાકાત ન લેવા દીધી. જરૂર એને આઘાત થયો હશે. વિશાળ સ્વચ્છ નીતરતી આંખો આડે જરૂર આંસુની કાળી વાદળી આવી હશે, એની મૂક વ્યથામાં પારાવાર ઉમેરો થયો હશે.

કોઈક ખૂણેથી એક વિચાર ઝબકી ગયો : ઠીક જ થયું. વિભાને ય ખબર તો પડશે કે મારા જેવા પર કળશ ઢોળતાં આવાં તો અનેક દુઃખો વેઠવાં પડે છે. આવા ખ્યાલથી તો હું એને આ માર્ગે ન વિચરવા કહેતો હતો. ઉઘાડી આંખે બાવળીમાં ઝંપલાવનારને ‘ કાંટા ભોંકાશે ’ એવી ચેતવણી......

જેલરની ચિઠ્ઠી લઈને હવાલદાર આવ્યો. જનુભાઈને બદલી માટે તૈયાર થઈ રહેવા જણાવ્યું હતું.

પળમાં શાન્તિને સ્થાને તરવરાટ, વ્યગ્રતા આવ્યાં.

બદલી ક્યાં થાય છે, કેમ થાય છે, એકલા એમની થશે કે બધાની થશે અને સરકારી નીતિ વગેરે વાતો વિષે વીજળીના વેગે કલ્પનાઓ આવી અને શબ્દોનો આકાર ધારણ કરી વહેવા લાગી. અબોલ રહેતો વહેમ વધુ દમતો.

“ ઠરી ઠામ બેસવાએ નથી દેતી તો સરકાર ” જનુભાઈ બોલ્યા.

થોડી વાર ચોળાચુંથ બાદ બધાનો એવો મત જણાયો કે આ વખતે નજરકેદીઓને એક જ ઠેકાણે રાખવામાં આવશે અને આજે ભલે જનુભાઇની એકલાની બદલી થાય; થોડા દિવસમાં બીજા બધાને પણ ત્યાં લઈ જવામાં આવશે.

અને જાણે આ વાતને અનુમોદન આપવાને જ આવતા ન હોય એમ જેલર આવ્યા. જનુભાઈ નાસિક જતા હતા.

“ પંચવટીની પવિત્ર ભૂમિમાં ! ” કોકે ટકોર પણ કરી.

જનુભાઈ સામાન બાંધવાની તૈયારીમાં પડ્યા. કોઈ એમને મદદ દેતું તો કોઇ એમની ઓરડીના બારણે ઊભા રહી સામાન બાંધતા જોઈ રહ્યા. જનુભાઈની જીભ અટકી જ ન હતી; અવિરત એ બોલે જ જતા હતા.

જનુભાઈને વિદાય આપી અમે પણ અમારી રૂમમાં પુરાયા. બદલીને અંગે આજે 'લોક-અપ' થોડું મોડું થયું હતું.

બે ઓરડીને નિષ્પક્ષ અડધો અડધો પ્રકાશ વહેંચી આપતો દીવો ભીંતમાં ઊંચે બાકોરામાં બળતો હતો. એમાં સુધારો થવાની ખાતરી તો મળી હતી, પણ એમ તો સરકારે હિંદને સ્વતંત્રતા આપવાની ય ખાતરી ક્યાં નથી આપી ?

જનુભાઈની બદલીએ અમારી પણ બદલી થશે, એ ખ્યાલ જન્માવ્યો હતો. સમજી સમજાવી ન શકાય એવી વ્યગ્રતા એમાંથી પેદા થતી. મને પોતાને પણ આ માનસિક દશા મૂંઝવતી હતી.

મનને વાળવા મેં કશું વાંચવા ધાર્યું. કશુંય ગંભીર વાંચવાનું મન ન'તું એટલે જ કશું રંજક વાચન હું શોધતો હતો. બેગમાંથી બધાં પુસ્તકો બહાર કાઢયાં. વિભાએ આટલાં બધાં પુસ્તકો આણ્યાં હતાં ! ઢગલા પાસે બેસીને હું પુસ્તકોને જોવા મંડી પડયો.

કવિતાસંગ્રહો, નવલકથાઓ, લઘુકથાઓ.

હેતુ વગર પાનાં ફેરવતાં ફેરવતાં એક કાગળ હાથ આવ્યો. ઝીણા ઝીણા અક્ષરોમાં કશુંક લખેલું હતું. દીવો સામી ભીંત પર બરાબર એક જ ઠેકાણે પોતાનો આખોએ પ્રકાશ ઠાલવતો હતો. ત્યાં બેસીને એનો લાભ તમે એક જ રીતે લ્યો તો મળી શકે. ચિઠ્ઠી ઉકેલવા માટે એ વ્યાયામ પણ કર્યો. અક્ષર વિભાના હતા. અને જુદી જુદી રીતે એણે એના પર મારું નામ લખ્યું હતું !

વિભાને હું વાસ્તવદર્શી માનતો હતો. એનામાં ય પેલી પરીકથાની રાજકન્યા જેવું કશું તત્ત્વ ભળ્યું હશે, એ વાત બીજા કોઈએ મને આ પહેલાં કહી હોત તો હું માનત જ નહિ. અને આમાં નર્યા ગાંડપણ સિવાય બીજું શું હતું ?

કેવી તરંગી! કવી ઊર્મિશીલ!

આજની ભણેલી, દુનિયાનો વાયરો વેઠી ચૂકેલી જુવતી આવી સ્વપ્નદર્શી હશે એમ કલ્પી પણ કેમ શકાય? કો'ક નવલકથાની પ્રેમ-ઘેલી, પાંડુવર્ણી, ચાંદતારા ગણતી નાયિકા જેવી જ વિભા હતી?

કો'ક બીજી છોકરી વિષે આવું સાંભળ્યું હોત તો બિચારીને આપઘાત કરવો પડે એટલી હદ લગી ખીજવી હોત. પણ વિભાને? શું કરું હું એને?

અને પાછી આજે એને જેલને દરવાજેથી પડેલા ધક્કાની વાત યાદ આવી ગઈ.

વિભા દુઃખી થવા જ સર્જાઈ છે. હું એને કશી ય સહાય દઈ શકું એમ છું જ ક્યાં?

તીરે ઊભા ઊભા મારે તમાશો જ જોવાનો હતો?

વિભા! તને જો હું સમજાવી શકું, તને આ સાહસથી પાછી વાળી શકું તો કેવું સારું!

એટલી જ મારામાં શક્તિ નથી. પામર, શક્તિહીણો, દુર્બળ.

સવારે કોટડી ખૂલતામાં તો અમુ આવી પહોંચ્યો. અમુને આજના જેવો પ્રફુલ્લ મેં ક્યારે ય નથી જોયો. એ દિવસ પહેલાં હું આવ્યો ત્યારે મારી હાલતમાં અને અમુની હાલતમાં કેટલો તફાવત હતો!

"તારે માટે સંદેશો લાવ્યો છું." બંડીના ખિસ્સા પર હથેળી પછાડતાં એણે કહ્યું. અને એકાદ પળ બાદ ધીરેથી ઉમેર્યું: "વિભા બહેનનોસ્તો!" એના મોં પર મસ્તીભર્યું સ્મિત હતું.

"ગઈ કાલે એ મુલાકાતે આવી હતી?" મારા મનને ડહોળી રહેલી વાત મેં પૂછી.

"કેમ સ્વપ્નાં જોવા માંડયાં છે કે શું? ગઈ કાલે તો વિભા બહેન આખો દિવસ તિલુ સાથે હતાં."

અમુ ખડખડાટ હસ્યો. એના હાસ્યથી અને એણે આપેલી તસલ્લીથી મારા મન પર પડેલી શિલાઓનો ગંજ દૂર થયો. કેટકેટલી આશંકાઓ, ભીતિ અને મનઃદુઃખ એક નાનકડી વાત—ધડ માથા વિનાની વહેતી વાત—પરથી પેદા થયાં હતાં! મેં અમુને આખી વાત તો ન કહી, પણ એ ઝાઝું પૂછે નહિ એવો સંતોષ થાય એટલી વાત મેં એને કહી.

"જનુભાઈ તો છે જ એવા. સો સાપ જેવી વાત હશે!" અમુએ અભિપ્રાય આપી દીધો.

વાતમાં ને વાતમાં વખત વહ્યે જતો હતો. અમુ તો વાતે વળગ્યો હતો એટલે એનું ધ્યાન પેલી ચિઠ્ઠી મને આપવા તરફ ન જ ગયું. કદાચ મશ્કરી કરવા એ દબાવી પણ રાખતો હોય. અને કદાચ ચિઠ્ઠી જેવું કશું હોય પણ નહિ. આખીએ વાત અમુની મને ખીજવવાની પેરવી પણ હોય. અમુ તો એ આપવાની વાત પણ યાદ કરતો નથી. મારી ઉત્કંઠાને ટળવળાવતો હતો એ. એની પાસે કાગળ માગવો કેમ કરીને? અને નથી માગતો તો એ આપવાની વાત પણ કાને ધરતો નથી!

અડધા કલાક બાદ હિમ્મત એકઠી કરી મેં એની પાસે કાગળ માગ્યો. એણે તો 'હું સાવ ભૂલી જ ગયો' કહી કાગળ આપ્યો. કાગળ લઈ મેં લગભગ દોટ મૂકી. મારી ઓરડીમાં આવીને હું કાગળ વાંચવા બેઠો.

સીધો સાદો કાગળ હતો. પોતાના મન ઉપરનો કાબુ ગુમાવી ઊર્મિલતા બતાવવા માટે એણે માફી માગી હતી. ભવિષ્યમાં એ હૈયું કઠણ કરશે એની ખાતરી આપી હતી. તબિયત સાચવવાની અને જે કાંઈ જોઈએ તે વિના સંકોચે મંગાવવાની માગણી હતી.

વિભાનો પહેલો કાગળ ! આટલો પરિચય પ્રત્યક્ષ હતો એટલે કાગળ લખવાની જરૂર અને સંજોગ જન્મ્યાં જ ન હતાં. પણ પ્રથમ પત્રની કલ્પના અને હકીકત વચ્ચે કેટલો તફાવત હશે ? હું પકડાયો એ દિવસે વિભાએ જે છાપ મારા મન ઉપર પાડી હતી તે મુજબ તો મેં, કાગળમાં આંસુથી છેકાએલા શબ્દો, એની વ્યગ્રતાની અફર સાક્ષી પૂરતા જોવાની આશા રાખી હતી, કદાચ હું એને હકીકત તરીકે પણ સ્વીકારી બેઠો હોઈશ. અને પત્ર આવ્યો ત્યારે ? પૂરી સ્વસ્થતાથી લખાએલો એ પત્ર હતો. અક્ષર પરથી તો તમને કશી ય લાગણીવશતાનો ખ્યાલ જ ન આવે. સ્વચ્છતાનો પણ નમૂનો. વાદળી પરબીડિયું અને વાદળી કાગળ. વિભાના અક્ષરમાં ય કશું ત્રાણુ ન'તું લાગતું. બધે જ જાણે મજબૂત હૈયાની. નિરાંત વાળી બેઠેલા—પૂરું સ્વાસ્થ્ય ભોગવતા હૈયાની હવા ફેલાએલી હતી.

" મારી માન્યતા જૂઠી તો પડી, પણ એ હારમાં મને જે આનંદ મળ્યો એ 'હું કે'તો તો'ના સંતોષ કરતાં અનેકગણો હતો. કારણ હતું કે નહિ તે તો મને ન સમજાયું, પણ દિલને કરાર તો વળ્યો. હળવે હૈયે હું અમુ સાથે વાતમાં વળગ્યો.

ધરપકડની વિગતો, તિલુ ભાભીની દશા એવું બધું જ વાતમાં આવ્યું.

" તિલુ આ વખતે જરા ઢીલી થઈ ગઈ હતી, પણ વિભાએ એને જબરૂં પ્રોત્સાહન દીધું. વિભામાં આવી શક્તિ છે એનો તો મને ખ્યાલ જ ન'તો, ધીમુ." અમુએ વાતમાં કહ્યું.

" તિલુ ભાભીએ એને પેલી ડાહી સાસરે ન જાય એવી, બે દિવસ પહેલાંની વાત ન કહી ?" મેં પૂછ્યું.

" અરે તિલુએ તો એના સ્વભાવ મુજબ ઘણું ઘણું કહ્યું. પણ એ તો હસતું મોં રાખીને સાંભળ્યે જ જાય અને વખત આવ્યે

ધરપત આપતી જાય. આવી વ્યવહારકુશળતા વિભામાં હશે એની મને કે કોઈ ને ય કલ્પના જ ન આવી શકે."

હું અમુની વાત સાંભળતો રહ્યો. વિભાના કાગળ પરથી પણ મને આવો જ ખ્યાલ આવ્યો હતો. વિભામાં હામ આવી હતી એ ચોક્કસ.

અચાનક જ અમુ મારી સામે ફર્યો.

"ધીમુ, એક વાર મેં જે વાત કરી હતી તે આજે પણ તને કહું છું. તેં આપેલો જવાબ પણ હવે તો બદલાયો જ હશે ને!"

હું એને જવાબ ન દઈ શક્યો. નિશ્ચયાત્મક જવાબ દઈ શકું એવી મક્કમતા જ મને મારામાં જણાતી ન હતી, સાચ જોયા અને પારખ્યા છતાંય આચરવાની અશક્તિ મને દમતી હતી. હું મૂગો રહ્યો.

"તું જવાબ નથી દેતો એને ય હું તો શુભ ચિહ્ન જ માનું છું. એનો અર્થ એ છે કે તને પોતાને પણ એ વસ્તુએ વિચાર કરતો કરી મૂક્યો છે." મારા મૌનનો અર્થ તારવતાં અમુએ કહ્યું.

"ખૂબ ખૂબ વિચાર કરું છું, અમુ!" મેં કહ્યું "પણ અંતે તો ભીંતે માથું પછાડવા જેવી જ દશા થાય છે."

"ધીમુ, માણસનું મન એક વાર હામ ખોઈ બેસે છે ત્યારે એને સપાટીએ આવતાં પણ ભગીરથ યત્ન કરવો પડે છે. અને જડ ઘાલી બેસતા વિચારને દૂર કરતાં તો નવ નેજાં પડે છે."

હું સાંભળી જ રહ્યો. આ જ વસ્તુ ઉપર રચાએલો આગળનો બનાવ મને દૃષ્ટિ સન્મુખ સાદશ ખડો થતો હતો. અમુ ખરું કહેતો હતો. હું ય બદલાયો જ હતો ને!

"અહીં હું નિરાંતે એનો વિચાર કરીને નિશ્ચય પર આવી જવાનો છું."

અમુએ સહેજ ખભા ઊંચા કર્યા, પણ એ કશું ન બોલ્યો. એને ચહેરે આવી અટકેલા એક મર્માળા સ્મિતને હું જોઈ જ રહ્યો.

રાતે મેં વિભાને કાગળ લખ્યો. ભાભીને હવાલે ગએલા પેલા પત્ર સિવાય તો આ મારો પણ પહેલો જ પત્ર હતો ને! આદર્શ તરીકે તો મારી સામે એનો જ પેલો પૂરો સ્વસ્થ પત્ર હતો ને! પણ મારામાં એ સ્વસ્થતા ક્યાં હતી? શબ્દો જડતા તો વિચાર ભાગી જતો હતો, અને વિચાર આકાર ધરતો ત્યાં શબ્દો ઊડી જતા. બીજું તો શું લખું? તબિયત સાચવવાની ભલામણ કરીને અટકી ગયો. બાપુ અને કિશોરને વંદન પાઠવ્યા.

સવારે જેલરને કાગળ આપ્યો ત્યારે એણે કહ્યું કે એ કાગળ એ પૂના ડી. આઈ. જી. સી. આઈ. ડી. ને મોકલશે. અમારી ટપાલ એ જ રીતે આવવા-જવાની હતી. અમારે નામે આવતી ટપાલ પણ પૂના જ મોકલાય તો અમને વહેલી મળે, નહિતર અહીં આવે. અહીંથી પૂના મોકલે. અને પૂનાથી અહીં પાછી મોકલે. એટલી રપેટીએ ચડશે. સરકારે એમ જ નક્કી કર્યું હતું. એટલે બીજો ઈલાજ શો? ટપાલખર્ચ પણ આમ તો અમારે શિરે જ હતું. એ તો માત્ર તમે જેલમાં બેઠા બેઠા પણ કાયદેસર સ્થાપિત સરકાર સામે ફરિયાદ ન કરો એટલું જ જોતા હતા!

જેલનું જીવન રાગે પડતું હતું.

પાંચમે દિવસે અચાનક મુલાકાત આવી. અમુએ કહ્યું: વિભા આવી હશે; હું ય એમ માનતો હતો. પણ અમુએ એમ કહ્યું એ મને ન ગમ્યું

વિભા અને ભાભી આવ્યાં હતાં. ગણી ન શકાય એટલાં પોટલાં-પોટલીઓ સાથે લેતાં આવ્યાં હતાં. વિભા આનંદમાં હતી.

અને વિભા મોહમાં હોય છે ત્યારે તો એ કોઈ અન્ય લોકનો જીવ અહીં જરા દિલ બહેલાવવા આવ્યો હોય એમ લાગે છે.

"આવતાં પહેલાં તમે વિભાને તમારી મુલાકાત લેવાની પરવાનગી ય ન'તી આપી? અહીં એને લાવતાં ય મને તો હેરાનગતી થઈ." ભાભીએ કહ્યું. વિભા બોલતી ન હતી. પણ મૂગે–મૂગી ભાભીને બોલતાં વારતી હતી.

મેં કહ્યું: "એમાં કાંઈ પરવાનગીની જરૂર ન હોય."

"એ તો હું અને તમે સમજીએ. એને બિચારીને મન તો યોગીરાજ રોષે ભરાયો..." ભાભીએ ઉમેર્યું.

બધાં હસી પડયાં.

"યાદ રાખજો, ભાભી." વિભાએ કહ્યું. ભાભી મુરબ્બીવટનું, સમજણનું, સહાનુભૂતિનું મરકલું હસ્યાં.

મેં બધાના ખબર પૂછ્યા. એમણે જેલમાં કેમ હતું તે પૂછ્યું. ભાભી 'મારે આસનીઆં લેવાં છે તે જરા જોઉં' એમ કહી જેલર જોડે વાતે વળ્યાં; મને લાગે છે સમજણપૂર્વક ખસી ગયાં. અમે એકલાં પડયાં. અને વિભાનો આનંદ, રાત્રિના આંસુ જેવી ઝાકળ પ્રભાતમાં જ ઊડી જાય એમ ઊડી ગયો. પેલી ખિન્નતા પાછી એને આવરી બેઠી. એ કાંઈ ન બોલી શકી. એના હૈયામાં ખદબદતો વલોપાત એને ચહેરે સ્પષ્ટ વાચી શકાય એવો હતો.

"વિભુ, આમ તે હોય? બીજું કોઈ નહિ અને તું?" સાંત્વન દેતાં મેં કહ્યું.

"મન નથી માનતું ધીમુ, જીવન ગુમાવી દીધા જેવું લાગે છે. હું સમજું છું કે એ બધી ખોટી અળોજણ છે, છતાં હું લાચાર છું."

વિભાએ મોં નીચું ઢાળી દીધું. એના પ્રયત્ન છતાં ય એનાં

ઝળઝળીઆં હું વરતી શક્યો. વિભા જાણે દુઃખમૂર્તિ બની બેઠી હતી. મારું મન પણ વહ્યું રહ્યું.

મન પરનો બોજો હલકો કરવા મેં એને જનુભાઈની મુલાકાત-વાળી વાત કહી, મેં કરેલા તર્કવિતર્કની વાત જરા રસમય બનાવીને કહી; જનુભાઈની બદલીની વાત પણ કહી.

બદલીની વાત આવતાં વિભાએ પૂછ્યું: "તારીય બદલી થવાની?"

"હું ધારું છું કે બધાને નાસિક જ રાખશે." મેં કહ્યું.

જેલરે સભ્યતાપૂર્વક પૂછ્યું: "પત્યું? ( Have you finished? )"

અને એ મુલાકાત પતી ગઈ.

વિભાને હું કશો ય દિલાસો ન દઈ શક્યો. એના હૈયા પર તોળાતા ખિન્નતાના ડુંગરાને હટાવવા આંગળી સરખી ય ઊંચી ન કરી શક્યો. એનો બોજો એને પોતાને જ વેઠવાનો રહ્યો.

ઊંડે ઊંડે આ બધાનું કારણ હું છું. મારે જ લીધે એ દુઃખી છે, એવી વ્યથા મનને કોરી ખાતી હતી. વિભા સુખી હોય, પ્રફુલ્લ હોય, ચિંતા કે રંજની નાનકડી રેખા પણ એનાથી જોજનો દૂર હોય, એવી એક પળ માટેય હું પ્રાણ પાથરું, પણ હું શું કરું? હાથપગ બાંધી વહેળામાં વહ્યે જતી માનવ-પોટલી ઘંટીના પડિયાની જેમ તળીએ બેસે એમાં એનો કશો વાંક છે?

કશુંય આશ્વાસન વિભાના વલોવા જતા મનને શાતા દેશે? અને એવી શાતા દેવાનું જોમ મારામાં છે?

અમુ સાથે પણ મેં વાત કરી. મને ચારે બાજુથી ભીંસ જ દેખાતી હતી. વિભા તવાતી હતી એ હું જોઈ શકતો હતો, પણ એના હૈયાને શાન્તિ દેવાની હામ પણ મારામાં નહોતી જણાતી.

અમુની વાતમાં તથ્યાંશ ન હતું એમ હું નહિ કહી શકું. મારી

નજર સામે જ મેં વિભાને રીબાતી જોઈ હતી. જો તાટસ્થ્ય શક્ય હોય તો એ ઉઘાડી આંખે જોઈ શકાય એવી વાત હતી કે કશી જબરી નિરાશા એને ઘેરી વળી હતી. કેવળ મારા જેલમાં આવવાની હકીકત વિભાને આવી નિરાશાના પટમાં આવરી લે એ શક્ય હતું ? એટલી પોચા હૈયાની એ ન હતી. ત્યારે ? એણે જ કહ્યું હતું ને કે જીવન ગુમાવી દીધા જેવું લાગે છે ? ક્યાં એણે જીવન ગુમાવ્યું ? શી રીતે એણે જીવન ગુમાવ્યું ?

મારી ખાતરી હતી કે હું આના જવાબ જાણતો હતો, પણ જીભેથી બહાર પાડવાની હિમ્મત મારામાં નહોતી.

"વિભાના સુખ અને દુઃખને તારી પોતાની સુખદુઃખની વ્યાખ્યા ન લગાડતો. માત્ર આટલું જ નક્કી કરજે કે તારે એને, એ જેને સુખ માને છે તે આપવું છું કે એ જેને દુઃખ ગણે છે તે દેવું છે."

અમુએ કહેલો એકેએક શબ્દ કટારીના ઘા જેવો હતો, છતાં એ ખોટો હતો એમ હું શી રીતે કહું ?

હું વિભાને એ જેને સુખ માને છે તે આપું; પણ એ જેને સુખ માને છે તે સુખનો આભાસમાત્ર છે એ મારા મતે હકીકત છે: અનિવાર્ય, અફર, ટાળી ન શકાય તેવી.

હું એને દુઃખ દઉં એ કલ્પના પણ મને અન્યાયકર્તા છે, છતાં દલીલ ખાતર એમ સ્વીકારીએ તોય એ દુઃખ—ક્ષણભરનું દુઃખ જીવનભરના સુખ માટે હતું.

સુખ ! દુઃખ ! કેવા છેતરનારા શબ્દો છે !

પણ આખરે તો એ બધુંય મનનું જ કારણ છે ને ? ઢાલને ય બીજી બાજુ હોય છે. માનવીનું મન જેને સુખ માને કે દુઃખ ગણે તેને ય બીજી બાજુ હશે ? એમાંય વ્યક્તિની ચશમપોશી ચાલી શકતી હશે ?

વિરાટ કલ્પના જન્મે છે, રંગમઢ્યાં સ્વપ્નાં આવે છે, ભવ્ય મહેલો રચાય છે.

સંહર્તાના ત્રીજા લોચન જેવું હકીકતનું તેજ પડે છે, કલ્પના ઊડી જાય છે, સ્વપ્નાં ભાંગી પડે છે, મહેલ ખંડેર બને છે.

અણુગમતી છતાંય અફર હકીકત ખંડેરમાં અણનમ ઊભી રહે છે: 'ન તું સુખી થઈશ, ન કોઈને તું સુખી કરી શકીશ.'

દિવસ પર દિવસ જાય છે, નવા મિત્રો આવે છે. અચાનક એક સાંજે કોઇને ઉપાડવામાં આવે છે. નવા આવ્યાનો હર્ષ અને મંડળી ભાંગી જતા મિત્રોનો શોક, સહુ એમ ને એમ કાંઠાબંધીમાં વહે છે.

મન પણ એમ જ વહે છે. ક્યારેક તો હું ઢોળાવ પરથી ગબડતા પીપ જેવી દશા ભોગવતો લાગું છું. એને પોતાની સ્વકીય નિયંત્રણશક્તિ જેવી નથી હોતી. મારે છે?

અમુની મુલાકાત આવી ગઈ, તિલુ ભાભી સાથે વિભા પણ આવી હતી.

તે દિવસ પછી અમુએ એ વાત છેડી જ નથી. મારી તો સંવેદના જ એવી છે કે હું વાત ન કરી શકું.

દશમે દિવસે સાંજરે લોકઅપ વખતે જ ચિટ્ઠી આવી. ઉઘાડા ફાટકમાંથી રોગી, દમિયલ, દેશના રંગરાશિ કાગળની ચબરખી હાથમાં પકડી, હવાલદાર આ વખતે દાખલ થાય એને કો'કની બદલીના જ સમાચાર માનવાને હવે અમે ટેવાએલા હતા. માત્ર એમાં નામ કોનું છે એ જ ઇંતેજારી અને ચિંતાનો વિષય બનતો

નામ મારું નીકળ્યું.

નવીનતાની ઉત્કંઠા કે અદીઠની આગાહી મનને ક્ષુબ્ધ કરે એવું તો હવે રહ્યું જ ન હતું. કેવળ વ્યાવહારિક રીતે મેં તૈયારી કરી. અહીં હતા તે સાથીઓ થોડાક દિવસમાં નાસિક મળવાના જ હતા.

એટલે એનો ઝાઝો શોક પણ ન હતો. ટૂકડે બચકે લઈ ગયા કરતાં એકસામટા લઈ ગયા હોત તો વધારે સારું એ ખરી વાત, પણ એ તો સરકારના અધિકારની વાત હતી ને!

હું વિદાય લઈ જેલ દફતરે પહોંચ્યો. મારા વળાવિયા બનનાર ફોજદાર આવી પહોંચ્યા હતા. જેલરે હિસાબ પતાવ્યો, ભથ્થું વગેરે ફોજદારને આપ્યું. ડૉક્ટરે વજન લીધું. વિધિ પત્યો અને હું જેલ-ફાટકની બહાર નીકળ્યો. સંસ્કૃત સુભાષિતના શોખીન જેલરે કહ્યું: सुखास्ते पंथानस्सन्तु ।

મોટા ફાટકમાંથી બહાર નીકળ્યો અને પીઠ પાછળ કાળી લાંબી પહોળી કેદી–ગાડીનું બારણું બિડાયું. આવી એકલ સવારીનો અનુભવ આજ લગી મને ન'તો મળ્યો. હમ્મેશાં જૂથમાં બદલી થઈ હતી, પણ ત્યારે તો સામુદાયિક લડત હતી ને! અત્યારે તો વ્યક્તિગત વિરોધ છે!

મારાથી હસી પડાયું. શાં શબ્દોનાં છાટકાં છે!

કેદીગાડી વેગથી દોડતી હતી. રસ્તાની બન્ને બાજુ આવેલી ઝાડની ઘટાને જોતો હું ઊભો જ રહ્યો હતો. ગાડી પૂલ પર વળી. ઠંડીનો ચમકારો હતો. પૂલ પરના દીવા વહેણના પાતળા લીસોટા પર ક્યાંક ક્યાંક પ્રકાશ રેલતા અને પાણી ખાનદાનીભરી રીતે એ મુજરો ઝીલતાંય હતાં. દૂર દૂર ધોબીઓની ભઠ્ઠીઓ બળતી હતી.

નજર નાખીને હું આ જોઈ રહ્યો. ના, હું એમને–એ પાણી, રેતનો પટ, ધોબીની ભઠ્ઠી સહુને–આંખમાં ભરી રહ્યો હતો. ક્યારે ફરીથી હું જોવા પામીશ એમને?

સ્મૃતિ જાગી.

આ કાંઠાઓ પર બેસીને કેટલીય સંધ્યાનાં રંગદર્શન જોયાં છે!

પણ એને ક્યાં યાદ કરું? આ જ કાંઠે પેલો જીવનસંગ્રામનો

મહાપાઠ નજરે પ્રત્યક્ષ જોવા મળ્યો હતો ને! પ્રગતિ, સુખ, સહુ સંઘર્ષમાંથી જન્મે છે. જીવન કંઈ ખાધું, પીધું અને રાજ કર્યું, એવી ખરી વાર્તા નથી જ.

મનમાં એક જ વસવસો રહેતો હતો: જતાં પહેલાં વિભાને મળાયું હોત તો? ફોજદારને કહું તો ખબર મોકલાવશે? કહું? ના કહેશે તો?

સ્ટેશનયાર્ડને ખૂણે અંધારામાં ગાડી ઊભી રહી. ફોજદારના કહેવા પ્રમાણે એક કલાક મારે અહીં જ બેસી રહેવાનું હતું. ટ્રેઈન ઉપડવાના સમયે જ પ્લૅટફોર્મ પર જવાનું હતું. મનમાં ભાંજગડ તો થતી હતી. ટેલીફોન કરે-કરવા દે તો ઘેર અને વિભાને ખબર દઈ શકાય. ગડમથલને અંતે એણે ખબર દેવાનું તો સ્વીકાર્યું નહિ; પણ મને એ પાંજરામાંથી બહાર બેસવાની પરવાનગી મળી.

અને ત્યાં તો વિભા આવી, પહોંચી. એ આવી એ જ મારે મન મહદ્ આશ્ચર્યનો વિષય હતો. મેં એને પૂછ્યું; એના જવાબે મને નિસ્તબ્ધ કરી દીધો.

જેલમાં મુલાકાત લઈ ગયા બાદ એ રોજ રાતે સ્ટેશન પર આવતી હતી. 'એના' ધીમુને અચાનક જ જેલબદલી કરાવે અને એ એથી અજાણ જ રહે એ કેમ પાલવે? બહુ બહુ તો સ્ટેશનનો ધક્કો જ પડવાનો ને! એમાં શું? બીજું કરવાનું ય શું હતું? કાળ જ કાપવાનો હતો ને!

વર્તમાનની આડમાં છુપાએલી ભાવીની કો'ક સુભગ પળ માટે રાહ જોવાની!

વિભાની ભક્તિ, તન્મયતાએ મને પાંગળો બનાવી મૂક્યો. બીજા કો'કની આવી વાત સાંભળી હોત તો એને હું પાગલપણું કહેત. લોકોત્તરતાય અણસમજી રહે તો પાગલપણું જ જણાય છે ને!

બીજાઓને ખબર દેવાની સૂચના મેં કરી, પણ વિભાએ તો જાણે એનો ખ્યાલ સરખો પણ ન કર્યો. મેં બીજી વાર એ વાત કરી ત્યારે એણે 'બીજાને શું છે?' એવું એને મોંએથી કદી પણ ન સંભળાએલું વાક્ય કહ્યું. જાણે હું એની એકલીની મિલ્કત ન હોઉં!

વિભામાં ક્યારેય મેં આવી આપમતલબ ન'તી ભાળી. જ્યારે ને ત્યારે એના ઉદાર હૈયાનો જ મને પરિચય હતો. આવો ફેરફાર શક્ય હોઈ શકે?

રેલવે–બારને પાછલે પગથીએ અમે બેઠાં. મનમાં હું વિભામાં નજરે ચઢતા આ પલટાને પીંખી રહ્યો હતો, ત્યાં એણે જ વાત કાઢીઃ

"તારી નજરમાં તો હું સ્વાર્થી જ દેખાતી હોઈશ, આવડી નાનકડી વાતમાંય હું હલકટ લાગતી હોઈશ."

એના અવાજનો કંપ વધતો હતો

"હું બીજાનો વિચાર જ નથી કરી શકતી; તું મારો છે, મારો છે."

મારે ખભે માથું ઢાળી એ બેસી રહી. વધુ કાંઇ ન બોલતાં અમે બન્ને મૂંગાં રહ્યાં. એની નિરાધારી–ભલે કેવળ મનનું જ બંધન હોય છતાંય–મર્મને વીંધતી હતી, પળભર મને મારે માટે અભિમાન પણ આવ્યું, પણ ભક્તિભાવ પ્રેરતી, પૂજનીય નિઃસહાયતા...

કોઈ પાછી ફરતી મોટરની તીખી આંખોએ પળભર અમારા પર રોશની પાથરી અને જાણે એની પોતાની આંખો તેણે ભરાઈ ગઈ હોય એમ પાછી ખેંચી લીધી.

એ તો એમ ને એમ બેઠી હતી. મારી સમીપતા સાધીને જ એ ધન્યતા અનુભવતી હતી. એક પણ શબ્દ એના પરમ સુખને જાણે નંદવી દેતો હોય નહિ!

હું એ ધન્યતા ન'તો અનુભવી શકતો. એને સ્થાને મને

જવાબદારીનું ભાન થતું હતું. પામરતાની સતત સંવેદના વિકરાળ રૂપ ધારી બેઠેલી ખ્યાલાત, સહુ એના બોજ નીચે મને દળી રહ્યા હતા.

પ્રયત્ન કરી હું બોલ્યો:

"વિભા, હૈયાની લાગણીને તો સંજીવિની બનવાનું છે, જીવન ટકાવી રાખવાનું એકમાત્ર ઔષધ બનવાનું છે; એને જ જીવનનો હ્રાસ કરનાર બનાવીને જીવવું મુશ્કેલ છે."

એણે સાંભળ્યું, અથવા એ સમજી કે નહિ તે તો હું નથી કહી શકતો. માત્ર એ આટલું બોલી: "મરણની પળ આવી જ સુભગ હોય તો કેટલું સારું!"

મને કમકમાં આવ્યાં. વિભાને મોંએ આવી વાત પણ કેમ આવી હશે? એને આવો ખ્યાલ પણ કેમ આવ્યો હશે?

"Excuse Me; પણ હવે આપણે અંદર જઈશું કે?" ફોજદારે પૂછ્યું.

એ ક્યારે આવ્યા હતા તેની પણ અમને ખબર ન હતી. તરત જ અમે ઊભા થયા અને 'સ્ટેશનના જેલ ગેટ'થી પ્લેટફોર્મ પર ગયા.

પ્લેટફોર્મ પર જાણીતા ચહેરાઓ પણ હતા. ઓળખાણનું સ્મિત વિભાને મારી પડખે જોતાં સહેજ વક્ર બનતું. મને જનુભાઈનું પેલું વાક્ય યાદ આવ્યું: 'કાયદેસર!' વિભાને એ કહ્યું હોય તો? બીજા વિચારે મેં એ વૃત્તિ દબાવી દીધી.

મારા અને પોતાને માટે ફોજદારે પહેલેથી જ બીજા વર્ગની બે બેઠક રિઝર્વ કરાવી હતી. સરકાર આ વખતે કોઈ જુદી જ રીતે વર્તતી હતી! સામાન ફોજદારનો ઓર્ડર્લી ઊંચકાવીને લાવતો હતો.

અમારા ડબ્બે પહોંચ્યા ત્યારે થોડાક મિત્રો ત્યાં રાહ જોતા ઊભા હતા. ક્યાંથી ય એમણે પગેરું પકડી પાડ્યું હતું. ખુશી ખબર

પૂછવા કરવામાં ય થોડી પળ માટે તો હું વિભાને ભૂલી ગયો. ભાન આવ્યું અને વિભાને શોધવા મેં નજર દોડાવી ત્યારે વિભાને ધ્યાનસ્થ બનીને ઊભેલી જોઈ.

ઓછી ભીડ જોઈ, પ્લેટફોર્મના બાગના ખૂણે એક બાઈ બેઠી હતી અને એની પાસે એક બાળક રમતું હતું, બાળક એની રમતમાં મસ્ત હતું. બાઈ એની રમતને જોવામાં તલ્લીન હતી; વિભા એ બન્નેને જોવામાં સમાધિસ્થ હતી.

મિત્રોની ભીડમાંથી આઘે જઈ મેં વિભાને ધીમેથી હાક મારી. વિભા ચોંકી, અને શરમાઈ. એને લાગ્યું કે હું એનું દિલ વાંચી ગયો. હળવેથી એ બોલીઃ "ધીમુ!"

પાછી એની નજર પેલા મા–બાળકના જોડકા પર પડી. અને ત્યાંથી નજર ઊઠાવી એણે મારા પર સ્થિર કરી.

કેટકેટલું ભર્યું હતું એ નજરમાં! માનવહૈયાએ જાણ્યા હશે એ! સર્વ ભાવ એમની અખંડતા જાળવીને ત્યાં ડોકાતા હતા.

પણ વિભા શું માગતી હતી?

ફોજદારે હાક મારીઃ "ડબ્બામાં જ બેસો ને!"

એમની સૂચના ય જાણે પ્રભુપ્રેરિત હતી. અગવડમાંથી આવો ઉગારો મને જીવનમાં ઘણીય વાર મળ્યો છે. ધાડું આખું ડબ્બામાં પેઠું.

આ વખતે જેલમાં કેમ છે અને શું છે તથા શહેરમાં શું ચાલે છે અને હવે કોણ જવાનું છે વગેરે વાતો ચાલતી જ રહી. વિભા એક ખૂણામાં ચૂપચાપ બેઠી હતી. એની મૂગા રહેવાની શક્તિ પણ અપરિચિત જણાય છે!

મિત્રો તો કાંઈ વાત છોડે એમ ન હતા એટલે મેં જ વિભા સાથે વાત કરવા માંડી. કાગળ વિષે, મુલાકાત વિષે મેં એને વાત કરી. પદરના ખર્ચે જેલમાં થોડી ખરીદી કરવા દે છે એ પણ કહ્યું.

મેં એને કાગળ લખ્યો છે તે જણાવ્યું. અમુની પણ થોડા જ દિવસમાં આમ બદલી થશે તે કહ્યું. કિશોર અને બાપુને વારંવાર મારા વંદન કહેવા કહ્યું.

અજબ ઔત્સુક્યથી વિભા આ સાંભળી રહી હતી. આખી વાત મેં એના સિવાયના બીજાઓ માટે કરી હતી. એને માટે તો શબ્દ પણ બોલી ન શક્યો! અક્ષર હોઠ બહાર નીકળતો જ ન હતો!

ડંકા થયા. મજલ શરૂ થવાની તૈયારી હતી. ડબ્બામાંથી મિત્રો નીચે ઊતરતા હતા. વિભા ય ઊભી થઈ. હું તેની પાસે ગયો. વિભાની જ વાતમાં સંતાકૂકડી રમતી જીભને ય હવે તો હું બહાર લાવ્યો.

"વિભા, શેખી ન માનતી, પણ મનને મનાવજે. વખત તો આમ વહી જશે." અજાણતાં જ મારાથી ચપટી વાગી ગઈ. અંદર આવવા મથતા ફોજદાર બારણામાં જ બધાના ઊતરવાની રાહ જોતા ઊભા હતા. કોણ જાણે કેમ પણ અમે ત્રણે હસ્યાં.

"અને તબિયત સાચવું, એટલું જ ને!" ખિન્નતાના ડુંગરાઓ નીચે ક્યાંય દટાઈ ગએલી પેલી અસામાન્ય વિભાનો ચમકારો થયો. એ યત્ન પાછળ કેટલો વલોપાત છુપાયો હશે એ મારાથી અજાણ્યું ન હતું. મારું હૈયું વિભાને વંદી રહ્યું હતું.

વિભા બારી બહાર ઊભી રહી. હું ય ત્યાં જ ઊભો રહ્યો. એનું એ જ હવામાન ટકાવવા મેં કહ્યું: "એટલું માનતી હોય તો તો જોઈતું'તું શું?"

ગાડી ઊપડી. સિગ્નલોનાં થડિયાં પાછળ વિભાની સ્થિર મૂર્તિ ક્યાંય સુધી નજરે પડી. વળાંક આવ્યો અને આખીએ દુનિયા જાણે પલટાઈ ગઈ. પ્લેટફોર્મ અને વિભા ક્યાંય અલોપ થયાં. લાંબો શ્વાસ ભરી મેં બારીમાંથી ડોકું અંદર લીધું.

ફોજદાર સાહેબ કોટ કાઢતા હતા. કોટ ખીંટીએ ભરાવી એમણે

કોટના ગજવામાંથી સિગારેટ અને દીવાસળી કાઢયાં. બેઠક જમાવી એમણે સિગારેટની પેટી મારી સામે ધરી. વિનયપૂર્વક મેં ના પાડી. એમણે સિગારેટ કાઢી સળગાવી. આ વખતે મને જેલના ફાટક બહાર મારી ધરપકડ કરી ગએલા ફોજદારની સિગારેટ અને એના ફૂંફાડા મારતા છેલ્લા તણખા યાદ આવ્યા.

"Mrs. seems to have taken things rather seriously" (તમારાં પત્નીને આ બધું જરા લાગી આવ્યું જણાય છે) એમણે વાતનો ગોળો ગબડતો મૂકયો.

હું ચમકયો. એમના ચહેરા પર જરાય ફેરફાર ન હતો. એમણે મને અને વિભાને ચોક્કસ પતિપત્ની માન્યાં જણાતાં હતાં. મારી ધ્રૂજરી એમની નજરમાં નહિ આવી હોય; કારણ કે એમણે તો આગળ ચલાવ્યે રાખ્યું:

"તો ય ભાઈ તમે લોક બહાદુર છો. અમારે ત્યાં તો ભાઈ, રાતે રોન પર જવાનું હોય તો ય ઝઘડો ઊભો થાય. અને આ તો જેલ. ગમે તેવી તો ય જેલ એ જેલ. અને તમે ભલેને ત્યાં એ ભગવાનને ખોળે પડયા હો, પણ એમને તો ચિંતા થાય જ ને!"

ફોજદાર સાહેબ વાત કરવાની રંગમાં હતા. વાત મારા પરથી એમની પોતાની વીતકકથાનું વર્ણન બનતી હતી એટલે મેં ય એમાં અંતરાય ઊભો ન કર્યો.

ફોજદાર સાહેબ બિચારા એમના અરસિક અને ચીલાથી જકડાએલા ગૃહજીવનના જીવતા શહીદ હતા. એમનાં પત્ની, એમના કહેવા મુજબ જૂના જમાનાનાં હતાં. અને પાછી એમની કામગીરી ય જબરી. લોકની દાઢમાં એવી ચઢેલી કે ઘેર એમનું ય કોઈ ન માને. એક વાર એમની 'બીટ'માં ધાડ પડી અને એક ખૂન થયું. રાતે ચોકીનું તેડું આવ્યું. આંખો ચોળતા ચોળતા બિચારા તૈયાર તો થયા,

પણ પત્ની જવા દે તો ને ! પહેલાં તો એને ખાતરી કરાવવી પડી કે આ કાંઈ છટકી જવાનો પેંતરો ગોઠવેલો નથી. અને ખાતરી થઈ ત્યારે ય કશો જંતરમંતરનો કાળો દોરો કાંડે બાંધ્યા વિના તો ન જ જવાયું.

ફોજદાર સાહેબ સિગારેટના ધુમાડામાં પોતાના જીવનનો ધુમાડો જોતા હતા. જીવ મળ્યાનો સંતોષ એમને સાંપડ્યો ન હતો એટલું જ. મન માળવે જાય અને કર્મ કોઠીમાં ખાંખાખોળ કરાવે એવી દશા હતી.

હું ખપપૂરતી ટાપસી પૂરતો હતો. વાતનાં વહેણુ વગર અટક્યે ચાલ્યા કરે એટલું જ મારે જોઈતું હતું. પણ મનમાં ને મનમાં તો હું જગતના વિચિત્ર વૈષમ્યનો વિચાર કરી રહ્યો હતો.

પેલા અંગ્રેજ કવિની પંક્તિઓ જ જાણે પાટા–પૈડાના ઘર્ષણમાં ગવાતી હોય એમ મને થતું:

> To each his sufferings All are men
> Condemned alike to groan.

(માનવી માત્ર દુઃખની સાંકળે બંધાયું છે. કો'કનું કોમળ હૈયું બીજાને માટે દ્રવે. નિષ્ઠુર અદય પોતાના દુઃખને રુવે. પણ હરેકને દુઃખ તો ખરું જ.)

> The tender for another's pain,
> The unfeeling for his own.

સુખ અને દુઃખ જો આમ મનનાં જ મનાવણું હોય તો એમાં સત્ય શું હોઈ શકે ? એમની ચિરંજીવતા ય કેટલી ?

ફોજદાર સાહેબ પોતાનું દાસ્તાન કહેતા હતા અને હું આવા મનના મણકા ફેરવતો હતો. અચાનક મને વિભાનું પેલું વાક્ય યાદ આવ્યું : મરણની પળ આટલી જ સુભગ હોય તો કેટલું સારું !

વિભાને જીવનથી આટલો અસંતોષ હશે ! જિંદગીમાં એને આટલી નિરાશા આવી કે કુમળીનીમાં જ એણે મૃત્યુના ખ્યાલ કરવા માંડ્યા ?

અને પેલી બાઈ અને બાળકને જોતાં એની આંખો, એનો આખો દેહ કેવો સતૃષ્ણ તલસાટ અનુભવતો હતો !

દુનિયામાં બીજા સુખી છે અને પોતે દુઃખી છે, એ ખ્યાલ એને કેટલો દમી રહ્યો છે ! જીવનનું પરમ પ્રાગટ્ય બીજાને સાંપડ્યું છે અને પોતે એનાથી વંચિત છે એ વિચાર—કદાચ હકીકત—રહ્યા સહ્યા જીવનને ય ડામી રહ્યો છે.

પણ એમાં એને દોષ દેવામાં કે એના દુઃખને કેવળ ઊર્મિવશ તરંગ માનવામાં ય નરી નિર્દયતા નથી ? લોકોત્તરતાના નામે એને નિંદવામાં તો માનવતાનું પૂરું અપમાન છે.

કોઈએ મને એ વખતે એમ કહ્યું હોત કે હું પોતે વિભાની આવી કરુણ દશા માટે જવાબદાર ન ગણાઉં એટલા માટે જ હું આ રીતે વિચાર કરું છું અને અજ્ઞાત મનમાં ચાલતી વિચારપ્રક્રિયાનો પ્રત્યાઘાત શોધી રહ્યો છું તો હું કદાચ એનો ઇન્કાર તો ન જ કરી શકત. અત્યારે એક નવો જ વિચાર મનને એની કાળમૂઠીમાં દબાવી રહ્યો હતો. પહેલાંય મારી નજરમાં હું ગુન્હેગાર તો હતો જ, છતાં વિભાના દુઃખનું કારણ હું હતો. અત્યારે એમાં એટલો ઉમેરો થયો હતો કે એને સુખી કરી શકે એવું કોઈ પણ હોય તો તે માત્ર હું જ હતો. અને હું કશું ન'તો કરતો !

વિભાના કે કોઈનાય કહ્યા વિના કે આંગળી ચિંધ્યા વિના આંખે ઊડીને બાઝે એવી એ હકીકત હતી. એ સુખ શું હતું તેનું ભાષ્ય પણ કોઈએ કરવાનું ન'તું રહેતું. કોઈ પણ અબુધ પણ સમજી શકે એવું એ હતું. અને હું એ નહોતો સમજતો એમ પણ કેમ કરીને કહું ?

મારી જડતાનું તીવ્ર ભાન તો મને બીજી રીતે થયું. મનમાં ને મનમાં હું વિચારતો હતો કે મારા જેવી જ દશામાં મુકાએલ કોઈ મારી સલાહ માગી હોત તો સલાહશોખી મેં શી શિખામણ ઠાલવી હોત : પલકારો ય ચોર્યા વિના મેં એને સાહસપ્રિય થવા કહ્યું હોત, વાણિયાશાહી સરવાળા–બાદબાકીને કેવળ ચોપડાના કાગળોમાં રાખવા કહ્યું હોતઃ જિંદગી જિંદાદિલીનું નામ છે વગેરે વગેરે વાક્યો પ્રકાશના વેગે મારા મનમાં ગોઠવાતાં હતાં.

અને એ વાક્યોને મારા પ્રતિ જ વાળવાનો, હવામાં વેરાઈ જતા એ શબ્દોને વર્તનનો દેહ આપવાનો સમય આવ્યો ત્યારે !

હું નિસ્તબ્ધ બની ગયો. હું ય દંભનો અંચળો ઓઢીને જ ફરતો હતો ને ! આદેશેલું આચરવાની અશક્તિ તો કદાચ ક્ષમ્ય પણ હશે, પણ એમ આચરવાની નામરજી, અને એ અનિચ્છાને મોટા સિદ્ધાન્તનું રૂપ આપવામાં રહેલો દંભ તો ક્ષમ્ય નથી જ.

વિભાની કલ્પનાનું સુખ જો મારા યત્નથી જ શક્ય બનતું હોય તો મારે જ એ યત્ન કરવો જોઈએ.

અને આ વિચારના વેગમાં જે જે કલ્પનાઓ મનમાં રમી ગઈ તે તમને કહું તો તમે મને કદાચ કોઈ માનસરોગી ય માનશો. પણ મારે તમારાથી કશુંય છુપાવવું નથી. શા માટે હું તમારાથી કશું છુપાવું ? મનોવેગના કોઈ પણ ઊભરા પર દિલચોરીનું ઢાંકણુ મારે નથી મૂકવું. તમારી નજરમાં પામર ગણાતા મને ઉરદંશ નહિ લાગે. પણ મેં તમારાથી કશું છુપાવ્યું છે, પળે પળે પલટાતા મારા વિચારોને મેં એમના નગ્નમાં નગ્ન રૂપે તમારા આગળ રજૂ નથી કર્યા એનો કારી દંશ મને મારી પોતાની નજરમાં દગાખોર ઠેરવશે. અત્યંત નિરર્થક, સદંતર, નિર્મૂલ, પૂરા પાગલ વાહિયાત છતાં એ મારા ખ્યાલ છે.

મેં વિચાર્યું : જેલમાં જ લગ્ન કરી નાખું તો ! ખ્યાલ કાંઈ દીવાનાપણાના મજલદંડ જેવો નહોતો. મારા પહેલાં પણ ઘણાએ એમ કર્યું છે, વિભાને એથી પરમ સુખ થશે. અને બીજું હું અત્યારે શું વાંચ્છતોય હતો !

પણ સંતોષનો ફુગ્ગો ઝાઝો ન ટક્યો. દૂધમાંથી પોરા કાઢનાર સમાજ શું કરશે—અને એ વિષે તો જરાય વસવસો ન હતો—એ વિચારે જ મને કમકમાં આવ્યાં. ડીમડીમ વગાડીને સમાજ હજાર હજાર જીભે બોલતો હતો. જોયું ને ! જેલમાંય પરણવું પડ્યું ! શું કરે ? નાખ્યા નહિ પહોંચતા હોય ત્યારે જ આમ કરવું પડ્યું હશે ને ! આજના જુવાન ! ન મળે સંયમ, કેવળ સ્વચ્છંદી ! બિચારી ફૂલ જેવી છોકરી ! અને ભાઈ તો પાછા દેશનેતા થઈને ફરતા હતા ! ભોળવી છોકરીને, બીજુ શું ?

આવી કલ્પનાય ચાબખા પર ચાબખા લગાવતી હતી. મારું તો ઠીક પણ બિચારી વિભાનું શું થાય ? એનું સ્વમાનની સુરખીભર્યું જીવન તો ધૂળમાં જ મળે ને ! એનાથી તો જીરવાય જ નહિ.

આ જ એને સુખી કરવાનો હું વિચારી શકતો હતો. એ માર્ગ આ તે હું એને સુખી કરતો હતો કે સમાજની નિર્મળ નિંદાનું પાત્ર બનાવતો હતો ! મારી કલ્પનામાં પણ આવું વગરવિચાર્યું કેમ દાખલ થતું હશે ? સુખની કલ્પનાય દુઃખદ બને એવી કશી કરામત મેં ભારોભાર મારી પોતાની કરી છે. મારો સ્પર્શ થાય અને ત્યાં ચિંતા, દુઃખ, દર્દ આવે—આટલી જ હતી મારી જીવનસિદ્ધિ.

મને પેલો પ્રસંગ યાદ આવી ગયો. વર્ષો ઉપરની વાત છે છતાંય આજ મને એની સાદ્દશ સ્મૃતિ છે.

મારી શેરીને નાકે જ એક ઘર હતું. કૉલેજથી પાછા આવતાં જોયું તો ત્યાં પાંચસાત બૈરાંઓનું ટોળું જામ્યું હતું. જાળીઆમાંથી

ધુમાડો બહાર આવતો હતો અને કશી તીવ્ર ગંધ–ગાંડાતૂર બનાવી દે એવી–ત્યાં ફેલાઈ રહી હતી. કો'કે બૂમ મારી 'આગ લાગી'. અને ભયની લાકડીએ એ માનવઢોરને હાંકી મૂક્યાં. ઉઘાડા બારણામાંથી દાદર ચડી હું ઉપર ગયો. અને મેં જે જોયું તેથી તો હું હેબતાઈ જ ગયો. એની યાદ પણ આજે મને ધરતીભેળો કરી દે છે.

યમુના બળતી હતી. હાથે અને પગે બાંધેલી લોખંડની સાંકળો લાલચોળ થઈ ગઈ હતી. વાળ તો જાણે માટીના એક મોટા પિંડા પર, અસંખ્ય અગરબત્તીઓ એકસામટી બળીબળીને એમના છેડા લગી આવી હોય એવું લાગતું હતું. મોંમાં ભરાવેલો લૂગડાનો ડૂચોય બળી રહ્યો હતો.

હેબત ખાઈ ગએલા મનને સ્વસ્થતા પામતાં એક બે ક્ષણ થઈ. અને પૂરું ભાન લાધ્યું ન લાધ્યું ત્યાં તો મેં એના ઉપર, પાસે પડેલા તપેલામાં રહેલું પ્રવાહી છાંટયું. પણ એથી તો અગ્નિદેવ વધુ રમણે ચડયો. અને ત્યારે જ મને ભાન આવ્યું કે એ પાણી ન હતું, ઘાસતેલ હતું.

એ કથા મારે વધુ નથી કહેવી. પણ અત્યારે ય એ વાત મનમાં તો કાંટાની જેમ ખૂંચે છે કે પાણીની જગાએ હું ઘાસતેલ જ રેડી આવ્યો હતો. ક્યાંય, ક્યારેય, જગતભરની બધીય ભલી નેમ છતાં મારાથી સારું કામ નથી થઈ શક્યું. એક યા બીજા રૂપે મેં જ્યારે અને ત્યારે બળતામાં ઘાસતેલ જ રેડયું છે.

વિભાને ય...

ચોંકીને હું પથારીમાં બેઠો થઈ ગયો. ફોજદાર સાહેબે પૂછ્યું: લાઈટ બંધ કરું? મેં હા તો પાડી પણ મનમાં એ જ મુદ્દો ઊઠયો કે જે અગ્નિશિખાઓ, મારાં સાનભાન, બુદ્ધિ, સમજણ સહુને લપટાઈ ગઈ છે તેને હું કે કોઈ પણ કેમ કરીને બૂઝવવાનાં હતાં? એ તો આખરી દમ લગી આમ ને આમ દમતાં જ રહેશે!

આખી રાત મેં મટકું ય માંડયું નથી. બંધ બારી પર પવન પછાડ ખાતો અટકતો જ ન હતો. મારાં ફાંફાંય એનાંજ ફોગટ હશે ? એમ જ પછાડા મારતાં મારતાં, પીડમાં વેગ ભરી પોલા હાકોટા કરતાં અફળાઈ કુટાઈ વેરાઈ જવાનું હતું ? કોણ જાણે !

ફોજદારે મારી બરદાસ્તમાં જરાય મણા રાખી ન હતી. એમની આખી વાતનું ધ્રુવપદ હતું વિધિએ એમની કરેલી ક્રૂર મશ્કરીઃ એમનું લગ્ન અને એમનાં સહધર્મકર્મચારિણી, એમની વાતના શબ્દેશબ્દમાં જેને એ મારું પરમ સૌભાગ્ય માનતા હતા તેને માટે અસૂયાભર્યો આદર હતો. મારું મૌન એમને મન મોટાઈનું સાહજિક લક્ષણ હતું. હું કેમ મૂગો રહેતો હતો તેનું ખરું કારણ મેં એમને જણાવ્યું જ નહિ. માત્ર એમની વાત હું સાંભળતો જ રહ્યો.

દેવલાલી સ્ટેશનેથી, યુરોપમાં ખેલાતા યુદ્ધમાં પકડાએલા કેદીઓ માટે બંધાતી બરાકો જોઈ શકાતી હતી. ધરતી પરનો એક લીસોટો ઓળંગવો એ જાન સાથે ખેલવા જેટલું ખતરનાક હતું એમ જણાવતું પાટિયું પણ ત્યાં લાગ્યું હતું. ત્યાં રહેવાના હતા યુદ્ધકેદીઓ, જેમના હાથમાં કદાચ હથિયાર હોત તો...પણ એમની સાથે આંતરરાષ્ટ્રીય કાનૂન મુજબ અંગ્રેજને વર્તવાનું હતું. અમે તો હતા ગુલામ દેશમાં જન્મેલા ગુલામો; અમને લાગુ પડતો કાનૂન તો શાહીવાદી શોષણનો હતો. અમારી અને એમની સરખામણી પણ શી રીતે થઈ શકે ?

નાસિક સેન્ટ્રલ જેલમાં હું આવી પહોંચ્યો. '૩૨માં પણ હું અહીં હતો. પણ ત્યારે તો જેલ બહાર ઊભી કરેલી કેમ્પ જેલમાં અમે હતા. એ વખતે 'કેમ્પ જેલ'માંથી પાકી જેલમાં–ચક્કરમાં–જવું એટલે તો 'ગરમ' થવા જવું એ અર્થ થતો હતો. ભાઈ અમરતલાલનો કિસ્સો બન્યો ત્યારે ય હું અહીં જ હતો.

પણ આ સમયે ઘણો બધો પલટો હતો, એમ મારે કબૂલ

કરવું જોઈએ. જેલ અમલદારોને સદાય અજાણ્યુ રહેલા સામાન્ય વર્તનના ગુણો–સભ્યતા વગેરે–આ વખતે ઠીક રીતે નજરે ચડતા હતા. કદાચ મહાસભાવાદી પ્રધાનમંડળનો ય એ વારસો હોય; શ્રી. મુનશીને એના ધન્યવાદ દેવાના હોય.

સત્યાગ્રહીઓના આવવા પહેલાં સામ્યવાદીઓ જેલમાં આવી પહોંચ્યા હતા. ભોંય ભીતરમાંથી કે ધરતી પરથી પકડીને સરકારે એમને અહીં મોકલી આપ્યા હતા. (પછીથી જણાયું એ મુજબ તો કેટલાક કિશોરોને તો સામ્યવાદી બનવાની તાલીમ મળે એ માટે જ જાણે મોકલ્યા હતા!) અને અહીં આવીને એમણે અહીંનો વસવાટ બને એટલો સુખદ અને સગવડભર્યો બને એ પ્રયત્ન કર્યો હતો, પણ હવે સત્યાગ્રહીઓનું વહેણ વહેવું શરૂ થયું એટલે એમની જુદી બેરેક બની, સત્યાગ્રહીઓની જુદી પડવા લાગી.

ખાસ કરીને મુંબાઈ અને ગુજરાતના સત્યાગ્રહીઓ, જેમને નજરકેદ રાખવામાં આવ્યા હતા અને જેને સરકારે પ્રથમ વર્ગમાં મૂક્યા હતા તેમને અહીં રાખવાનો સરકારનો ઈરાદો લાગતો હતો. બીજા વર્ગના નજરકેદીઓનો મુકામ સરકારે થાણા નક્કી કર્યો હતો.

જૂની પિછાણવાળાને મળવામાં, અને નવી ઓળખ બાંધવામાં દિવસ પૂરો થયો. લોક–અપનો સમય લંબાઈ લંબાઈને સાત આઠ લગી પહોંચી ગયો હતો. દીવો, હમણાં તો બે ઓરડી વચ્ચે નિષ્પક્ષ-પાતપણે પોતાનો પ્રકાશ વેરતો, ઊંચે ભીંતમાં હતો; પણ એની નીચે આવવાની સંભાવના થઈ હતી. હરેકને અલગ અલગ ઓરડી હતી એટલે વાંચવા લખવાનું પણ સુખ રહે એમ હતું.

ધીરે ધીરે હું આ જીવનમાં પલોટાતો ગયો. લગભગ રોજ કોઈ ને કોઈ નવું માનવી આવતું; જૂની ઓળખાણ હોય કે ન હોય પણ જૂથમાં ખૂંપી જતું. અમુ પણ આવી પહોંચ્યો. વિભા તિલુભાભી સાથે સ્ટેશને આવી હતી.

"વિભાની તબિયત ઠીક ન'તી લાગતી. કહે છે ધીરો તાવ પણ રહ્યા કરે છે, અને આખું અંગ ભાંગતું લાગે છે."

"બધું મનનું છે, અમુ" મેં કહ્યું "આખીએ વાત એણે એ રીતે મન પર લીધી છે."

વિભાનો કાગળ પણ આવ્યો. એની તબિયત વિષે એકેય અક્ષરે એમાં ન હતો. માત્ર 'સૂનું સૂનું લાગે છે' એટલું વાક્ય એણે લખ્યું હતું. અઠવાડિયે લખવા મળતા બે કાગળમાંથી એક હું વિભાને જ લખતો, એણે મને તબિયત વિષે ન'તું લખ્યું માટે મેં ફરિયાદ પણ કરી અને એને પૂરો આરામ લેવા તથા દવા વગેરે કરાવવા બની શકે એટલી લાગણીથી વિનંતિ ય કરી. વિભાનો લાક્ષણિક જવાબ આવ્યો: "મને કશુંય નથી થયું. અમુભાઈને એ તો એમ લાગ્યું હશે. અને તારી ખાતરી કરાવવા તો હું મુલાકાતે આવવાની જ છું."

દિવસ પર દિવસ જતા હતા, પણ જે સ્થિરચિત્તતા હું માનતો હતો કે જેલમાં મળશે તે દુશ્વાર હતી. સમજી ન શકાય તેવા કારણસર બુનિયાદી સાથીદારી ગેરહાજર હતી. કશીય વાતચીતમાં દિલચોરી હતી. બધું કાગળના ફૂલ જેવું લાગતું: રંગ હતો, ઘાટ હતો, પણ ફોરમ ન હતી અને ન હતી લાક્ષણિક કુમાશ.

વિભા મુલાકાતે આવી. જેલ સત્તાવાળાઓએ પહેલાં તો એને મુલાકાત આપવાની ના પાડી, પણ પછીથી મુલાકાત આપી. વિભાએ જ કહ્યું: "મેં એમને આપણાં સગપણની ખાતરી કરાવી આપી." મેં કહ્યું: "એ તો સ્ત્રી જાણીને તને પાછી ન કાઢી."

"તો એમાં મારું શું ગયું? મને તો મુલાકાત મળીને!"

વિભા પ્રયત્નપૂર્વક આનંદમાં હતી. મેં એને અંદરની હાલતની વાત કરવા માંડી તે તેણે માની જ નહિ. "તમને લોકને તો

જાણે જૂઠું બોલવાની આદત જ પડી ગઈ છે. અમે ફિકર કરીશું એ ખ્યાલથી તમે લોક જૂઠું જ બોલો છો." વિભાએ કહ્યું.

"તે તમે ક્યાં સાચું જ બોલો છો?" મેં ટકોર કરી.

"આ અમુભાઈએ તો ગજબ કરી મૂક્યો છે! લે તું જ જો, અને કહે: હું માંદી છું!" ચેતનાનો ચહેરો દેખાડી વિભાએ મને પૂછ્યું.

મેં ધારી ધારીને જોયું. મને તો ખાસ કશો ફરક ન દેખાયો. પણ તાવની તે કાંઈ નજરથી ખબર પડતી હશે! હા, આખીએ વાત દરમિયાન એણે પેલા ખુંખારા ન'તા ખાધા.

"કહે હવે, કોણ જૂઠું બોલે છે?" એણે પૂછ્યું.

"કોઈ નહિ." મેં જવાબ દીધો. અને ઘણા સમય બાદ એની મોંછા પર મેં સહજ સ્વયંભૂ નિર્મળ હાસ્ય જોયું. વિભાની મોંછા આવી જ સ્મિતભરી નિરંતર રહે તો કેવું સારૂં!

મુલાકાત પૂરી થવા આવી. વિભા કશુંક પૂછવા ચાહતી હતી પણ સંકોચાતી હતી એમ મને લાગ્યું, પણ મેં એને મોંએ જ વાત કઢાવી: મને અઠવાડિયે ચાર કાગળ બહારથી મળી શકે એમ હતું તો એ અઠવાડિયે બે કાગળ મને લખે?

કેવી માગણી હતી! અને છતાં પોતાનું આખુંય વ્યક્તિત્વ વિભાએ એ થોડાક શબ્દોમાં રજૂ ન'તું કર્યું? મારું મન છળી ગયું. મેં ના ન પાડી.

અને જતાં જતાં એણે કહ્યું: "અરે હાં, તમને અહીં ટેબલ, ખુરશી આપવા દે છેને? મેં અહીં તારા અને અમુભાઈ માટે મોકલી આપ્યાં છે, હાં!" અને હું કશી આનાકાની કરીશ એમ માની લઈને ઉમેર્યું "હવે ખાલી સાધુડો થતો રહીશ! તારા વિના પણ હિંદુસ્તાનમાં બાવન લાખ છે!"

વિભામાં મનોવૃત્તિ પણ હતી, બુદ્ધિ હતી અને તે સાથે સાહજિક સૂઝ હતી; છતાં પેલી ખિન્નતા ત્યાં કેમ હતી? આત્મવિશ્વાસ ન હતો? તો પેલી નિરાધારી કેમ દેખાતી હતી? એક જ વ્યક્તિમાં આવા વિરોધો સંભવી શકે?

હૈયું ગુમાવી બેસનાર દરેકને આવો જ કશો અનુભવ થતો હશે? હૈયા ભેગી હામ પણ ગુમાવી દેવાની હશે? આત્મવિશ્વાસ, આપ-રખાપણું એ સહુ જઈ ત્યાં નિર્બળ લાગણીવશતા આવતી હશે? કોણ જાણે!

વિભાની સાથે જ ટ્રેઇનમાં એક નવા નજરકેદી આવેલા. બે કલાકમાં જ એમણે તો નવી વાત કરવા માંડી. '૩૦ અને '૩૨ માં એ વાતનો પરિચય મને હતો, છતાં હું એમ માનતો હતો કે એ રોગ આ વખતે તો નહિ જ દેખાય. બીજી વસ્તુઓ જેમ મારો એ ભ્રમ જ નીવડ્યો.

આવતાં વેંત એમણે છૂટવાની વાત રજૂ કરી. એમની માન્યતા કહો, ગણતરી કહો કે આશા કહો—એ હતી કે માસ દોઢ માસમાં જ સરકાર નજરકેદીઓને છોડી દેશે. 'કાચો પારો પચાવવો તે એમ સહેલો હશે!' વક્રરપૂર્વક એ કહેતા. પોતાને કાચા પારા સાથે સરખાવ્યાનો સંતોષ તો એમને મળતો જ અને સાથે સાથે સત્યાગ્રહી તરીકેનો મરતબો પણ સાંપડતો. ધા ભેગો ધ્રસરકોય હતો અને હિસાબ ભેગો હિસાબ પણ હતો.

અંદર ને અંદર અમળાટ ખાતા અમારા જેલજીવનમાં આ પહેલો પથરો હતો. અને એણે પારાવાર વમળ જગાડ્યાં.

હું તો વિભાની છેલ્લી માગણી પર જ વિચાર કરતો હતો. વિભાના હૈયાને સ્વચ્છ રીતે પ્રમાણિકપણે પ્રતિબિંબત કરતી એ માગણી કેવી અનન્ય રીતે એના પૂરા વિભાત્વને પ્રગટ કરતી હતી!

એની મનને મનાવવાની, સુખ પામવાની રીત પણ કેટલી નિર્દોષ છતાં ભાવપૂર્ણ હતી !

પણ મારે તો બીજી રીતે ય વિચાર કરવાનો હતો. કો'ક નબળી પળને બાદ કરતાં મારો નિશ્ચય તો સ્થિર જ હતોઃ મારી સાથે પ્રસંગ પાડીને કોઈ સુખી થઈ શકયું નથી, વિભા પણ સુખી નહિ જ થાય. વિભાને મારે દુઃખી નથી કરવી. ફલિતાર્થ ઉઘાડો, સૂરજના તાપ જેવો હતો.

પણ બીજી બાજુથી હું જ એને વધુ અને વધુ ઊંડા પાણીમાં નથી ઉતારતો ? ઉત્તેજન આપીને કે એની ઈચ્છાઓને આધીન થઈ ને, એની મરજી સાચવીને હું એના મનમાં કશી અપેક્ષાઓ જાગ્રત નથી કરતો ? જો હું એ અપેક્ષાઓને સંતોષવાનો ન હોઉં તો મારું કાર્ય ક્રૂર નથી ? ક્રૂર થવાની ખાતર જ હું ક્રૂરતા દાખવતો નથી ?

હું કશો નિર્ણય ન'તો કરી શકતો; મનને ન તો હું કશા કામમાં પણ પરોવી શકતો હતો. મારી પોતાની આંતરવ્યથા ઉપરાંત જેલનું વાતાવરણ પણ કોણ જાણે કેમ પણ ખાવા ધાતું હતું. શાંત જળમાં પડેલી શિલાનાં વમળો અસંખ્ય કુંડાળાં જન્માવતાં હતાં. લગભગ રોજ કે આંતરે ભરતી થતા નવા સત્યાગ્રહી નજરકેદીઓ પણ કોઈ રીતે સંતોષ આપી શકતા ન હતા.

ત્યાં જ એક દિવસ અમારે લગભગ બોલચાલ થઇ. એમની છૂટવાની વાત હવે તારીખ વાર અને કલાક લગી આવી હતી. શરૂઆતમાં એમાં જણાતું મશ્કરીનું તત્ત્વ પણ કેવળ મન અર્પ્યું જ જણાયું. નિરંતરની એક જ વાતે મારે મોંએ કહેવરાવ્યુંઃ આ શું તમે વારંવાર આ જ વાત કર્યા કરો છો ? આના કરતાં તો તમે ન આવ્યા હોત તો લડતને કાંઈ નુકસાન ન થઈ બેસત !" બોલતાં તો હું બોલી ગયો. મારા ઉકળાટે મારી પાસે બોલાવી દીધું; પણ

મારે ન'તું બોલવું જોઈતું. એ બોલતા હતા એમાં મારે શું સંબંધ હતો? પણ એમનો જવાબ તો મને એથી ય વધુ ક્ષુબ્ધ કરતો ગયો.

"રાખોને, એ તો બાંધી મૂઠી લાખની છે એ કોણ નથી જાણતું? સહુના મનની વાત હું જાણું છું. પેલી કહેવત છે ને કાચના ઘરમાં બેસીને પારકે ઘેર કાંકરી ન નંખાય."

અને એ ઘણું બોલી ગયા. બધા વચ્ચે થએલા એ ભાષણનો ભાવાર્થ એ હતો. એ પણ અહીં બીજા કેટલાક આવ્યા હતા. તેમ પ્રતિષ્ઠા અને રાજકીય થાપણ ખાતર જેલમાં આવેલા હતા અને હરેક જેમ એમને ય અહીંથી છૂટવાની તાલાવેલી હતી. બીજાઓ એટલા ખુલ્લા દિલના ન હતા. અને એ પોતે આખાબોલા હતા એટલે શું કાંઈ ગુન્હો કર્યો?

હું સમસમી રહ્યો. એમને જવાબ આપવો કે કશીય સાચા-ખોટી માટે જીભ હલાવવી એ કેવળ નિરર્થક જ નહિ, હાનિકારક પણ હતું. હું ચૂપ રહ્યો.

પણ પગ નીચેથી ધરતી ઊંડે ઊતરી ગઈ હોય એવું તો મને લાગ્યું જ. સત્તાના ટૂકડામાંથી બટકું મેળવવાની લાલચે, મહાસભામાં ઘણું ય આવું તત્ત્વ ઘૂસી ગયું હશે. એમને લડતની નથી પડી, પણ લડત પછી અનિવાર્ય રૂપે કશો લાભ થશે એમાંથી વંચિત ન રહી જવાય એની તકેદારી તો એ રાખે જ છે. લડતમાં માનનારા કે મહાસભાના એકનિષ્ઠ શ્રદ્ધાળુઓ એને દુશ્મન જેવા જણાય છે. એમને તો (ખરા મહાસભાવાદીઓ) તો ગમે તે રીતે લોકની નજરમાં હલકા પાડવા જ જોઇએ, જેથી જ્યારે પણ ટૂકડાના આ સ્વાદનો સમય આવે ત્યારે હરિફાઈમાં તો ન હોય!

આ અમારું સૈન્ય હતું! આ ગાંધીજીની કડક શરતોની ચાળણીમાં ચળાઇને આવેલા સત્યાગ્રહીઓ હતા! દિવસની બે આંકી

કાંતે છે, જ્યારે પણ તક મળે ત્યારે અહિંસાના જ સોગન ખાય છે, પોતાની અનન્ય ભક્તિનું પારખું દેવા પોતાના સિવાય અને કોકવાર પોતાના સિવાય સહુને હિંસકવૃત્તિના કહે છે. શિસ્ત અને સંયમની અહર્નિશ માળા રટે છે. જેનો અર્થ એ છે કે એમના સિવાય અન્ય કોઈ શિસ્તબદ્ધ નથી !

પણ એમનો મનોવ્યાપાર ! મન તો ક્યાંય કોઈ સત્તાતુલાની શેત્રંજ પર હાથીઘોડા ગોઠવતું હશે!

આ અમારી પ્રથમ પંક્તિ! સમજી ન શકાય એવું ચૂપકીદીનું કાવતરું છે. કોઈ કશું બોલતું નથી. મહાસભા, રાજકારણ, કશો ય અભ્યાસ બધાં જાણે બીજી દુનિયાનાં જણાય છે. હરેક આદમી યત્નશીલ છે, સંપર્ક સાધવાના કે ઉપયોગી વિચારણા કરવા માટે નહિ પણ ભવિષ્યમાં પોતાની વિરુદ્ધ જેનો ઉપયોગ ભૂલભૂલમાં પણ થઇ શકે એવી કોઈ પણ વાત મોંએથી ન ઉચ્ચારવામાં.

મારા મનમાં '૩૦–'૩૨ અને '૪૧ ની સરખામણી થઈ આવી ત્યારે કશો અદ્ભુત ઉમંગ હતો. સત્યતાનું ઝનૂન પણ હતું, શહાદત (!) ની ખુમારી હતી. સહુ સહપાન્થ લાગતા. કશા મહાતંતુએ સહુને સાંકળ્યા હતા. દિલચોરીનું નામનિશાન પણ ન હતું. આવી ભરાયા જેવું જ્યાં જ્યારે પણ કોઈ ને લાગતું ત્યારે એને સમજપૂર્વક મનાવાતો, કશો અનેરો કૌટુંબિકભાવ વરતાતો. એકનું દુઃખ બધાનું દુઃખ બનતું, એકના આનંદમાં બધા ખુશી મનાવતા.

અત્યારે ? કશી સંવેદનાનો ભાર દરેકના મન પર હતો અને એને લીધે જ પોતપોતાના કોચલામાં પેસવાની વૃત્તિ થતી. હરેક વ્યક્તિ જાણ્યે અજાણ્યે પણ પોતા અને બીજા વચ્ચેનું અંતર વધારવા નહિ તો છેવટે હોય એટલું ટકાવી રાખવા ઉદ્યત થયો હતો. પોતાની એબ બીજો કોઈ જોઈ જશે અને એનો ઉપયોગ પોતાની ભાવિ

કારકિર્દીમાં નડતરરૂપ થશે એવો ભય સહુને ગ્રસી રહ્યો હતો. કશી અસાવધ પળે બોલાઈ ગએલો તીખો શબ્દ મોવડી મંડળને કાને પહોંચતાં પોતાને જ નુકસાન થવાનું હતું ને? અને કોને ખબર આ જ લોક પાછો શબ્દ ન પહોંચાડે?

એ શબ્દ ન બોલાયો અથવા બોલવાથી સાવચેત રહેવું એનું બીજું પગથિયું વિચાર ન કરવો એ બનતું.

હવે તો કશી ય ચિન્તા ન રહી. અમે તો સિપાહી રહ્યા. અમારું કામ તો હુકમ માથે ચડાવવાનું. પોપટ અચરે અચરે રામ.

મન ખિન્નતા અનુભવતું, પરંતુ મનમાં એમ પણ થતું કે આથી ખિન્ન થવામાં દુનિયાદારીના અજ્ઞાન સિવાય બીજું કશું હતું? બધે ય મન ઉછાળો મારી આગળ જતું અને હકીકત ગળીઆ બળદની જેમ પાછળ રહેતી. એથી મન ઉદ્વિગ્ન કર્યે શું સાર નીકળવાનો હતો! કોઠી ધોએ કાદવ જ નીકળે ને!

ત્યારે શું બધાં ય મનનાં જ બંધન હશે?

જાણે મારા અંતરના વમળાટનો જવાબ દેવા જ ન બનતું હોય એમ એક કૌતુક બન્યું.

અમારી ઓરડીઓ પર પતરાંનું છાપરું હતું અને પતરાં પર નળીઆં નાખેલા હતાં. એ ઢાળીઆંની ટોચો જ્યાં અડતી ત્યાં બે પાટડી એવી રીતે મૂકવામાં આવી હતી કે બન્ને વચ્ચે ત્રણેક ઈંચની જગા રહેતી. અને એટલે જ ખાસી ઓરડીની પહોળાઇ જેટલી એક પાંચ-ખૂણીઆ પટી પડતી. એક ચકલા ચકલીએ અહીં માળો બાંધવાનું નક્કી કર્યું. સવારના પહોરમાં છ વાગ્યામાં બન્ને લીમડાની સળીઓ, ઘાસની ડાંખળીઓ, કાગળના ડુચા, પૂણીની કીટી, શણના તારના ટૂકડા જેવી ભાત ભાતની વસ્તુઓ લઈ હાજર થઇ જાય, અને એક ખૂણામાં ઘરની ગોઠવણી શરૂ કરે. ચીં ચીં કરતાં અમુક

વસ્તુની અમુક ગોઠવણુ નક્કી કરે. ગોઠવીને; ચિત્રકાર જેમ પોતાના ચિત્રને જોવા પાછા પગલે ધ્યાન ત્યાંનું ત્યાં ઠેરવીને ચાલે, એમ ચકા રાણા પણ એકેકી પાટડીમાં એકેક પગ ઠેરવી ધીરે ધીરે પોતાની કલા જોતા પાછા ચાલે. અને ત્યાં તો પેલી સલુખડી ત્યાંથી ઊડીને જમીન પર પડે. ચીંચીં કરી બન્ને પાછાં ઉપડે અને બીજી વાર કશું એકઠું કરી લાવે. કલાકે કલાકે હું ઓરડી સાફ કરું તોય ત્યાં તો એટલો ને એટલો જ કચરો ભેગો થાય. આખોએ દિવસ એ આમાં રચ્યાંપચ્યાં જ રહે. વચ્ચે ક્યાં'કવાર દિલ બહેલાવવા ચકલી બારીએ ટીંગાડેલી આરસીમાં ડોકાતી ચકલી સાથે થોડું ચાંચ–યુદ્ધ ખેલી આવે. ત્યાં તો ચકા રાણાનો આદેશ આવ્યો જ હોય. પાછું એનું એ જ: ઘાસની ડાંખળીઓ, લીમડાની સળીઓઅને ક્યાં'કની પુણીઓ પણ એમની ચાંચમાં ભરાઈ આવી હતી.

બે દિવસમાં તો આ ચકલી યુગલે મને કાયર કરી મૂક્યો. એમ પળની ય મને શાંતિ ન હતી. અને કલાકે કલાકે એમના ઘરનો કાટમાળ વાળી ઝૂડીને સાફ કરવા છતાં ય એટલો અને એટલો જ ઢગલો પડતો. કંટાળીને મેં હવાલદારને આ માળો દૂર કરવા કહ્યું. અને એ તો ભારે કટક લઈને ઊતર્યો. લાંબી સીડી ઝાલી બે કાળાટોપી આવ્યા. કાળાટોપીઓને અમારા યાર્ડમાં આવવાનું ખૂબ મન રહેતું. કોઈ પ્રાપ્તિ એમને અહીં થઈ રહેતી. આવીને એમણે બન્ને છેડે હતી એટલી ડાંખળીઓ કાઢી નાખી. અને પછી સીમેન્ટ લાવી છેડા છાંદી લીધા. ચકલો ચકલી તો આ લોક આવ્યા ત્યારનાં ઊડી ગયાં હતાં. હું સમજ્યો નિરાંત થઈ. હવે ન તો કચકચ થશે કે ન તો વારેઘડીએ ઝાડુ મારવું પડશે.

અચાનક જ મારી નજર પાછળની બારી પર પડી. આડા પર ચકલો–ચકલી વિચારમગ્ન થઈને બેઠાં હતાં. ચકલો ઊઠીને પાટડીઓ જોઈ આવ્યો. ચકલી પણ જઈ આવી. પાછાં બન્ને ત્યાંથી

ઊડીને આગળને બારણે આવી બેઠાં. વારે ઘડીએ એ મારા સામું જોતાં. એમની આંખમાં ય એક જાતની આર્દ્રતા વંચાતી. સાથે એમાં ઠપકો પણ હતો: "અમે ત્યાં ઝૂંપડું બાંધીએ એમાં તારું શું જાય છે?" તને કદાચ ખ્યાલ નહિ હોય પણ આ ઓરડીમાં તો તારા જેવા કેટલાય આવી ગયા, તુંયે જઈશ. તો શા સારું તું ભૂંડો થતો હઈશ! સસ્તી ભલાઈ તો લે."

હું એમના ચાળા જોતો બેસી રહ્યો. થોડી વાર એ પણ ત્યાં બેસી રહ્યા. પણ પછી તો એમણે પાછો એમનો ઉદ્યોગ શરૂ કર્યો. એ જ ચીંચીં, એ જ સળેખડીઓ, એ જ નિયોજન, એ જ વ્યૂહરચના, અને એ જ આરસીમાંનું અસૂયાભર્યું સૌંદર્યદર્શન.

હું એમના ઉદ્યમને જોતો રહ્યો, નિરાશાનાં શ્વાસલાં ચિહ્નો પણ ન હતાં. કેવળ પ્રયત્નશીલતા જ હતી ત્યાં.

કેદખાનાની આ કોટડીમાં ઘર બાંધવાનું મન થયું અને તેમાંય માનવીનો વિરોધ વેઠી પ્રયત્નમાં મચ્યા રહેવું: કદાચ આ ચકલા–ચકલીની જગાએ માનવી હોત તો એણે એમ નાહિમ્મત થયા વિના, લાચારીનો સ્વાંગ ભજવ્યા વિના ઉદ્યમ ચાલુ રાખ્યો હોત?

પણ એ સવાલેય અસ્થાને છે. બંધન અને મુક્તિ સહુ તો માનવીના મને ગોઠવેલા વેલબુટ્ટા છે. એમનું અશરીરી અસ્તિત્વ એની કલ્પનામાં જ રહ્યું છે ને!

બે દિવસ હું એમના યત્નને જોતો રહ્યો. એ ઘર બાંધીને રહે એ સામે મને જરાય વાંધો ન હતો. માત્ર એ જે કચરો પાડતાં અને ઓરડીને ચીડિયાખાનું બનાવી મૂકતાં એ મને ન'તું ગમતું.

આ પસંદગી—નાપસંદગી પણ પલટાઈ.

વિભાનો કાગળ આવ્યો હતો. અત્યાર લગી આવેલા બાર ચૌદ કાગળમાં આ કાગળમાં એની લાગણીની વિવશતા પરખાતી હતી.

એમાં એણે ય માળો બાંધવાની વાત કરી હતી! નવલકથાઓમાં વાંચવા મળે એવો જ આ યોગાનુયોગ હતો ને! અહીં હું આ ચકલા-ચકલીના માળો બાંધવાના યત્નોને ઉત્સુકતાપૂર્વક—અને પૂરી સહાનુભૂતિથી તો નહિ જ—જોઈ રહ્યો હતો, અને ત્યાં વિભા પણ માળો બાંધવાની વાત કરતી હતી!

શૂળ ભોંકાઈ હોય એમ મને ભાન થયું કે બન્ને વાતમાં હું તો પ્રેક્ષક હતો, ઔત્સુક્યપ્રેર્યો ખરો પણ પૂરી હમદર્દીભર્યો તો નહિ જ. અહીં મને સળેખડીઓના કચરાની બીક હતી; ત્યાં મને દુઃખ, આત્મવંચનાના તીખા કાંટાનો ભય હતો; અહીં આ પંખીડાંઓને મારા વિરોધ માટે તિરસ્કાર નહિ તો ઓછો આદર હતો. ત્યાં?

સરખામણીનો ખ્યાલ અટકી પડ્યો. મસ્તીમાં ચાલ્યો જતો મુસાફર અચાનક જ પોતાની જાતને ઊંડા ધરાને આરે ઊભેલો ભાળી સ્તબ્ધ બને એવી મારી દશા થઈ. ત્યાં શું હતું? વિભાનો આ વિષે શું ખ્યાલ હતો? જાણતી હતી એ કે એનો માળો કેદ-ખાનાની કોટડીમાં બંધાતો હતો? જાણતી હતી એ કે એનો 'માળો' ય કોક કાળાટોપીના હાથે પીંખાઈ વીંખાઈ જશે? જાણતી હતી એ કે એના 'માળા'ને...

એ કો'ક જુદી જ નજરે જોતી હતી. હૈયાની લાગણીને નીચોવી નીચોવીને જાણે એ લખતી હોય એમ એણે લખ્યું હતું: 'એ માળામાં મારે શાંતિ સાધવી હતી, મનનું માન્યું સુખ સ્થાપવું હતું; પણ કોણ જાણે કેમ મન કહે છે કે એ સુખ અને શાંતિ તને નહિ સાંપડે, એ તારા નસીબમાં નથી. નસીબમાં હું નથી માનતી. જન્મમરણની કશીય કલ્પના પણ મને નથી, છતાં કોઈ ભવમાં એ સુખ, એ શાંતિને, હું મારાં કરીશ. ભલે આજે તો એ શબ્દકોષના કોરા શબ્દો જ રહ્યા!' (આ તો મારા જ શબ્દો હતા! કો'ક ભાષણમાં

પરદેશી હકુમત નીચેનાં સુખ અને શાંતિને વર્ણવવા મેં એનો ઉપયોગ કર્યો હતો ! વિભા હાજર હતીસ્તો એ ભાષણમાં ! )

ત્યારે વિભાને એના સાહસે નિરાશ કરી હતી ? એના હૃદયમાં મને સ્થાન આપી એણે ભૂલ કરી હતી એની ખાતરી એને થઈ ચૂકી ?

'હું તો કે'તો જ હતો ' મનને કોક ખૂણેથી મને જવાબ મળ્યો. 'હું તો કે'તો જ હતો કે મારા સંપર્કમાં આવીને સુખી થવાની આશા રાખવી એ તો રેતીના દોર વણવા જેવી વાત છે. અને એ વાત કેમ ભૂલી જાઓ છો ? તમેય આ જ ઇચ્છતા હતા ને !'

પણ આ વિજય (!) મનને મુદિત નથી કરતો. ફતેહની ખુમારી કરતાં કશા પરાભવની તીવ્ર વેદના, તાજા ઘાની જેમ અંતરમાં ચચરે છે. આવા જીવને પણ સુખી ન કરી શક્યાનો ડંખ, લઘુતાભાવ સાથે ભળીને સાનભાન બધું ભુલાવી દે છે. પેલા પરીકથાના સુવર્ણ-સ્પર્શી રાજા જેવું જ મારુંય કશું થયું લાગે છે !

મેં વિભાને જવાબ લખ્યો. મારી દુઃખી કરવાની શક્તિ(!)નો એમાં મેં પૂરો ઉલ્લેખ કર્યો: "કોઈનેય સુખી કર્યાનું આજ લગી મને સાંભરતું પણ નથી. છતાં તને દુઃખ થયું છે, તારા જીવનમાં જેનો શ્વાસ માત્ર પણ ન હતો એવા દરદનો બોજો મેં ઠાલવ્યો છે, એનો એકરાર મને પોતાને દુઃખ કરે છે. તને સુખી જોવા, પ્રફુલ્લ જોવા, દુનિયાની રમણીયતાને પણ તારી ખુશદિલીનો આસ્વાદ ચખાડતી જોવા હું શું ન કરું ?"

માળો બંધાયો હતો. મારો વિરોધ તો ઝાકળનાં મોતીને સૂરજનાં પ્રથમ કિરણો હવાભેળો કરી દે એમ હવાભેળો જ થઈ ગયો હતો. મારા માળામાં આવી વસતાં એ દંપતીનો રાહ સરળ કરી આપવાનું જ મેં તો કામ કર્યું. એમણેય ખાનદાની દાખવી પેલી સળેખડીઓનો ઢગલો નીચે ન ઢલવાય એની તકેદારી રાખી હતી.

એક વાર પાટડીએ બેઠાં બેઠાં ચકલો અને ચકલી ચાંચથી ચાંચ મિલાવી રહ્યાં હતાં. ચકલાની ચાંચમાં પોતાની ચાંચ ભરાવી, બધું ય વજન એના ઉપર જ છોડી ચકલી ટીંગાઈ પડી. અચાનક જ બોજો વધતાં ચકલાના પગ પણ લપસ્યા. બન્ને એમ જ ચાંચમાં ચાંચ ભરાવેલાં ઉપરથી પડ્યાં. પણ અધવચ્ચે આવતાં આવતાં તો એમની પાંખો ખૂલી અને પાછાં એક બીજાને આશરે એ પાટડીએ પહોંચ્યાં! ચકલીએ સરકારની રાણી જેમ સામસામી પાટડી પર એકએક પગ ટેકવી નિરાંતે આ છેડેથી આ છેડે ચાલવા માંડયું! ચકલાભાઈ ચીં ચીં કરતા બેસી રહ્યા.

વિભાનો તરત જ જવાબ આવ્યો:

"મારે તે તને કેમ કરીને સમજાવવો? એક તો તું માની લે છે કે હું દુઃખી છું અને, એટલું ઓછું હોય એમ તારે લીધે દુઃખી છું. દુનિયાના અનુભવે તારો આત્મવિશ્વાસ હલાવી મૂકયો છે. એટલે જ તને બધે દુઃખ અને દુઃખ દેખાય છે. મનાવી શકું તો મારે તને આટલું મનાવવું છે. હું દુઃખી તો નથી જ, પૂર્ણ રીતે સુખી હોવાની સંવેદના કયારેક આતુરતા, ઉતાવળ અને વિહ્વળતા આણે છે. પણ એ તો સુખનાં ચિહ્નો છે. સુખની પ્રતીક્ષામાં રહેલું સુખ કદાચ સાધ્ય થયે એટલું જ જોરદાર નથી હોતું."

આમ હતું ત્યારે એણે પેલું આવતા જન્મનું અને શાંતિ અને સુખ શબ્દકોષમાં જ વસ્યાનું લખ્યું હતું એ શું?

"અમુની ફરિયાદ છે કે હું कूर्मोऽज्ञानीव બન્યો છું. ભલે એ યોગીઓનું પ્રજ્ઞાને પ્રતિષ્ઠિત કરવા–કરાવવાનું લક્ષણ રહ્યું. જે રીતે તું આચરે છે એ રીતે તો એ અહંભાવ અને જડતાનું દ્યોતક બને છે."

અમુની ફરિયાદ ખોટી છે એમ હું નહિ કહી શકું. કોણ જાણે કેમ પણ મારા આચરણની આજુબાજુ એક જાતની ઉષ્માહીનતા

આવી છે, મેળ–મિલાપ માટે અંતરમાં ભાવ નથી થતો. હળવા–ભળવાનો ઉમળકો ક્યારેય અનુભવાતો નથી. કશી અવર્ણનીય ઉદાસીનતા એનાં આખાએ કુટુમ્બ સાથે આવીને મારામાં વસી છે.

"જો તું એને નેતાગીરીનું એક આવશ્યક અંગ માનતો હોય તો એ તારી ભૂલ છે એટલું તો તુંય જાણે છે. માણસ મટીને માણસના નેતા નથી થઈ શકાતું." અમુએ કહ્યું હતું.

પણ એને નેતાગીરીના આચરણ તરીકે મેં ક્યારેય સ્વીકાર્યું નથી. એ વાત તો દૂર રહી પણ નેતાગીરીનો સભાન કે અભાન ખ્યાલ પણ મેં નથી કર્યો.

ત્યારે આજે આ ઊર્મિહીનતા કેમ લપેટાઈ પડી છે?

એ ય દિવસો હતા, જ્યારે ઉમંગભર્યો હું ઓળખીતા કે અજાણ્યા, દોસ્ત કે દુશ્મન સહુ વચ્ચે ઘૂમતો. કોઈ પણ ચીજ મને એવી ન'તી લાગતી જેને આનંદનો, ઉષ્માભરી મજાકનો, નિર્દંશ સ્મિતનો અભિષેક ન કરી શકાય. આખું જગત મને હસતું જણાતું હતું. હુંય હસતો હતો. ગમે ત્યાં ગમે તેની સાથે હળીમળી જતાં ન તો મને સંકોચ થતો કે ન મને સમય લાગતો. બધું હર્યુંભર્યું હતું. જીવનની બિછાત હરિયાળી જણાતી. જિંદગી હાસ્યથી, આનંદથી રસાએલી હતી.

અને એ સાથે, કરતા હતા એ કાર્યના ન્યાયીપણાનું, એની સચ્ચાઈનું, એની અનિવાર્યતાનું ઝનૂન પણ હતું. કો'ક અદષ્ટ વિધિએ જગતને પલટાવવાનો આખોએ ભાર અમારા ખભા પર મૂક્યો હોય, વસુંધરાનાં વૈષમ્યો મિટાવવાનો કોઈ અનામી શક્તિપ્રેરિત અચંબો અમે ઓઢ્યો હોય એવું સતત જાગ્રત ભાન પણ હતું.

પણ અનુભવ વિનાનો ઉત્સાહ, સાગરતરંગો જેમ ખડકો પર અથડાઈ, અફળાઈ, કુટાઈ વેરાઈજ જાય ને!

દુન્યવી અનુભવનું હિમ પડયું અને ઉત્સાહની લજામણી ઓસરી ગઈ. નિષ્ફળતાનો ડંખ વાંકદેખાપણું લાવ્યો. આનંદ અને ઉમંગને સ્થાને ઉદાસીનતા આવી. માનેલા જીવનકાર્ય વિષેની અવિચળ શ્રદ્ધા ન હોત તો તો આ નાવડી ક્યાંય જઈને અટકી હોત.

પણ એ વિષે ફરિયાદ કરવી પણ નકામની છે. કુંભારના ચાકે ચકર ચકર ઘૂમતો માટીનો પિંડો ગમે તે આકાર ભલે ધારણ કરે, પરંતુ નિભાડાનો તાપ વેઠતો નથી ત્યાં લગી પાકો ઘડો બનતો નથી. અને પાકો ઘડો બન્યા બાદ તો એને નવો કાંઠલો ચઢાવવો અશક્ય જ છે.

હુંય એવો પાકો ઘડો જ બન્યો હતો ને! અનુભવની કડવાશ અને માન્યતાની ખેંચતાણમાં માણસમાંની શ્રદ્ધા તો ન હટી, પણ આપમાંની શ્રદ્ધા તો જરૂર ઓછી થઈ. મરજીવાપણાને સ્થાને ગણતરી આવી. જાણે ક્ષત્રિય વૈશ્ય બન્યો!

પણ અમુની ફરિયાદ વાજબી છે. એમ અંગ સંકોરી સલામતી શોધતાં કોચલામાં ભરાઈ રહેવું ન તો યોગ્ય છે કે ન તો મને જોમ આપે છે. પણ લાચારીના એકરાર સિવાય બીજું મારી પાસે શું છે? મનોદૌર્બલ્યે એવો તો જકડી લીધો છે કે જ્યાં બિચારું મન જરા નહોર બહાર કાઢે છે ત્યાં તો ધરતી ધ્રૂજાવતો પુકાર ઊઠે છે: 'અલ્યા પાછો એ જ રસ્તે નીકળ્યો કે!'

આનો મારી પાસે ઈલાજ નથી. સતત સથવારી તો નિષ્ફળતાની તીવ્ર પ્રતીતિની છે. નવી હાર વેઠવાની હામનો અભાવ સાહસવૃત્તિને કુંઠિત કરી મૂકે છે. નવીજૂની હરેક વસ્તુ, હરેક પ્રવૃત્તિ 'તું હાર્યો, તું હાર્યો' કહી ગામ ગજવતી જણાય છે.

'રખેને આવું જ કાંઈ થાય તો?' પ્રકાશની જ અંગભૂત છાયા જેમ હરેક વિચારની છાયા આજ બને છે. અમુ કહે છે એમ એ નેતાગીરીનો વિલાસ છે. એમ ન તો એ પ્રજાને સ્થૈર્ય આપવાનો

ઉધામો છે; નિરાશામાંથી જન્મેલી, આ જમાનાને ગળથુથીમાં પવાતી, એ કડવી ગોળી છે.

એનું મારણ, અગ્નિ બાળે નહિ અને શસ્ત્રો ભેદે નહિ એવી પરપરમ શ્રદ્ધા, આત્મવિશ્વાસ, મને નથી સાંપડયાં. એ સાંપડે નહિ ત્યાં લગી તો આ જ ઉદાસીનતા રહેવાની. એને કશી મહત્ત્વાકાંક્ષાનો અંચળો ન ઓઢાડતા. આદમિયતની નાતાકાદનો એને ય એક ફણગો જ માની લેજો.

અમુને પણ મેં આ જ જવાબ આપ્યો. ત્યારે એણે એક નવી જ વાત મૂકી:

"તું આ બધું જાણે છે, છતાં એની એ જ વાતોને વિભાના સુખ આસપાસ ઊભી કરે છે, એ તને પોતાને ઓછામાં ઓછું અજુગતું નથી લાગતું ?" અમુએ કહ્યું.

અમુ મારી આટલી નિકટ હોવા છતાં એ મને પૂરેપુરો નથી પિછાણી શકયો. મારા આચરણ પાછળ રહેલી વિચારણા પણ એને ગળે નથી ઊતરી.

મેં એને જવાબ ન દીધો. એનું મન કઈ દિશામાં વહેતું હતું તે હું સારી રીતે જાણતો હતો, એટલી જ સ્પષ્ટતાથી હું મારું મન કઈ રીતે કામ કરતું હતું તે પણ જાણતો. હું મૂગો રહ્યો. અમુને જરા માઠું તો લાગ્યું, પણ એ ન બોલ્યો. એની ખેંચાએલી મોંછા પર જાણે એક જ શબ્દ રમતો હતો: 'છોકરમત.'

રાતે ઓરડીના એકાન્તમાં હું આ જ ખ્યાલ કરતો રહ્યો. વિભા વિષે મારે નિશ્ચય કરી જ લેવો જોઈએ. હું એમ કહીશ કે એના પ્રેમની આખીએ વાત એના મનનો જ બુટ્ટો છે તો કોણ માનવાનું હતું ? વાસ્તવદૃષ્ટિએ જોતાં મારા મનમાં એ વિષે પૂરી સ્વચ્છતા

હોવા છતાં મારે કબૂલ કરવાનું છે કે મેં એના મનમાં સ્વપ્નાં પ્રેર્યાં હતાં, એની આશાઓને પોષી હતી, એનામાં આકાંક્ષાઓ જગાડી હતી.

અમુ સાચું કહેતો હતોઃ અભાનપણે હું એના જીવન સાથે જ એલ્યે ગયો હતો ને! શા માટે પ્રતિસ્પર્ધીઓને ઊભા ને ઊભા જલાવી દેવાની તાકાદ ધરાવતી જીભ અચાનક જ એ વખતે મૂગી થઈ ગઈ હશે? મનની સાચી વાત ઓચરતાં જ એણે લાજ અનુભવી? શા માટે પહેલ પ્રથમથી જ મેં એને મારી માન્યતા અને મારી પામરતા, મારી સ્વલ્પ મૂડી અને મારી મનોદશા વિષે ન ચેતવી?

ક્રૂર છતાંય સાચી હકીકત એ છે કે ઊંડે ઊંડે મને એ 'રમત' ગમતી હતી. કુવામાં ઉતારી, વરત વાઢવાની એ રમતમાં મારો અહમ્ સંતોષાતો હતો.

પોતાના મન પાસે પણ કબૂલ કરતાં મને આંચકો લાગતો હતો, પણ નિષ્ઠુર છતાંય એ હકીકત હતી. પાકા ઘડાને ય કશો પ્રયોગનો શોખ હતો?

ટેબલ પર શોભતી ચોપડીઓની હારને હું જોઈ રહ્યો. એય વિભાની હતી ને? વિભા મારા જીવનમાં વણાઈ જ ગઈ હતી ને!

ત્યારે વાંધો ક્યાં હતો? મુસાફરીમાં આવેલો પેલો દહાડે દીવે તારા દેખતો વિચાર બાજુએ મૂકતાં જ એને ચોખ્ખું વચન આપતાં મને રોકી શું રહ્યું હતું?

કાગળ-પેન્સિલ લઈ મેં દલીલો લખવા માંડી. કોઈ વકીલને આવો લૂલો મુકદ્દમો લડવો નહિ પડ્યો હોય. ચેકાચેકમાંથી એક જ શબ્દ બચ્યોઃ સુખ. દુઃખસ્વપ્ન જેમ વારે વારે એ જ ગ્રંથિ ઊછળી ઊછળીને બોલતી હતીઃ તારે માટે સુખ નથી. તું કોઈને સુખી નહિ કરી શકે.

શું હતું આ સુખ? મનની એક માન્યતા જ ને! પથ્થરમાં

પ્રશ્ન જોનારું ય માનવીનું જ મન છે ને! માનસિક દશાનું આરોપણ હકીકતનું રૂપ લે એ જ માનવીનું મન ને! અને એ સુખ! ક્યા ગાંધીઆટને તાજવે એ એને તોલી શકાય છે?

નાના મોટા અનુભવોના ટાંકણે આ ગ્રંથિ હૈયામાં કોરાઈ ગઈ છે. એમાં ધરાર નિર્બળતા છે એ કબૂલ કરવા છતાં ય એ હટાવી હટી નથી જતી. કોણ જાણે ક્યાંથી ય જવાબદારી અને આંધળીઆં અને સાહસ અને સારાસારનો વિચાર અને જીવ સાથેની રમત—એ બધું પેલે દિવસે રાતે આ ઓરડીમાં અટવાઈ પડેલા ચામાચીડિયાની જેમ કટક લઈને ઊતરે છે.

શા માટે વિભાને જાતે જ આ વાત ન જણાવું? ખુલ્લેખુલ્લું, ફાડી ફોડીને, કુલડીમાં ગોળ ભાંગ્યા વિના, આ બધું ન જણાવું? અને એ છતાંય, આ બધીય વાતો છતાં પાકા ઘડે કાંઠલો ચડાવવાનો ઉધામો કરવા એ રાજી હોય તો શા માટે હું મુંઝાયા કરું? ત્યાર બાદ તો સુખ અને દુઃખમાં મને ભાગીદાર તો મળી જ રહેશે ને?

વિભાને જ આ બધી વાત જણાવ્યાથી આખો ઉકેલ આવશે. હું ય દાધારંગો જ હતો ને? આવી સહેલી વાત પણ મને સૂઝી નહિ!

તે દિવસે હું હળવે હૈયે ઊંઘ્યો. આવી અભંગ સ્વપ્નના રંજાડ વિનાની નિદ્રા મેં ક્યારેય માણી નથી. સવારની પ્રાર્થનાવાળાઓએ 'જય માતૃભૂમિ'નાં છેલ્લાં ચરણો ગડગડાવ્યાં ત્યારે મારી આંખ ઊઘડી.

આઠ વખતે જ સમાચાર મળ્યા. 'અરજી થઈ.'

આલમભરની ભલી લાગણી એકઠી કરતાં, વ્યક્તિ વ્યક્તિની મુશ્કેલીને ધ્યાનમાં લેતાં ય આ પગલું ન'તું સમજાતું. કોઈની બિમારી, કશું નુકસાન એ તો સમજી શકાય એવી વાતો છે, પણ ઊભી કરેલી બિમારી નથી સમજાતી, નથી ગળે ઊતરતી.

મન ખિન્ન બન્યું. દુનિયા જો આવું જાણે તો આલમની આધિ, વ્યાધિ અને ઉપાધિના અકસીર એવા નૈતિક બળ વિષે, એના વાહકો વિષે શું ખ્યાલ બાંધે? અને આ લશ્કરથી આપણે સ્વાતંત્ર્ય જંગ જીતવા નીકળ્યા હતા?

ડગલે અને પગલે સત્તાના એંઠા જૂઠા ટૂકડાના સ્વાદે પેદા કરેલી વિષમ પરિસ્થિતિ જણાતી હતી. સત્તાનો વારસો લેવા આવેલા શાહાલમના સગાઓને શેરીમાં ભીખ માગતાં શરમ આવતી હતી. લડાયક રાજકીય સંસ્થાને ય એ તો એમની સત્તાશોખનું પ્યાદું બનાવવા માગતા હતા, અને ગાંધીજી પાંચ સાચા સત્યાગ્રહીઓની ટહેલ નાખતા નાખતા આમને ઉત્તેજતા હતા? એમને ય છેતરાવું ગમતું હતું? મહાસભાને, દેશની આઝાદીની લડતને આ સહેલાણીઓ અને વસંતની કોયલ સમા ખૂસ્નુમા હવાના યાત્રાળુઓને હવાલે સોંપવામાં એ પોતે છેતરાતા હતા એ એ પોતે પણ ન'તા જાણતા? એવું હતું તો શા માટે સિનેમા કે સ્ટેશન પર એક આનો નાખ્યે નિશ્ચિત ભવિષ્ય સાથે તમારું વજન પણ કહે એવી યાંત્રિક શરતો પર નિરર્થક બોજો નાખ્યો હશે, ભાર મૂક્યો હશે?

હરેકનાં મન ક્ષુબ્ધ બન્યાં. જોષીઓના વર્તારા, રાજકીય ગણતરીબાજોની કડીતોડ ગણતરીઓ, ઇચ્છા, વિચારણા સહુ ભેગું એક નવું શસ્ત્ર ઉમેરાયું.

બની શકે એટલી શાતા મેળવી વિભાને મેં કાગળ તો લખ્યો. ઘૂંટી ઘૂંટીને એક વાત લખી હતીઃ "હું તને સુખી નહિ કરી શકું એવી મને સંવેદના છે, દુઃખકર પ્રતીતિ છે. તને મેં દુઃખી કરી છે એ ભાનની તીવ્રતમ વેદના મારા જીવનને ભરી દેશે અને તારું જીવન પણ એ જ કાળી કાળી વાદળીઓથી છવાઈ જશે, અને એવું અવરોધાએલું, ગુંગળાએલું જીવન જીવવામાં કયો આનંદ હોઈ શકે?

છતાં ય, આ બધી વસ્તુઓનો વિચાર કર્યા બાદ પણ જો તારો વિચાર મક્કમ જ હોય તો મારો છૂટકો નથી."

કાગળ લખીને જેલરના હાથોહાથ આપ્યા પછી મનમાં એક વસવસો ઊભો થયો. વિભા આ કાગળનો અર્થ એવો તો નહિ કરે ને કે હવે મને આ જીવનનો, આવા જીવનનો બોજો લાગવા માંડ્યો છે અને એમાંથી હું કશી કરામત કરી, કશી ફરેબી બુદ્ધિચાતુરી વાપરી છટકી જવા માગું છું? અને કદાચ એમાંથી છટકી ન જઈ શકું તો જાણે મરજીવાનો સ્વાંગ ભજવીને જીવવા માગું છું? આ લોક અને પરલોકનું બન્નેનું ભાથું સામટું જ બાંધવાનો યત્ન કરું છું?

વિભા શું માનશે મારા વિષે? એની મનમૂર્તિ ય અંતે તો માટી–ગારાની જ બની હતી? રૂપ, રંગ, સોહાગ, સોડ બધું કલ્પના-અર્પ્યું, વાંછાના આરોપણ જેવું હતું? એને આઘાત થશે? એના મૃદુ હૈયાને અને શીળી ભાવુકતાને વીજ પડ્યા જેવું તો નહિ લાગે ને!

હું ય કેવળ મારમંત્ર જ શીખ્યો છું; પ્રમાણિકતાનો ફાંકો મને જડ બનાવીને જ છોડશે.

જેલસત્તાવાળાઓએ કલ્પી પણ ન શકાય એવી ત્વરા દાખવી. અરજીનો જવાબ આવી ગયો. સરકાર તો સત્યાગ્રહીઓ સાથે એવી રીતે કામ લેવા માગતી હતી કે ભવિષ્યમાં કોઇ પણ વાર કોઈ એને દોગામી ન દઈ શકે. પેરોલ પર જવા ઇચ્છનારાને પણ એ છોડી જ દેતી હતી. સત્યાગ્રહીની ગમે તેવી અરજીનો અંત એના બિનશરતી છૂટકારામાં આવે એવી દશા થઈ.

એ ભાઈ જતા હતા. અરજી કર્યાના આગલા દિવસથી જ એ જેલની ઇસ્પિતાલમાં હતા. જતાં પહેલાં એ યાર્ડમાં મળવા આવી ગયા. ક્યાંય એમને ચહેરે ગ્લાનિ સરખી પણ ન'તી તરવરતી.

ઊલટું એ કહેતા: "જુઓ, સરકાર પણ પૂરી શયતાન છે ને ? મેં તો થોડા કામ માટે અઠવાડિયું બહાર જવાનું માગ્યું ત્યાં એણે છોડી મૂકવાની વાત કરી. મારું કામ પત્યે એક દિવસે ય બહાર નથી કાઢવાનો! આવો સરસ સત્સંગ બીજે ક્યાં મળવાનો હતો!" એક એક શબ્દ મને તો શૂળ જેમ હૈયામાં વાગતો હતો. કેટલો દંભ, કેટલી છેતરપીંડી, કેટલી નપાવટ બૂઝદિલી એમાં ભરી હતી?

બધાને મળવા નીકળ્યા હતા ત્યાં એ મારી ઓરડી આગળ પણ આવ્યા.

"માફ કરજો, કાંઈ બોલાઈ ગયું હોત તો!" હાથ લંબાવી એમણે કહ્યું. કેવળ ઔપચારિક રીતે મેં એમના હાથમાં મારા હાથનાં આંગળાં મૂક્યાં. રોષમાં મારાથી કશું ય બોલી ન શકાયું.

"કાંઈ કામકાજ છે? કંઈ જોઈતું કારવતું મંગાવવું છે?" પ્રયત્નપૂર્વક એ વિવેક વાવરતા હતા.

મારા ધૂંધવાટને હું અંતરમાં જ સમાવી ન શક્યો. જેલ-જીવને પેદા કરેલો બધોય રોષ ખોબે ખોબે એમના ઉપર જ ઠાલવી દેવાનું મન મને થઈ આવ્યું, અને થોડોક ઊભરો તો મેં ઠાલવ્યો પણ ખરો. શક્ય એટલી સભ્યતા અલબત્ત, મેં સાચવી. છતાંય એમાં પૂરી કડવાશ હતી. શિખામણ દેવાનું ય મને કોણ જાણે ક્યાંથી મન થઈ આવ્યું.

"બીજું તો કાંઈ નહિ પણ ફરીથી સત્યાગ્રહી તરીકે ન આવતા, સ્વરાજ્ય આવતું અટકી જશે." હું બોલી ગયો.

એ વાત જ ગળી ગયા. ચહેરે ઓકળી પાડી બેઠેલી સ્વસ્થતામાં જરા ય ઊનતા ન આવી. ઠંડે કલેજે એ સાંભળી રહ્યા.

એમની સ્વસ્થતાએ મારામાં ભોંઠપ આણી. અચાનક જ હું અટકી ગયો; પણ મારો ઉકળાટ શમ્યો ન હતો, કેવળ એ આંત-સુંખ થયો.

હું બોલતો અટક્યો અને થોડીક પળ શાંતિ વ્યાપી ત્યાં લગી એ ચૂપ ઊભા રહ્યા. ત્યારબાદ એ સહેજ મલક્યા.

"જય જય" નમસ્કાર કરી એ ત્યાંથી ચાલી નીકળ્યા. હું એમ ને એમ જ સમસમતો રહ્યો. દુનિયાદારીએ, વ્યવહારબુદ્ધિએ, જાણે મને તમાચો ન માર્યો હોય, એવું મને લાગ્યું. અને એ બધી રીસ જાત પર ઊતરી.

એવું તે કયું કારણ મારી પાસે હતું કે હું માની લઉં કે બહાર જવામાં કશા ય ખાસ કારણ વિના એમની કાયરતા, સંકટ વેઠવાની અશક્તિ જ જવાબદાર હતી? સાચું તો એ હતું કે ઊંડે ઊંડે એમને અમારાથી–મારાથી હલકા, ઓછા વિશ્વસનીય વગેરે વગેરે માનવાનું શું કારણ હતું? અંગ્રેજી કહેવત મુજબ કૂતરાને ગાળ દઈ ડામ દેવા જેવું જ હતું ને એ!

વિભાનો જવાબ આવ્યો. જેલસાથીઓ પણ હવે તો વાદળી પરબીડિયાને પિછાણી ગયા હતા. એની નિયમિતતા પરથી એ લોક અઠવાડિયાના વાર નક્કી કરવાની હદ લગી આવ્યા હતા.

પહેલી જ વાર વિભાના કાગળમાં છેકછાક હતી. મારા પોતાના મનનું પ્રતિબિંબ હોય કે કોણ જાણે શું ય હોય પણ આ પત્ર પરથી તો વિભાયે અસ્વસ્થ જણાતી હતી. ત્યારે મારો ભવ સાચો ઠર્યો! સાકરને બદલે મેં સોમલ જ ઘૂંટયું?

વિભાએ લખ્યું હતુંઃ તારી પોતાની ઈચ્છાની ઉપરવટ થઈને મારે કશું ય કરવું નથી, કે નથી તો મારે તને કશું ય કરવાની ફરજ પાડવી. તારામાં સ્વેચ્છા કે ઉમંગ જગાવી ન શકી એ મારી અશક્તિ. એટલી મારી સાધનાઓથી તું બધી રીતે છૂટો છે. મારા તરફથી ન તો તારી આસપાસ કશું બંધન છે કે ન તો કશું બંધન રહેશે. આકાશના પરિન્દાની જેમ મુક્ત રીતે તું વિહરી શકે છે. હું..." 'હું'

પર એક મોટો ડપકો પડ્યો હતો. ખાદીકાગળ પર મન મૂકીને ફાલેલું. એ આંસુ હશે? પણ શામાટે હું મારી ચિંતા તારા ઉપર લાદું? ક્યારેક મનને કોક ખૂણે મને સંભારીશ તો ય મારે માટે પૂરતું છે.

"મારા સુખની કાળજી અને મારા દુઃખની ચિન્તા તો તારું નિર્મળું હૈયું બતાવે છે. એ હૈયામાં કાળજી કરાવવા જેવું સ્થાન હું પામી છું એ જ મારે માટે તો સંતોષ અને પરમ સુખનો વિષય છે. બાકી મારે દુઃખ શું છે? તને આટલો ય દુઃખી કર્યો એનું મને જેટલું દુઃખ છે એટલું બીજું કશું ય દુઃખ નથી.

"તું લખીશ તો જ હવે હું લખીશ. નાહકની તને કશી ય ચિંતા મારે નથી કરાવવી."

મારી નજર સામે આખેઆખે અવકાશ ચક્કર ચક્કર ઘૂમરીઓ લેતો હતો. આંખોનાં અજવાળાં આડે કાળી કાળી વાદળીઓ ઠલવાતી હતી. મેં શું કર્યું હતું? મારી પ્રમાણિકતા સાબીત કરવા મેં વિભાનું જીવન હણ્યું? મારી સચ્ચાઈ પૂરવાર કરવા મેં વિભાનું હૈયું નંદ્યું?

પણ વિભા ય મને અન્યાય નથી કરતી? ક્યારે ય મેં છટકી જવા જેવું કશું ક્યાં કર્યું છે? હું તો માત્ર મારા મનને જરા ય જંપવા ન દેતા ભયની—મારે મન તો જેને હકીકતનું જ રૂપ મળ્યું છે—વાત કરતો હતો. એમાં એને આ રીતે લખવાની શી જરૂર હતી. હું જવાબદારીમાંથી નાસી જવા નથી માગતો. હું ભાગેડુ નથી. તો પછી શા માટે વિભા આમ લખે છે?

કદાચ વિભાએ મારા કહેવાનો અવળો અર્થ કર્યો હશે. જો મારે લીધે જીવન ખારું ખારું બની જતું હોય તો એને ચેતવવાનો પણ મને હક્ક નથી? એથી વધુ, કશું ક્રૂર, કશું ઘાતકી, પાપભર્યું, મેં શું કર્યું છે?

વિભા મને અન્યાય કરે છે. હું એની ચિન્તા કરું એમાં હું કશો ઉપકાર નથી ચડાવતો. કદાચ એ મારું કર્તવ્ય ન હોય તો ય હું મનને એની ચિન્તા કરતાં કઈ રીતે વારવાનો હતો? શું હું એને નહોતો ચહાતો?

વિભાને હાથે ય મને અન્યાય જ થયો. એની આંખમાં ય હું ફરેબી ઠર્યો, હૈયું ખોલીને દેખાડવા જતાં હું રામ તો ન બતાવી શકચો, પણ કેવળ મારે વિષે નવી શંકા, નવા આક્ષેપો જન્માવી શકચો.

દુનિયાના એક માણસમાં મને શ્રદ્ધા હતી કે એ તો મને ઓળખશે. મારા હૈયાના તલસાટને, એની નિર્મળતાને, એના નિર્મળ મને એ પારખશે. એ શ્રદ્ધાયે આજે તૂટી પડી!

એ ઘડીએ મને જેટલું એકલવાયું લાગ્યું છે એટલું કચારે ય નથી લાગ્યું.

વાદળી પરબીડિયું આવ્યા બાદ હું મનની ઊંડી ગુફા—કંદરાઓમાં ઊતરી ગયો હતો એ અમુએ જોયું હતું. સીધો જ એ ફરતો હતો ત્યાંથી મારી ઓરડીએ આવ્યો. સૂનમૂન થઈ હું બેઠો હતો ત્યાં આવીને મૂગેમૂગો એ બેઠો. મેં વિભાનો કાગળ જ એના હાથમાં મૂકચો.

વાંચીને હતી એવી બરાબર ઘડી વાળી એણે પરબીડિયામાં કાગળ પાછો મૂકચો, અને મને પૂછ્યું: "શું લખ્યું હતું તેં?"

મેં એને આખીએ વાત કહી. મારી ધારણા તો એને કેસરિયાં કરતાં વારવાની હતી. અમુ આખી વાત સાંભળી રહ્યો કોણ જાણે કેમ પણ હું ભાષણે ચડી ગયો હતો. હું બોલતો હતો ત્યાં લગી એ એક શબ્દ ન બોલ્યો. આ એની પુરાણી રીત હતી. વધુ બોલવાની અશક્તિ લાગતાં હું ચૂપ થયો ત્યારે જ એણે કહ્યું: "ધીમુ, કહેવા કારવવાની ય રીત હોય છે. પણ એ વાત તો આપણે પછી કરીશું.

અત્યારે તો સવાલ વિભાની જે ગેરસમજૂતી થઈ છે તે દૂર કરવાનો છે."

અમુ અચાનક જ અટકી ગયો. મારા સામે ટગર ટગર જોઈ રહી બેએક પળ બાદ એ બોલ્યો: "પણ હાં, વિભા જે સમજી છે તેવો તારો આશય ન'તો એટલું તો સાચું જ ને?"

કેવો વિચિત્ર સવાલ હતો? હું જૂઠો હતો? વિશ્વાસઘાતી હતો? છેતરપિંડી કરવા માગતો હતો?

ખૂબ ભારપૂર્વક અને સરોષ મેં કહ્યું: "અલબત્ત નહિ."

જરાય સ્વસ્થતા ગુમાવ્યા વિના અમુએ બીજો સવાલ પૂછ્યો: "વિભા આવું સમજી બેઠી છે એમાં તને પોતાને અન્યાય થતો લાગે છે?"

એમાં સવાલ પૂછવા જેવું શું હતું? "ચોક્કસ." મેં કહ્યું.

"એનો અર્થ તો એ ને કે તું છેવટે તો વિભા સાથે લગ્ન કરવા રાજી છે??" અમુની આંખ મારી આંખ પર હિમાલયનું વજન લઈને ચોંટી હતી. મગની બે ફાડ જેવો અમુનો સવાલ હતો. એનો સીધો હા કે નામાં કેમ જવાબ દઈ શકચો, પણ અમુએ એનો જુદો અર્થ તારવ્યો.

"ત્યારે તો તારા ઊકળાટના સ્વાંગ પાછળ એક પરમ સંતોષ પણ હશે, ગળેથી બલા છૂટચાનો!" અમુની ઝીણી થએલી આંખોમાંથી અંગારા ઝરતા હતા.

"તું મને અન્યાય કરે છે, અમુ." મેં કહ્યું.

"બધા જ તને અન્યાય કરે છે. માત્ર તું એક તારી બુદ્ધિનો નચાવ્યો નાચે છે તેમાં બધાને ન્યાય કરે છે."

"પણ તું મારી વાત તો સાંભળ." મેં અમુને શાન્ત કરવા કહ્યું, પણ એ તો કશું સાંભળવાની રગમાં ન હતો.

"મારે માટે તો મારા સવાલના હા કે ના નો જવાબ જ પૂરતા છે. બુદ્ધિની પટાબાજી માટે ન તો મારી પાસે પહોંચ છે કે નથી તે માટેની ઈંતેજારી."

"પણ મેં વિભા સાથે લગ્ન કરવાની ના ક્યાં કહી છે?"

"ચોખ્ખી હા ક્યારે ય કહી છે?"

અમુને ટાળવો મુશ્કેલ હતો. પણ હું એને ચોખ્ખો શું જવાબ દઉં? મારા મનમાં જ એ વિષે ક્યાં કશી ચોખવટ હતી?

"મારે આ વિષે બીજી વાર વાત ન'તી જ કરવી. છતાં આજે અણધારી આ વાત આવી. આજે હું તારે મોંએ જ તને એક વાત કહી દઉં. આજ લગી હું તને કેવળ અનિર્ણયી બુદ્ધિવાદી માનતો હતો. આજે તું મારી નજરમાં હલકટ બુઝદિલ વારસાઈનો દાવો કરનાર દંભી પણ ઠર્યો છે."

ઉતાવળમાં બોલી અમુ ઓરડી બહાર જતો હતો. એના ખભા પકડી મેં બળજબરી કરી એને ખુરશી પર બેસાડ્યો. મારું રુંવેરુંવું બળી રહ્યું હતું. બીજા કોઈ આ શું આથીએ કપરા આક્ષેપોનો ઓળીઓ ઘોળીઓ મારે માથે ઢાલવ્યો હોત તો તો એને ઝાકળનાં બિન્દુ જેમ મેં ખેરવી દીધો હોત. જાહેર જીવનના ટુંકા પણ કડવા અનુભવે મને એ રીતમાં તો માહેર કર્યો જ છે. પણ આ તો અમુ કહે છે, મારો અમુ કહે છે.

"અમુ, તું ય આમ કહીશ?" એને ખભે હાથ મૂકી, ચારે આંખને એક તારે પરોવી મેં પૂછ્યું. મને ખબર પણ પડે તે પહેલાં જ મારી આંખમાં ઝળઝળીઆં આવ્યાં. અમુ શ્વાસ ખેંચી જડબું દબાવી મારા સામું તાકીને બેઠો હતો. એની પલકારા મારતી આંખો મને તોલી રહી હતી.

"મને કે દુનિયાને આંસુ નથી સમજાતાં; સન્નિષ્ઠાનો પુરાવો જોઈએ છે."

"તને કોણ જાણે મનમાં એમ જ વસી ગયું છે કે હું વિભાને ખોટી આશાઓ આપી છેહ દઉં છું. ફરી ફરીને એ જ વાત હું તને કહું છું કે એ આ લગ્નથી સુખી નહિં થાય, નહિં થાય; છતાં ય અત્યારે હું તને વચન આપું છું. જો એની એ જ ઇચ્છા હશે તો હું લગ્ન કરીશ." મેં કહ્યું.

અમુને ચહેરે તંગાશ સહેજ પણ ન નમી.

"અને તને એ બનવા જોગ લાગે છે કે તારી અનિચ્છા જોયા બાદ વિભા ક્યારે ય એવી ઇચ્છા જાહેર કરે. પંખિણીની પાંખો કાપી લીધા બાદ એને માટે ઊડવું શક્ય હોય છે ખરું? કુદરતે આપી છે એ બુદ્ધિનો દુરુપયોગ કાં કરે છે?"

અમુનો ડંખ ન'તો ઓસર્યો.

"ધીમુ, તારી એ બુદ્ધિએ એક હર્યાભર્યા હૈયાનો ભોગ લીધો છે. જન્મજન્માન્તરોનાં સુકૃત એને ધોઈ નહિં શકે."

અમુ ચાલ્યો ગયો. આજે ય અમુને હું ન સમજાવી શક્યો. ન તો મારી સન્નિષ્ઠા વિષે ખાતરી કરાવી શક્યો. આંસુ સારતો હું ટેબલ પર જ બેસી રહ્યો. બૅરેકને બીજે છેડેથી સાયંપ્રાર્થનાના શ્લોકો ગુંજતા હતાઃ

> प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
> आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

આત્મા આત્મામાં જ સંતુષ્ટ રહે! મનોગત બધી કામનાઓનો ત્યાગ કરે! સ્થિતપ્રજ્ઞ કહેવાવા માટે!

> दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
> वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

દુઃખે દુઃખી નહિ, સુખની સ્પૃહા નહિ. વાંચ્છા, અનુરાગ, ભય, ક્રોધ સર્વ જેણે તજ્યાં હોય તે જ સ્થિરબુદ્ધિ.

મન પણ કેવું છે! પ્રામાણિક ઠરવા, એ કેવાં કેવાં વલખાં મારે છે! એને સ્થિરબુદ્ધિ થવું છે, સિદ્ધાન્તોનો ફાંકો રાખવો છે, ઇમાનદારીની ખુમારી મેળવવી છે. પણ નથી તો એણે ભય ત્યજ્યો, નથી ક્રોધ છોડયો, રાગેય છે અને દ્વેષ પણ છે. એને સ્થિર બુદ્ધિ શું, બ્રાહ્મી સ્થિતિ શું?

.........अशान्तस्य कुतः सुखम् ॥

પણ આ અશાન્તિ શાની છે? પોતાના વિષે બાંધેલા કો'ક સુંવાળા ખ્યાલ પર રખેને હિમ પડે એ ભયમાં જ એનું મૂળ છે ને? માની લેવાની, ઇચ્છા વિચારણાની વૃત્તિના જ એ બધા ઉચ્ચારો છે ને!

લાંબી લાંબી ડાંફ ભરતું મન કેમ આ એક જ ખ્યાલ નથી કરતું? ડાળીએ ડાળી ને પાંદડે પાંદડાને તાવતું મન મૂળને જ જોતું નથી. મૂળને જોવામાં ય એને ભયની શીત વ્યાપે છે. અને ન જોયાની નહરતી એ કલ્પી લે છે; પછી તો એનું કામ સુકર થઈ પડે છે.

ભય! જીવનની જાગ્રત-અજાગ્રત બધી જ પળોને ભરી દેતો વિરાટકાય ભય!

વિભા સાથેના મારા આખા પરિચયમાં મારા બધા ય કાર્યનું ઉગમસ્થાન તો ભયમાં જ રહ્યું છે ને! અને એમાં ય પોતાની જાત વિષેનો ભય!

એ ભયને હું જીતી શકું તો? એ અનુલ્લંઘનીય નથી, એ અજેય નથી; હું એને જીતીશ. વ્યક્તિત્વના પૂર્ણોલ્લાસને દમતા એ ભયને હું જીતીશ.

અને તો તો વિભાને દુઃખી કરવાનો સવાલ જ ઊભો નથી

થતો ને ! દુઃખ તો ભયરોગનું ગૂમડું છે. ભયરોગને જ હટાવી દીધા પછી દુઃખ શું ? દુઃખની આય શી ?

મન પાછું પ્રફુલ્લ બન્યું.

વિભાને આ વાત મારે જણાવવી જ જોઈએ અને આજલગી નથી આપ્યું એ વચન પણ મારે એને આપવું જોઈએ. કાલેજ વિભાને તાર કરી અહીં બોલાવું અને બધી વાત કરું ? શા માટે એનાથી મારે કશું ય છુપાવવું જોઈએ ? અને એને થએલા આઘાતનો તો મારે ખ્યાલ કરવો જ જોઈએ.

લોકઅપને થોડીક જ મિનિટની વાર હતી. હું અમુની કોટડી પર ગયો. એને મેં કહ્યું: "અમુ, મેં નિશ્ચય કરી લીધો."

કોણ જાણે કેમ પણ કશું ય માનવાની એની તૈયારી ન હોય એવું એનું વર્તન મને લાગ્યું. પણ મને ખાતરી હતી કે હું એનો વિશ્વાસ પામી શકીશ. મેં એને કહ્યું ય ખરું. કાલે જ વિભાને મુલાકાત માટે બોલાવવા તાર કરું છું અને એ આવશે એટલે હું એને વચન પણ આપીશ. સાહસ હશે તો સાહસમાં પણ ઝંપલાવીશ. મારા જીવનને રૂંધી દેતા ભયને મેં દૂર કર્યો છે.

અમુની કડવાશ ગઈ ન હતી. "ત્યારે તો તું અભય બન્યો ? અમર થયો !" પોષ માસની કાતિલ છૂરી જેવી ઠંડીનો ચમકારો આ શબ્દોમાં હતો. પણ અમુ તો હતો જ એવો ને ! અને આવો હૃદયપલટો અચાનક થયો હોય એમ એ માની પણ કેમ શકે ? પાકા ઘડે કાંઠલો ચડે એવું એના માન્યામાં ક્યાંથી જ આવે ?

"અમર થયાની તો મને ખબર નથી, પણ ભયનાં જાળાં હટાવ્યાં છે એટલું તો જાણું છું."

બીજે દિવસે સુપરિન્ટેન્ડન્ટને મળીને મેં વિભાને તુરત જ આવીને મને મળી જવા તાર કર્યો. એવું હળવું હૈયું તો મેં ક્યારે ય

ન'તું અનુભવ્યું. અમુને મારી આખી વિચારણા પણ જણાવી, છતાં એનું મન બરાબર માન્યું હોય એમ જણાયું નહિં. કદાચ એનો વિશ્વાસ જ હટી ગયો હતો! મનનાં મોતીડાંને અદીઠ રહી સાંધતો તાર તો વિશ્વાસ જ છે ને! એ જ તૂટે પછી ક્યાં આરો રહ્યો? પણ મને વિશ્વાસ છે કે અમુના મનનું–એના સંદેહનું સમાધાન હું જરૂર કરી શકીશ. કારણ કે મેં નિશ્ચય કરી લીધો છે, ભયને જીત્યો છે.

તારીખો, વાર, મુદત; સહુનાં અદબદ પડીકાં પાનખરનાં પાનાં જેમ વેરાતાં હતાં. કશી અજબ પ્રકૃતિનું પ્રદર્શન હતું. ત્રણ ચાર માસના જેલવાસમાં–અને આને જેલવાસ કહેવામાં જેલ શબ્દથી ખડા થતા ખ્યાલને ખૂબ જ અન્યાય છે–ઇતિશ્રી થએલી માનનારાની સંખ્યા, પ્રથમ પંક્તિમાં આટલી સંખ્યા, એ કોઈ પણ લડતને, કોઈ પણ પ્રજાને હરાવવા પૂરતી જ છે. જો આ જ સૈન્યના બળ પર, આ જ લડાયક શક્તિ પર આપણે સ્વાધીનતા મેળવવાની આશા રાખતા હોઈએ તો આપણા જેવા સ્વપ્નવિહારી બીજા કોઈ પણ નહિં જડે.

મારી દશા તો 'ભગત દેખ રોઈ' જેવી હતી. માનવી અને માનવતાની આસપાસ કલ્પનાએ, પરંપરાએ, ભાટની જીભે રસેલો ઢોળ તો ક્યારનો ય ઊતરી ગયો હતો; છતાં ય ઊંડે ઊંડે એક અચલ વિશ્વાસ હતો કે સરઅવસરે કશી એવી શક્તિ, તાકાદ આવશે જેથી સામાન્યતાની ભીંસ તો દૂર ફેંકી દઈ શકાશે, પૂર્ણ માનવતાને પામી શકાશે, અને એ તાકાદનો આવિર્ભાવ દર્શાવ્યાની જેમનામાં શકયતા હતી તે આ!

રાષ્ટ્રીયતાના ઘેનમાં આપણે ઘણી ય અનિચ્છનીય વસ્તુઓ પર વધારે પડતું અને સાદી સમજમાં જરાકે ન ઊતરે એવુ ધ્યાન દીધું છે. ભણ્યું અભણ્યું કરવાનો આદેશ દેવા સાથે જ જ્યાં જ્યાં બુદ્ધિનો, મેધાનો, ચમકારો દેખાય ત્યાં તેનો અવિશ્વાસ કરવાનો ગર્ભિત આદેશ

પણુ જાણે દેવાળો છે. લહેરાતા મહેરામણુના અવિશ્વાસે ખાબોચિયાંની કીમત વધારી મૂકી છે. સમજી પણુ ન શકાય એવી રીતે, કશો ય વિચાર કરી શકનાર આજે રદબાતલ ગણાય છે. એનો ગુન્હો તો એટલો જ છે કે એ વિચાર કરે છે, કશું વાંચે છે, ખુલ્લે દિલે પોતાના સંશયોને એ જાહેર કરે છે.

અને એને બદલે દૂર રાખીને આપણે પ્રથમ પંક્તિમાં કોને ધકેલીએ છીએ? સમજી ન શકાય એવી તરકીબોથી સંસ્થામાં 'હાપાડુઓ'ની સંખ્યા વધારવામાં આવે છે.–મિયાંની ચાંદે ચાંદ એ કહેતીમાં પણુ કદાચ સુધારો કરી શકાય એટલી હદ લગી, અને સત્તાના ટૂકડા બચકા વાગોળવાના ગુન્હા બદલ, ભવિષ્યમાં એવા જ ટૂકડાના આસ્વાદમાંથી બકાત ન રહેવાની ગણુતરીએ. રાજકીય અનામત એકઠી કરવા એ કચવાતે દિલે લડતમાં આવે છે ત્યારે? લડતની સફળતા નિષ્ફળતાની વાત તો બાજુએ રહી, લડતના ન્યાયી અન્યાયીપણાની વાત દૂર રહી, એ વાત કરવા માંડે છે લડત શરૂ કર્યાની હિમાલય જેવડી ભૂલની. વાંક કાઢવા માંડે છે કાળી કલ્પનામાં યે એમના સ્થાનને ચલાવી શકે એવા એમના દુશ્મન હરીફોનો, નથી એમને સિદ્ધાન્તની પડી કે નથી એમને નીતિની તમા. આઝાદીનો અર્થ પણુ જાણુવા માટે એ તૈયાર નથી. મોવડી મંડળનું આ ખાસ સૈન્ય બિચારું જેલમાં આવી ભરાયા જેવી માનસિક દશા ભોગવે છે. જોષીઓના વર્તારા, રાજકીય ગણુતરીઓ, આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના અભ્યાસના પરિપાકરૂપે રજૂ કરવામાં આવતી માન્યતાઓ–બધું, નદીઓનાં પાણી જેમ સમુદ્રમાં ઠલવાય છે એમ એક જ વસ્તુ તરફ દોરાય છે અને એ વસ્તુ છે જેલ–મુક્તિ, જેલ–મુક્તિ જેનું બીજું નામ એમને માટે છે, ભોગવ્યાં હતાં તે સ્થાન ભોગવવા માટેનો નવો અમરપટો–ચાલતી હતી તે જ કસબદારીને ચાલુ રાખવાની નવી ભાડાચિઠ્ઠી.

અને સરકાર પણુ જાણે આ મનોદશાને બરાબર પિછાણુતી

લાગે છે. થોડોક વખત થાય છે અને એકાએક કો'કની સામેનો નજરબંદીનો હુકમ રદ થાય છે. શાંત જળમાં પથરો પડે છે. જળકુંડાળાં પર જળકુંડાળાં રચાય છે. કો'ક નવી ગણતરી રજૂ કરે છે. કો'ક સરકારી નીતિમાં પલટો જુએ છે, કો'ક લડતની સફળતા ભાળે છે, કો'ક છૂટકારાના લઘુતમ, ગુરુતમ કાઢવા લાગે છે. અણબોલાએલો છતાં અણપ્રીછયો ન રહે તો સવાલ એક જ છે: જેલમુક્તિ!

અને સરકારે શરૂઆતથી જ કશી ય અરજી વિનંતિનો પૂર્ણપણે સ્વીકાર કરવાની નીતિ પણ અખત્યાર કરી છે. તમે અરજી કરો એ ઉત્તમ. પણ છતાં તમને પોતાને અરજી કરતાં વાંધો આવતો હોય, પ્રતિષ્ઠા નડતી હોય તો બીજા ક્યાં અરજી કરનારા નથી? ગમે તે અરજી કરે. અરજી આવી એટલે તમે છૂટા જ સમજો ને! અને મહાત્મા ગાંધી ભલેને કહ્યા કરે કે જેલમાંથી છૂટચા તોય પાછું તમારે જેલમાં જવાનું છે! બાપુની રચનાત્મક કાર્યક્રમ વિષેની આળી ચામડીને પંપાળતાં વાર કેટલી? તરત જ હુકમ મળે: "તમે તો રચનાત્મક કામમાં જ લાગી જાઓ. એ જ તો સ્વરાજ્યનો પાયો છે." પછી કોની દેન છે કે તમને આંગળી અડાડે કે તમારું નામ પણ દે!

આ તૈયારી પર, આ લશ્કર પર અને આ ત્યાગભાવના પર સ્વરાજ્યની ઇમારત ચણવાની! ભીંતે માથું પછાડવાનું મન થાય છે. દંભનો જે પડદો પ્રજા આગળ રજૂ થાય છે તે ફાડી ફાડી એના નગ્નમાં નગ્ન રૂપે રજૂ કરવાનું દિલ થાય છે. અને આખી વિચારણાનો અંત આવે છે આત્મશ્રદ્ધાને ડગાવવામાં. કેટલી પામરતા!

પણ એમ કહેવાનો મને શો હક્ક છે? હું ક્યાં એનાથી જુદો છું? જીવનવ્યવહારમાં એ જ ભય, એ જ લોભ મારા વર્તનને રંગી રહ્યાં નથી? બુદ્ધિ, બુદ્ધિ, બુદ્ધિની તારીફ કરતાં, પૂજા કરતાં અંતરમાં તો હું ભયને જ સંઘરું છું ને!

પણ હું એને જીતીશ. ભય નહિ, સાહસ હવે મારો ધ્રુવતારો બનશે.

છેલ્લા ચાર દિવસથી હું એની પ્રતીક્ષા કરતો હતો. વિભાને તાર મોકલ્યા બાદ, એ અશક્ય હતું એ જાણવા છતાં હું કલાકે કલાકે એ મુલાકાતે આવશે—આવી છે, એમ કલ્પતો હતો. મારે એને કહેવી હતી એ વાતે મને ઉન્મત્ત બનાવ્યો હતો. કયા અજબ ભાવોદ્રેક હું અનુભવતો હતો !

બપોરે બાર વાગે નામ પોકારતો હવાલદાર આવ્યો ત્યારે હું તૈયાર જ હતો. એણે જ કહ્યુંઃ "આ જ તો ખાલી આપકી હી મુલાકાત હૈ." એક રીતે એ સારું જ હતું. નિરાંતે વધારે વખત મળશે અને બિચારા જેલ સત્તાવાળાઓને પણ ઓછી કનડગત !

રસ્તાની બન્ને બાજુએ ઊભેલા લીમડા પર મંજરીઓ મન મૂકીને મોરાઈ હતી. પોપટી લીમોડીઓ તરવરાટભરી ડાળે ડાળે લહેરતી બધે સંતોષની મહેક મહેકતી હતી, ભર્યા દિલની સુવાસ હતી.

વિભાને જોતાં જ હું ચમક્યોઃ આ વિભા !

વિભા હાડકાનો માળો લાગતી હતી. એની સુરખી ક્યાં ય જતી રહી હતી. એની જગાએ ફિકાશ આવી હતી. આંખોમાંની ચમકની જગાએ થાક વરતાતો હતો.

વિભા કાંઈ ન બોલી. હસી પણ નહિ. કેટલી દુઃખી કરી નાખી મેં એને ! મારા મનની નિર્બળતાએ ક્યાં જઈને રોષ ઠાલવ્યો હતો !

"કેમ આમ થઈ ગઈ છે, વિભા ?" પહેલો જ મેં સવાલ કર્યો.

જવાબમાં એ ફિક્કું હસી. એનું મનોદુઃખ, આખા પ્રસંગની નજરે ચડે એવી અવાસ્તવિકતા સાથે મારા ધ્યાનમાં હતી. પણ એ બધું હું વાળી ભરવાનો જ હતો ને !

"મારા કાગળમાં અને તારા જવાબમાં બન્નેમાં એક ગેરસમજૂતી હતી. પણ એમાં તારો વાંક નથી. મારા કાગળમાં જે ધ્વનિ તેં

વાંચ્યો એ નહોતો એમ તો હું પણ નહિ કહી શકું; છતાં મારો ખ્યાલ તો તને, જે વાત મારા મનને વારંવાર અપાર ચિંતા કરાવે છે એ ખ્યાલનો ચિતાર આપવાનો જ હતો."

"કે હું સુખી નહિ થાઉં. એ જ ને?" અધવચ્ચેથી મને અટકાવીને વિભાએ પૂછ્યું.

"હા. હરદમ એ ભય મને જીવતાં મારતો હતો. એ વાત જ મારે તને કહેવી હતી. કૃપા કરીને, દયા કરીને પળભર એવો ખ્યાલ મનમાં ન લાવતી, કે હું તને કોઈ પણ રીતે છેહ દેવા માગતો હતો."

"કરપીણ કલ્પનામાં પણ મેં એવું મનમાં નથી ધાર્યું. કારણ કે મને ય એવો જ ખ્યાલ થયા કરે છે. સતત ભય રહ્યા કરે છે કે તને હું શું સુખ દેવાની હતી?"

"એ તો બધા મનના બુટ્ટા છે. ભય જ આપણાં જીવનને રૂંધી રહ્યો છે. મને ય એ જ ભય દમતો હતો. સુખ અને સુખની કલ્પનામાં, હું, એ મારા હાથની હથેળીમાં જ હતું, એ ભૂલી ગયો હતો. ભયે મને આંધળો બનાવ્યો હતો. પણ હવે મારી આંખ ખુલી છે."

વિભા શાંત ચિત્તે એકધ્યાનથી સાંભળી રહી હતી. એના ફિક્કા ચહેરા પર દોડી આવતી લાલ ટશેરો કશી અજબ ભાત પાડતી હતી.

"દુઃખી થઈશ, દુઃખી થઈશ એમ બીક રાખ્યે તે કાંઈ સુખ પમાતું હશે? એ તો સાહસને અંતે મળે. જીવનનો ઉદ્ધારક જ સાહસ છે."

વિભા પર મારી નજર ઠરી અને મારા શબ્દો પણ મારી જીભે જ થંભી ગયા. વિભાના ચહેરે આવી તંગાશ મેં ક્યારેય નથી જોઈ. રેખાએ રેખામાં કશી ખેંચ આવી હતી. ગભરાઈને મેં પૂછ્યું: "શું થયું વિભા?"

"કશું ય નહિ" મારા સામું નજર ફેરવી વિભા બોલી. પણ

નજરની તીવ્ર ઠંડાશે મને મહાત કર્યો. થોડી પળ કોઈ ન બોલ્યું. મારો જીવ પડીકે બંધાયો હતો. મને લાગ્યું કે મેં વિભાના હૈયા પર કશો ઘા કરી દીધો છે. મનમાં ને મનમાં હું મારી જાત પર શાપ વરસાવતો રહ્યો. હું આવ્યો હતો એ હૈયાને શાતા દેવા અને.........

"વિભાએ એની પેલી હિમરાશિ જેવી નજર પાછી જમીન પર ઢાળી. ખુલ્લી હથેળીમાં મૂઠી પછાડતાં એ બોલી:" અને તેં ઝંપલાવવાનું નક્કી કર્યું ?"

શું પૂછતી હતી વિભા ? શું કહેવા માગતી હતી વિભા ? હું કશું જ સમજી ન શક્યો. મેં કહ્યું ખરું: "શું કહે છે તું ?"

"હું એ પૂછું છું કે સાહસ અને ભયને જીતવાની ઈચ્છા ઉપરાંત એવું કશું ય તારા મનમાં છે જે તને ઝંપલાવવા પ્રેરે છે ?"

એની દૃષ્ટિ પાછી મારી આંખો પર ચોંટી. અત્યારે જોઈ એવી વેધકતા, હૈયાને વીંધીને આરપાર ચાલી જતી તીક્ષ્ણતા, મેં ક્યારેય વિભામાં નથી જોઈ.

અબુધની જેમ હું ચૂપ બેસી રહ્યો. વિભાને શો જવાબ દેવો તે જ મને સૂઝતું ન હતું. હું વિભાને જોઈ જ રહ્યો હતો. આવી સંવેદનશીલ મેં ક્યારેય એને જોઈ ન હતી.

"જિંદગીની એક મોટી વાત તું નથી જાણતો. સાહસ પાછળ સ્નેહ અને શ્રદ્ધાનું બળ જોઈએ છે; એ તારી પાસે ?"

રાંપીના ઘા જેવો સવાલ હતો. પળભર તો એ સવાલે મારી શુદ્ધસાન હરી લીધી. સ્તબ્ધ બનીને હું વિભાને જોઈ રહ્યો. એની નરી નિર્મળતા કરુણ લાગતી હતી, છતાં કેટલી તાતી હતી !

"પણ......પણ..." ગળામાંથી આટલા અવાજ ઉપરાન્ત હું કશું ય કળી ન શક્યો.

"હૈયું ગુમાવી બેઠેલી સ્રીને હૈયું ગુમાવ્યાના ભાન જેવું કશું દુઃખ નથી. એને બિચારી, બાપડી, કરુણાપાત્ર માનીને કો'ક એનો ઉદ્ધાર કરવા ઝંપલાવે......"

વિભા વધુ ન બોલી શકી. એનો ભાવોદ્રેક એના અવાજને રૂંધતો હતો.

"વિભુ, મને અન્યાય ન કરીશ હું તને બિચારી કે બાપડી ક્યારેય નથી માનતો. કશો ય ઉદ્ધાર કરવાનો ખ્યાલ સરખો મારા મનમાં નથી, હું તો ખાલી મારા મનની બીકને દૂર કરવાની વાત કરતો હતો. કૃપા કરીને મારા બોલવાનો અનર્થ ન કરીશ."

"આટલું કહેવા જ મને અહીં બોલાવી હતી?" લાગણીને અવાજથી છૂટી પાડવાનો પ્રયત્ન કરતી હોય એમ વિભા બોલી.

કેમ વિભા આમ વર્તે છે?

"આ વાત, આપણું લગ્ન, મારો નિશ્ચય—સહુ તને કહેવા અહીં બોલાવી છે, વિભા!" વિભાને મોંએ એ વાત મેં પહેલી જ વાર કરી. જે કહેતાં મનમાં વસવસો અને ક્ષોભ થયા કરતો હતો તે શબ્દો બોલતાં આજે મને અરેકાર પણ ન થયો." ઓછું આવું કાગળમાં લખાય છે?" મેં ઉમેર્યું. મારા બોલ્યાની અસર જોવા મેં વિભા સામું આંખ ઊંચી કરીને જોયું. મેં ત્યાં સંતોષ અને સુખની દીપ્તિ જોવાની આશા રાખી હતી, પણ મને નિરાશા મળી. વિભાને ચહેરે ખેંચાએલી પણ છાની તંગાશ હતી.

"આ વાત, આપણું લગ્ન, તારો' નિશ્ચય એ બધા પાછળ કેવળ જવાબદારીના કે લોકલાજના ખ્યાલ ઉપરાન્ત બીજું કશુંય છે?"

વિભા ફરી ફરીને આ શું પૂછ્યા કરે છે? નિશ્ચય પાછળનો ખ્યાલ શું હોઇ શકે? એમાં લોકલાજનો ભય કે જવાબદારીનો બોજો ક્યાંથી આવ્યાં?

"વિભા, તારા હૈયા પર લાગેલા આઘાતે જબરી અસર કરી છે. એટલે જ તું આમ પૂછ્યા કરે છે. સુખની કલ્પના, અને સમ-સુખી થવાની ઉત્કટ ઈચ્છા સિવાય આ નિશ્ચય પાછળ શું હોઈ શકે?"

વિભા મારા સામું જોઇ રહી. એણે કશો વધુ સવાલ તો ન પૂછ્યો, પણ એને ચહેરે ચિતરાએલી વિષણ્ણતાની રેખાઓ જરાય ન મટી. એના એક નિઃશ્વાસે મને કંપાવ્યો. પુરાણી પામરતાએ અચાનક કૂદકો માર્યો. વિભાને પણ હું સુખી ન કરી શક્યો. ન તો એના જીવનમાં સુખની એક લહરિ પણ ભરી શક્યો. હું કરી શક્યો માત્ર એને દુઃખી.

મારા મનનો તીવ્રતર થતો લઘુતાભાવ મારી જીભને બંધ કરી દે તે પહેલાં મેં ફરીથી કહ્યું: "અને મેં તને બોલાવી તે તો વચન આપવા. જેલમાંથી છૂટીને..."

વિભાએ મને અધવચ્ચેથી અટકાવ્યો: "એનો હું કાગળથી જવાબ આપીશ."

શું કહે છે વિભા?

"તને ખૂબ માઠું લાગ્યું છે, વિભા! મને તું માફ નહિં કરે, વિભા? મારી જડતા મારી પાસે એવું વર્તન કરાવે છે, જેથી હું પોતે લજાઉં છું." એક વાર એટલું જ કહે કે તેં મને માફ કર્યું છે." નરી સચ્ચાઈથી મેં કહ્યું.

"માફ કરનાર હું કોણ? અને તારો ગુન્હો જ ન હોય પછી માફ કરવાનું શું રહ્યું?" પેલું પરિચિત સખેદ-સ્મિત વિભાને ચહેરે ઝળકી ગયું.

"તો તને માઠું તો નથી લાગ્યું ને? દિલ પર ન ધરાવતી વિભા." એને સહેજ હળવી બનતી જોઈ મેં કહ્યું.

"દિલ હોય તો દિલ પર ધરાવું ને?"

વિભાની આંખમાં આંસુ હતાં. સ્મિત અને આંસુ આટઆટલાં સાથે જતાં હશે? હમણાં તો એને ચહેરે સ્મિતની લહરિ આવી હતી. અને ત્યાં જ આ?

ખિસામાંથી રૂમાલ કાઢી એનાં આંસુ લૂછવા ગયો ત્યાં તો એણે એની જાત પર કાબુ મેળવી લીધો. આંખનાં અણિયાળાં લૂછી જાણે એણે અંતરના દુઃખદર્દ આગળ વાડ ભરી લીધી.

શું હતું જે વિભાના દિલને આમ વલોવતું હતું? આનંદની ઊડવાની વાત તો દૂર રહી, ઊલટું એક એક પળે, એકએક શબ્દે એની ચિંતા, એનાં દુઃખદર્દને અનેકગણાં કરી મૂક્યાં છે.

"વિભા, હું તારો અપરાધી છું. જાતને જીતતાં મને વાર થઈ; પણ હવે એ કાળી વાદળીને વરસી ગએલી માનજે. હાથમાં હાથ રાખી આપણે બન્ને, એકબીજાને આશરે ભવિષ્યને જીતીશું."

વિભાને એની ચિન્તાને ઊંડી ખોખમાંથી હું સપાટીએ ન જ લાવી શક્યો કે ન તો એને હૈયું ખોલીને બોલાવી પણ શક્યો.

અને એમ ને એમ અમે છૂટાં પડયાં. મુલાકાતે બન્નેનાં હૈયાંની વ્યગ્રતા વધારી ચક્કરમાં પાછા જતા હૈયા પર ભાર ભારે લાગતો હતો. આત્મભાન ગુંગળામણ થાય એટલા અંશે જાગ્રત થયું હતું. અને હૈયામાં છુપાઈ આખી વસ્તુનો સાક્ષી બનેલો પેલો વાંકદેવો ધીમુ ઉછળી ઉછળીને પૂછતો હતોઃ કેમ, થાઓને સુખી! સુખી થવું છે? સુખી કરવાં છે!

વૉર્ડર બહુ અચંબાભરી નજરે મને જોતો હતો. "મુલાકાત મેં કુચ નહીં આયા સા'બ? ઔર સા'બોં કી મુલાકાત આતી હય તબ તો પાંચ પાંચ છે છે કાલી ટોપીઓં કો સબ ચીજ ચક્કર મેં લે જાને કે લીએ લાના હોતા હૈ?"

એને બિચારાને શું ખબર કે હૈયામાં, પાંચ છ કાલા ટોપીનો

શું પણ ભલભલાને વજનથી ધૂળ ભેગા કરી દે, એવી નિરાશા મેં ભરી હતી!

અમુને બધી વાત મેં કહી. એ કશું બોલ્યો તો નહિ, પણ ચહેરા પરથી એ શું બોલ્યો હોત એ સમજાતું હતું: "હું કહેતો હતો ને!"

શું કહેતો હતો? કે હું દગાખોર છું? ખોટી પતરાજી કરું છું? પણ મેં કહ્યા હતા એ શબ્દોમાં શું ઊણપ હતી? પૂરી સચ્ચાઈપૂર્વક એ શબ્દો નહોતા બોલાયા? ઉઝરણાની મીઠી ફોરમ નહોતી એ શબ્દોમાં?

ત્યારે ભયને જીતવા જતાં હું ભયથી હારી, દાંતે તરણું લેવા પાછો આવ્યો હતો? તપોભ્રષ્ટ યોગીની જેમ જાત પર રોષ ઠાલવતો હું સમસમી રહ્યો. ક્યાંય કહેતાં ક્યાંય મને આશાનું, સુખનું કિરણ સરખું ય નાખી નજરે ન'તું પડતું. મન અંધારાના દરિયા ડહોળી રહ્યું હતું.

બીજે દિવસે એક્સપ્રેસ ડિલિવરીમાં વિભાનો કાગળ આવ્યો.

"તેં કહેલી વાતનો મેં પૂરો વિચાર કર્યો. તારી સચ્ચાઈ વિષે મેં ક્યારેય અંદેશો નથી કર્યો. અત્યારેય મારું મન તો તેં કરેલા મારા આદરને કોટિ કોટિ નમન જ કરે છે.

તેં કરેલા નિશ્ચય અને તેં દીધેલા વચન માટે મારે મગન થવું જોઈએ. પણ...કેવળ જવાબદારીના ખ્યાલો કે તારા મનમાં ઘર કરી બેઠેલા ભયને જીતવા જ તું એ નિશ્ચય કરે, એ પગલું ભરે, એમાં મને તારી બુદ્ધિનું અને મારા હૈયાનું અપમાન લાગે છે. એકમેકને ઓળખતાં, સ્ત્રી અને પુરુષ કેવળ કશા ભયને જીતવા કે સંસારિયાની નીતિરીતિમાં કશોય ગોળો ન પડે એ ખાતર જ પરણે એ મને અજુગતું લાગે છે. દુનિયા જીત્યાનો ગર્વ મારે નથી જોઈતો,

જોખમદારી કે સમજણુ હોવાનો લહાવો મને નથી ખપતો. હૈયાની હોડ બકતાં, એમાં હું હારી એનો ય મને ક્ષોભ નથી. માત્ર સાધનાની નિષ્ફળતા ડંખ પર ડંખ માર્યા કર છે. મન દઈને, મન ન મેળવી શકચાનો અસંતોષ રોમે રોમને બાળી રહ્યો છે. અને પોચટ હૈયું ઉપકારના ઢગ નીચે દટાઈ જવા ના પાડે છે.

કૃપા કરી મારા વિષે કશીય ચિંતા કરી, મારા પરના અનેક ઉપકારોમાં વધારો ન કરીશ. ”

બે વાર, ચાર વાર, પાંચ વાર મેં આ પત્ર વાંચ્યો. એક એક અક્ષર કાગળ પરથી ઊઠી આવી જાણે મને તમાચો માંરતો હતો. મારી આખી ચેતના શોષાઈ ગઈ જણાતી હતી. આંખ આગળ અંધારિયાં આવ્યાં.

કશું ય સમજાતું ન હતું. માત્ર કોઈ ઊંડી ધરાને કાંઠે બિન-સલામત સમતુલા જાળવતો હું ઊભો હોઉં એવું મને લાગ્યું. મારા પ્રયત્ન છતાં ય વિભાને હું એ નથી સમજાવી શકચો કે લગ્ન કરવાની મારી તૈયારી પાછળ કશી ય માથે પડી વિશ્વદેવા જેવી, જવાબદારીનો બોજો મને કમને વેઠવાની, વાત ન હતી કે ન'તી જાહેરજીવનમાં વેઠવી પડતી આપત્તિને ઈષ્ટાપત્તિ ગણવાની ગણતરી એટલું જ હું કહેવા ઈચ્છતો હતો કે મારી પોતાની લગ્નની વિચારણાની આજુબાજુ જે ધુમ્મસ ભય અને ભ્રમે પાથર્યું હતું તે હું દૂર હઠાવી શકચો હતો. જેટલે અંશે એમાં કશોય છટકી જવાનો ખ્યાલ ન હતો એટલે જ અંશે એમાં વિભા પર ઉપકાર કરવાનો ય ખ્યાલ ન હતો. આખરે તો એ મારું પણ લગ્ન હતું ને! અને વિભા સાથે લગ્ન કરીને હું કાંઈ ઉકળતા તેલના ચરુમાં ધુબકો ન'તો મારતો!

ત્યારે વિભાને આટલું માઠું લાગવાનું કારણ શું હતું? મન દઈને, એને એમ લાગતું હતું કે મેં એને મન દીધું ન હતું?

કેવો સવાલ હતો ! આવો સવાલ પણ કેમ ઉદ્‌ભવી શકે ? મેં વિભાને મન ન'તું દીધું ? હું વિભાને ચહાતો ન'તો ?

કોઈ અંતસ્ સંવેદનથી વિચારણા ય અટકી ગઈ. ક્યારેય, ઈશારાથી પણ મેં વિભાને સૂચવ્યું હતું કે હું એને ચાહતો હતો ? આખોય વખત એને તો મેં માની લીધેલી, સ્વીકારી લીધેલી, વાત તરીકે જ ગણી હતી ને !

અને જ્યારે લગ્નની વાત કરી ત્યારે ? ભય અને જવાબદારી, અને સાહસની વાતો કરવા માંડી !

આટલું જાણવા જ વિભાએ ઉલટાવી ઉલટાવીને પૂછ્યું હતુંને ! પણ બુદ્ધિના ધુમાડામાં જીવવા મથતું મન એ સવાલને પારખી જ ન શક્યું.

પણ વિભા જેવી સ્ત્રીમાં તમને આટલી વિવશતાની કલ્પના પણ કેમ થઈ શકે ? ડાકઘરમાં દરેક ટપાલ પર જેમ સિક્કો પડે, એમ હરેક શબ્દ પર શું 'હું તને ચાહું છું' 'હું તને ચાહું છું' એમ મહોર માર્યા કરવાની હોય ? અને એ જ વાત હોય તો એણે ય ક્યારે મને 'હું તને ચાહું છું' એમ એક વાર પણ કહ્યું હતું ? આ તો બધું મનથી પરખવાનું હોય, બુદ્ધિથી તાવવાનું હોય, શબ્દોના એકરારથી નહિ.

ઊર્મિલ, બિલકુલ ઊર્મિલ. નહિ તો ઉરધબકાર ન સાંભળે તે થાળીવાજાની ગીતથાળી પાછળ મન દોડાવે ! ભણેલી ગણેલી સમજુ છતાં ય સ્વપ્નાંના વાણેતાણે ગુંથાએલી સ્ત્રી જ ને !

પુરુષસહજ અભિમાને જરા ખુંખારો ખાઈ લીધો. બુદ્ધિએ લાગણીને પોચટ કહી જરા હડસેલી દીધી. મારા સ્નેહના એકરારથી વિભાને સંતોષી શકાશે અને એ કરતાં મને શું વાર લાગવાની હતી ? એને સંતોષવા હું છાપરે ચઢીને પણ એ બોલવા તૈયાર છું. અને એમ રહેવામાં પૂરી સચ્ચાઈ પણ છે.

વિભાની ગર્ભિત ના છતાં મેં વિભાને કાગળ લખ્યો. મન ફાવ્યું લખતો હતો તે રીતે નહિ. એના વિચારનું વહેણ મેં જોઈ લીધું હતું. તેને અનુકૂળ થઈને હવે મેં લખવા માંડ્યું. એને રાજી કરવાની વિચારણા પણ એમાં હતી. ઊર્મિલ માણસોને તો એમ પંપાળવા જ પડે ને ! જેલર પણ વાંચતાં કંટાળી જાય એ રીતે મેં મારા પ્રેમનો એકરાર કર્યો હતો. મારે તો વિભાને મનાવવી હતી ને !

બધું ગુલાબી ગુલાબી રંગભર્યું દેખાતું હતું. મહિના તારીખ અને વારવાળા ભોંઠા પડીને વિમાસણમાં પડ્યા હતા. અંદરખાનેથી ત્રાસેલા છતાં ય, પ્રતિષ્ઠાના ભયે પણ ઘણા પોતાની જાતને જેલની હવામાં પલોટી રહ્યા હતા. બધું જ રંગેચંગે લખાતું હતું.

અચાનક જ ગંભીર કોમી રમખાણોના સમાચાર આવ્યા. માણસમાં લપાઈ છુપાઈ રહેલો પશુ અચાનક માનવતાના અંચળાને ચીરી બહાર આવ્યો હતો. આગ અને છૂરી જ જાણે જગને જીવાડતી વસ્તુઓ બની. શ્રદ્ધા રાખવા પ્રેરે એવા કેટલાક દાખલા સિવાય બધેથી આદમિયત, એખલાસ, ભાઈચારો ભુંસાઈ ચાલ્યો. ઝનૂન અને કિન્નાખોરીએ સમજણનો કબ્જો લીધો.

પહેલી પળમાં તો આપ્તજનોની સહીસલામતીમાં જ ચિન્તાની પરિસમાપ્તિ થતી; પણ બીજી પળે આ રમખાણોની વ્યાપકતા, એનાં કારણો ને એનાં પરિણામોનો ખ્યાલ આવતો અને મન ક્ષુબ્ધ બની જતું. તલવારની અણીએ, પેટ્રોલ અને દીવાસળીની સાથીદારીએ, ભયભીત કરીને, ધમકાવીને, લોહીના રેલા વહેવરાવી, રાખના ઢગલાના ઢગલા રચીને સત્તાના સિંહાસને પહોંચવાની મહત્ત્વાકાંક્ષા આપણને ક્યાં લઈ જશે ? ભોળા શ્રદ્ધાળુ આત્માઓને મજહબના ઝનૂન પર ઉન્મત્ત કરી જીવનવ્યવહારને છિન્નભિન્ન કરી, પોતાના સ્વાર્થ સાધવા મથતી નેતાગીરી જ આ માટે જવાબદાર છે ?

અને એથીયે ગંભીર સવાલ તો એ હતો કે આવે વખતે આપણે શું કરવું? વીસ વીસ વર્ષોથી અચરે અચરે રામની માફક આપણે અહિંસાનું પારાયણ કરતા આવ્યા છીએ. ભાષણો, વ્યાખ્યાનો, ઉપદેશો, તકરારોમાં વિજય મેળવવા માટે પણ એ નામનો ઉપયોગ આપણે કર્યો છે. આજે અવનવા રૂપે એની અગ્નિપરીક્ષાનો વખત આવ્યો છે ત્યારે આપણને એ તરંગી, દુઃસાધ્ય લાગે છે!

કોઈ નખથી ખોતરે એટલામાં તો પશુતા સવાર થઈ બેસે છે. આત્મરક્ષણ તો હજુ ય સમજી શકાય એવી વાત છે, પણ પ્રતીકાર અને કિન્નાખોરી નથી સમજી શકાતાં.

રમખાણોએ કેવળ તાત્ત્વિક ચર્ચાની નીકમાં વહેતી અહિંસાને વ્યવહાર્ય અને જીવનના એક ધ્યેય તરીકે બહાર આણી. પણ એણે જ એક મોટી ખેંચતાણ પણ ઊભી કરી. જેલમાં બેઠા બેઠા તો એટલું જ જણાતું હતું કે મહાસભાની અસર ભુંસાતી હતી, આને માટે કારણ હશે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. સ્થાનિક ઝઘડાઓ, અંગત દ્વેષ સહુ અત્યારે મહાસભાની વિરુદ્ધ વળતાં હતાં.

મન આ ખ્યાલથી ક્ષુબ્ધ બન્યું હતું. કોણ જાણે કેમ પણ અંગત હિતસંબંધોથી કલુષિત ન બનેલી નજરનો દુઃખકર અભાવ હતો. નાક આગળની વસ્તુ પણ અદીઠ રહેતી તો વહેમ અને સ્વાર્થનાં જાળાં ભેદીને દૂર તો કેમ જ જોઈ શકાય!

આવી સંતપ્ત માનસિક પરિસ્થિતિમાં છેક દસમે દિવસે મને યાદ આવ્યું કે વિભાને લખેલા કાગળનો કશો જવાબ જ નથી. કદાચ એ કાગળ એને ન મળ્યો હોય એ બનવા જોગ છે; પણ બીજા ય કશા ખબર એના તરફથી નથી. હુલ્લડમાં એમને તો કશી અળવળ નહિ જ આવી હોય; કારણ કે એ લત્તો જ અલિપ્ત રહ્યો હતો. છતાં ય ઝાડની ડાળે કોયલ આવીને બેઠી હતી અને બટમોગરાના છોડ પર

નવી કળીઓ આવી હતી એવી ખબર આપનાર વિભા આવા બનાવના કશા જ ખબર આપ્યા વિના તો ન જ રહે. ત્યારે ?

મારા જીવનમાંથી વિભાએ પોતાની જાતને અલગ કરી દીધી ? મારા અને એના સંબંધનો એણે વિચ્છેદ કરી દીધો ? આટઆટલી જહેમત અને મનામણાં ત્યારે બધા ય કેવળ મનસુબાજીના તલખાટ સંતોષવાનાં સાધનો હતાં ? વિભાને એની કશી ય કિમ્મત ન હતી ?

ના. ના. આ તો કદાચ એનું રૂસણું હશે. 'મન દઈને' એણે ક્યારે ય આવો મોકો દીઠો પણ છે ? ક્યારેક તો એવું મન પણ થઈ આવે.

એમ જ હશે, રૂસણું જ; એ દિવસમાં શમી જશે. હાં, પણ મારે જરા માફી માગવાનો અને પેલો હરેક કાગળ પર સિક્કો ચોઢવાનો પ્રયોગ ચાલુ રાખવો પડશે.

આંતરે દિવસે બે કાગળ મેં લખ્યા.

હુલ્લડે જગાવેલો હુતાશ શમ્યો ન હતો. જનતાને જે લોકને એણે પોતાના આગેવાન માન્યા હતા તેમનું આપરખાવપણું અને પોતાની ચામડી આખી રાખવાની વૃત્તિનાં દર્શન થયાં: મહાસભાના જે સેવકો બહાર હતા તેમને અહિંસાની કસોટી લાગી, ગાંધીજી ને રાષ્ટ્રની કાયરતા સાલી; અહિંસાના પાલન વિષે એમણે ભાર મૂક્યો. અને એનું એક અણધાર્યું પરિણામ આવ્યું. ખાસા સૈન્યને પોતાને અણગમતાઓને જ મહાસભાના વર્તુળથી કોસો સુધી દૂર રાખવાને માટેનું એક બીજું–ચરખા ઉપરાંતનું સાધન મળ્યું. ગઈ કાલ લગી જેના પર વિશ્વાસ મૂકી શકાતો હતો, જેને સંસ્થા સોંપી શકાતી હતી, યત્નપૂર્વક જેલ બહાર રાખીને જેમને કામગીરી ભળાવાતી હતી, તે જ આજે અછૂત બન્યા. હિટલરે તો યાહુદીના ગળામાં પાટિયાં નંખાવ્યાં છે. મુખિયાજીઓનું ચાલે તો ગામ વચ્ચે અહિંસક પંચ-ઈટાળી કરાવે.

મોકાપરસ્તોની મોટી જમાતને ‘ અમે કહેતા જ હતા તો ’ કહેવાનો નવો મોકો મળી ગયો. દેશદેહમાં વ્યાપેલા રોગનું નિદાન દૂર રહ્યું, ઉપચાર કરવા અલગ રહ્યા, પણ સત્તાના દોરીસંચાર માટે ખેંચાખેંચ દેખાઈ. ઉપદેશકોની ખોટ ન હતી. તમારી અપૂર્ણતાઓ દર્શાવવા માટે એક આખી ફોજ ઊભી રહેતી. ગાંધીજીના એક શબ્દ પર અનેક શબ્દોની મલ્લીનાથી (ટીકા) રચવા અનેકાનેક આગળ આવતા.

અને જેલમાં! અચાનક જ છૂટાછવાયા બે ચાર જણા છૂટયા. એક વહેલી સવારે એક ભાઈને બોલાવીને જેલરે કહ્યું: તમારા સામેનો હુકમ રદ કરવામાં આવ્યો છે. અને એ ગયા, એમની નોંધપોથી અને સ્મૃતિ યાદ રાખી શકે એટલા સંદેશાઓ લઈને અને થેલીમાં ટપાલના અગણ્ય કાગળો લઈને. અઠવાડિયાના બે કાગળ લખી શકાતા હતા છતાં ય કેટલાકને તો કાગળ લખ્યા બાદ જ અગત્ય (!)ની વાતો યાદ આવતી. ચાર પાંચ દિવસ બાદ બીજા એક ભાઈ ગયા. વળી પાછા માળીએ ચઢેલા કલ્પનાના ચરખા ‘બંડલો’ના ભાર ખેંચવા લાગ્યા. કો’ક ગણુતરીબાજે પકડાયાની તારીખ અને છૂટયાની તારીખ પરથી સરકારી યોજના સમજાવી. સાડાચાર મહિના પૂરા કરનારના વારા આવતા હતા, પણ હવે જે સાડાચાર માસ પૂરા કરશે તેનાં જેના થઈ ગયા છે એ તો ‘ ડામીસ ’ થએલા હતા.

ફરીથી પાછું જેલનું જીવન અવાસ્તવિક બની ગયું. સવારસાંજ ‘બંડલ’નોજ વરસાદ હતો. એકાએક બહારથી આવતા કાગળોમાં પણ આવા જ સમાચાર આવવા લાગ્યા. મુલાકાતોમાં પણ આ જ વાતો આવતી. સાદી સમજે ચડે એવું એક પણ કારણ ન હોવા છતાં ‘છૂટી જવાના’ ‘છૂટી જવાના’ના રણકાર કાને પડતા.

અને અંદર અંદર પાછા બીજાં કાનસોરિયાં પણ ચાલતાં થયાં. “ એ તો ખાનગી અરજી થએલી; નહિ તો શેના છૂટે ! ” ન છુટયાનો–રહી ગયાનો રોષ આ રીતે પ્રગટ થતો.

વિભાનો જવાબ જ ન હતો. રોજ રોજ એના પત્રની હું પ્રતીક્ષા કરતો. પેલું જાણીતું વાદળી પરબીડિયુંય હવે તો કેવળ સ્પૃહાનો જ વિષય બની ગયું.

રૂસણું આટલું ન ટકે. નક્કી, લાગણીવશ વિભાએ આ બધું હૈયા પર ધરાવ્યું હશે. કાંક ન કરવાનું તો એ નહિ કરી બેઠી હોય ને ? ના, ના. તો તો બાપુ કે તિલુભાભી કે ભાભી કોઈ નોય કાગળ આવ્યા વિના રહે ? શું અક્કલને ચૂલામાં નાખીને કેવળ સુમારથી કામ લઈ રહ્યો છું ?

પણ મારે વિભાને આટલું તો જણાવવું જ જોઈએ. એ નકામની, એનો સ્નેહ એ મરુભૂમિમાં રેડી આવી છે એવો શહાદતનો ખોટો ખ્યાલ દિલમાં સંઘરે અને દેહ દમે એ કોઈ પણ રીતે ઇચ્છવા જોગ નથી. વિભાની ભાળ મેળવવી જોઈએ અને એને આ કહેવું પણ જોઈએ.

પણ અહીં બેઠાં તો કાગળ એ જ એક આધાર હતો ને મારા આ એકરારને વિભાના કાન લગી પહોંચાડવાનો. એ માર્ગ તો હું અખત્યાર કરી પણ ચૂક્યો છું. અને એમાં કશાએ કારી નથી ફાવી, કાંઈ એને કાગળ જ નહિ મળતા હોય એવું તો નહિ હોય: એના મનમાંથી જે વિશ્વાસ હટી ગયો તે પુનઃસ્થાપિત કરવામાં કાગળનું બિચારાનું શું ગજું ?

જેલજીવનમાં પહેલી વાર ચાર દીવાલની અંદર હોવાનો આઘાત લાગ્યો. અત્યારે વિભા પાસે જવાની આઝાદી હોય, મારા મનનો હું મુખત્યાર હોઉં તો ? મારા નામની માળા રટનાર વિભા અત્યારે કેવી બહાવરી બની હશે ? એના મૃદુ હૈયાને કેવો આઘાત લાગ્યો હશે કે જવાબ સરખો પણ નથી વાળતી ? મન દઈને, મન ન પામી એનો શોક એને કેટલો હશે ? અને એનું કારણ તો મારી બાધાઈ જ ને ? જે સાચું છે, તેનો સ્વીકાર કરવામાં આનાકાની શું કામ કરવી જોઈએ ?

પણ આ વાત મારે વિભાને પહોંચાડવી શી રીતે? તિલુભાભીમાં આ વાતનો મર્મ પામવા જેટલી સંવેદના નથી. અને એ પાછું અમુને લખે અને ચોળાચૂંથ થાય એ ઇચ્છવા જોગ નથી. ભાભીને લખું? એ જઈ આવશે વિભા પાસે. બરાબર એ જ લાયક માણસ છે. આજ લગી મને આ કેમ નહિ સૂઝ્યું હોય?

ભાભીને મેં આખી વાત—કશીય વિગત છુપાવ્યા વિના—લખી અને જાતે જઈને વિભાને સમજાવવા વિનંતિ કરી—સાદી સૂઝના અભાવે પેદા કરેલી બધી ગૂંચનો, અને એમાં રહેલા મારા વાંક-ગુનાનો, મેં એમાં બધો એકરાર કર્યો હતો. વિભાને ભાભી આ કાગળ બતાવે એમ હું ઈચ્છતો હતો. પણ ભાભી આ કાગળ વિભાને બતાવજો એમ ન લખ્યું, તાકીદે પહોંચે એ રીતે એને રવાના કરી દીધો. એક રીતે મનને નિશ્ચિતતા મળી.

વ્યવહાર્ય અહિંસાના આવિર્ભાવો વિષે અંદર તેમ જ બહાર પણ ચર્ચા ચાલતી હતી. ગાંધીજીના નિવેદનમાં અખાડાઓનો નિર્દેશ એક રીતે ખૂબ ભયંકર હતો. બધાને એક લાકડીએ જબરજસ્ત અન્યાય થતો હતો. તાલીમ પામેલા માનવીઓ અહિંસક રહી જ ન શકે એવો અવિશ્વાસ એમાંથી ઊઠતો. એમ પણ બને કે અખાડાઓ પર સત્તા જમાવામાં નિષ્ફળ નીવડેલાઓએ કશા આડાઅવળા સમાચાર આપ્યા હોય.

છતાં એક વાત તો ચોક્કસ જ હતી. જેમ એક બાજુથી કેટલાક ઠરાવોનો આશ્રય લઈ, જીવનના સર્વાંગ સંઘર્ષને માટે અહિંસાને સાધન તરીકે ન સ્વીકારનારને મહાસભામાંથી દૂર કરવાના પ્રયત્નો લાભદાયી ન હતા તેવી જ રીતે બીજી બાજુથી લડતના કંટાળાને કે નીરવ અરણ્યમાં રહેવાની અશક્તિને સૈદ્ધાન્તિક મતભેદનો કે પ્રમાણિકતા અને સચ્ચાઈનો બુરખો ઓઢાડી દેવો તેય સારું ન હતું. અત્યારે તો નજર નાખીને જોવાની એક જ વાત હતી અને તે

મહાસભાની એકતા અને લડત વિષેની એકલક્ષિતા. ગાંધીજીનો પોતાનો ખ્યાલ કશી સાફસૂફીનો અત્યારે તો જણાતો નથી.

છતાં ય એક બીજી વસ્તુ પણ સમજાતી નથી. શા માટે ગાંધીજી લડતને વિસ્તાર પામતાં–અલબત્ત, એમની પોતાની જ શરતો પર–અટકાવે છે? નવા સત્યાગ્રહી આગળ એમણે નવી અને વધુ કડક શરતો મૂકી એનો અર્થ એમ કરવાનો છે કે એ જૂની શરતોમાં કશી છટકબારી હતી એમ માનવા લાગ્યા છે? અથવા લાયકાતનો ક્યાસ એ શરતોમાં ન'તો નીકળતો એમ સ્વીકારે છે? અને છતાંય લડતની શરૂઆતમાં જે ભિન્ન સેના–એક તો અહિંસાની અને નીતિની નજરે યુદ્ધનો વિરોધ કરવાનારી અને બીજી યુદ્ધનો શાહીવાદી યુદ્ધ તરીકે વિરોધ કરનાર શાહીવાદ વિરોધી સેના–નો સમન્વય એમણે લડતમાં કર્યો હતો તેને સ્થાને હવે કેવળ અહિંસા અને નીતિના પાયા પર રચાએલા વિરોધને કેમ પ્રાધાન્ય અપાય છે? અંગ્રેજને ન મૂંઝવવાની નીતિ આપણને તો મૂંઝવે જ છે.

બે દિવસથી—ભાઈ કહે છે કે "જે લોક અહીંથી છૂટયા તેમને માટે એક યા બીજા રૂપે અરજી થઈ જ હતી. અત્યારે નહિ પણ વખત આવશે ત્યારે આની પૂરી સાબિતી હું આપીશ." એમ પણ ઉમેરે છે. વળી પાછા છૂટકારા થંભી ગયા છે. પોતાનો વારો આવ્યો માનનારાને નિરાશા થવા માંડી છે. આખીયે સ્થિતિનો ખ્યાલ મેળવ્યા બાદ જો કોઈને ભવિષ્ય ઉજળું જણાય તો એને આશા-વાદી કહેવો જોઈએ.

તે દિવસે બે કાગળ આવ્યાઃ ભાભીનો અને કિશોરનો.

પૂરી ઉત્સુકતાથી ભાભીનો કાગળ મેં વાંચવા લીધો, ભાભી કાગળ મળ્યો કે તરત જ કાગળ લઈને, વિભાને ત્યાં ગયો હતો. પણ વિભા ત્યાં ન હતી; ખાલી એના બાપુ હતા. બાપુ આગળ વાત કરતાં ભાભી થોડા ખમચાયાં. પણ બાપુએ જ વાત ઉપાડીઃ "વિભા તો

તમને ત્યાં મળવા આવી ત્યાંથી સીધી એની કોઈ સહીયરણીને ત્યાં ક્યાંક લકનૌ બાજુએ ગઈ છે અને એણે બાપુને લખ્યું હતું કે એના નામનો કોઈ પણ કાગળ આવે તો અહીં જ રાખવો અને પાછો વિભા પર જ મોકલવો. કોઈ પુછાવે તો એનું સરનામું પણ ન મોકલવું. બાપુએ મને તમારા અડધોએક ડઝન કાગળ એમ ને એમ પડેલા બતાવ્યા. બાપુએ કહ્યું: 'કાંક આથડી પડયાં જણાય છે?' મેં કહ્યું: 'તે તમે ધીમુભાઈને સરનામું ય નથી મોકલ્યું?' એ કહે: 'વિભુએ ના કહી છે પછી કયમ કરીને મોકલું!' મુરબ્બી છે અને વિભાના પિતા છે, નહિતર એમને કહેત પણ ખરી કે સ્ત્રીની ના ક્યારે સાચી ના હોય છે? પણ હાં, સરનામું મેળવતાં તો મારો દમ નીકળી ગયો. બુઢ્ઢાજીને મનાવતાં તો નવ નેજાં થયાં. છેવટે વિભાના સુખની વાત આગળ ધરી ત્યારે એ માન્યા. "પછી તો વિષ્ણુ-સહસ્રની પાઠાવલિ જેમ સહસ્રે શિખામણની પાઠાવલિ હતી." તમને શિખામણ દેવાની મારી શક્તિ નથી. પણ તમારો કાગળ વાંચ્યા બાદ મને એમ તો થયું કે વધારેપડતી બુદ્ધિ આદમીને આગળ નથી વધારતી. ઊલટી આદમીને પોતાતી મુઠ્ઠીમાં પકડી રાખી એને આગળ જતાં રોકે છે. બુદ્ધિ જો એ જ કામ કરે: એક તો તમારા મનમાં સંશય-બીક જન્માવે, અને બીજું જો તમને તમારા પોતાના અંતરના અવાજને સાંભળતાં અટકાવે તો એ બુદ્ધિ કશો ય શુક્રવાર નહિ વાળે." અને "પુરુષનું મન હમ્મેશાં પોતાને શહીદ માનતું લાગે છે. તમે હૈયું ગુમાવી બેઠેલી સ્ત્રીનો વિચાર કર્યો છે? એની નિરાધારીનો ખ્યાલ સુદ્ધાં કર્યો છે? એનો જીવતંતુ ટકી રહ્યો હોય છે એની પ્રેમીના પ્રેમના એકરાર પર..." અને સ્ત્રીને પ્રેમમાં પડી એટલે સ્વમાનને ભૂલી ગએલી ન માનતા. તમારા સ્નેહ ખાતર એ ખારો પાટ વીંધવા તૈયાર થશે, પણ તમારા ઉપકાર નીચે રહીને જો એને સ્વર્ગનું રાજ્ય મળતું હશે તો પણ તે નહિ સ્વીકારે."

અને આવું તો ઘણું ય એમાં હતું. મારો કાગળ એમણે પોતે

લખેલા કાગળ સાથે વિભાને રવાના કરી દીધો હતો. અને મને વિભાનું સરનામું મોકલ્યું હતું. "હવે તો મારે શીખવવું નહિ પડે ને? અને તમારા ભાઈએ પૂછ્યું: આટલો લાંબો કાગળ કોને લખો છો? ત્યારે મેં કહ્યું: એ તો મેં દુનિયાદારીની નિશાળ માંડી છે એનો અભ્યાસક્રમ છે. એ તો ખેંચીને વાંચવા જતા હતા, માંડ માંડ મર્યાદાના નામે એમને વાર્યા." ભાભી, ભાભી ક્યાંક ભૂલથી મારાથી પુણ્યના છાંટા પડી ગયા હશે, નહિતર તમને હું ક્યાંથી પામત!

બીજો કાગળ કિશોરનો હતો. બાજુના ટેબલ પર પડી રહેલા વિભાના કાગળોને ફોડ્યા વગરના કે વિભાને રવાના કર્યા વિનાના જોઈ એને કાગળ લખવાનું મન થયું હતું; પણ એ બીતો હતો. આગળ વિભાએ એને કહ્યું હતું કે મને કાગળ લખતાં તો રજા મેળવવી પડે. પછી તો હુલ્લડની વાત હતી. નિશાળેથી પાછા ફરતાં એને થએલા અનુભવોનું અવનવું વર્ણન હતું. એમના હસ્તલિખિતનો એમણે એક હુલ્લડ-અંક કાઢ્યો હતો તેમાં એના વર્ગના બધી જ કોમના છોકરાઓ પાસે લખાવ્યું હતું. એવું કિશોરના જ જેવું ઘણું બધું એમાં હતું. અને છેલ્લે એક ફરિયાદ પણ હતી: "તારો તાર આવ્યો અને ઓરડામાં ભરાઈ રહેતી વિભા બહેન ત્યાં આવવા તૈયાર થઈ ત્યારે મેંય એને કહ્યું: મને પણ લઈ જા. મારે ધીમુ-ભાઈનું બહુ અગત્યનું કામ છે. પણ એ માને તો ને? એકલી ગઈ અને હમણાં તો મહિનો થયાં ત્યાં લકનૌ પેલાં નંદિની બહેનને ત્યાં ગઈ છે. મને સાથે લઈ ગઈ હોત તો હુંય લકનૌ જાત ને? પણ હમણાં વિભા બહેન બહુ એકલપેટી થઈ ગઈ છે. હું બાપુને કહું છું પણ બાપુ સાંભળતા નથી. હવે તમને ફરિયાદ કરું શું? વિભા બહેન વિભા બહેન રહી જ નથી ને?"

ક્યાંથી અને કઈ રીતે વિભા બહેન તે વિભા બહેન રહે?

વિભા બહેનના નંદવાએલા હૈયાની વાત બિચારો કિશોર ક્યાંથી જાણે ? કેટલી શોષે ભરાઈ હશે વિભા ! ચિન્તા, અને નિષ્ફળતાનો ડંખ એના હૈયાને કેવાં કોરી રહ્યાં હશે !

સહુથી પ્રથમ તો ભાભીએ મોકલેલા સરનામે મેં વિભાને પત્ર લખ્યો. દોઢ માસમાં બનેલી દરેક વાતનો ઉલ્લેખ કરી મેં આખોએ એકરાર એમાં કર્યો. હવે એના વિના મારે જીવવું મુશ્કેલ છે એવું પણ કાંક મેં લખ્યું. એવા દિવસની આશામાં હું જીવું છું, જ્યારે તું અને હું सम सुखदुखयोः ભાવીનું ઘડતર કરતાં હઈશું." કવિતા તો મને આવડતી ન હતી, પણ આ કાગળમાં હું કાવ્યની ભાગોળે તો જરૂર હાથ દઈ ચૂક્યો હતો.

ગ્રીષ્મનો ઉકળાટ એ હદ લગી પહોંચ્યો હતો કે કશી ય મોકળાશ અનિવાર્ય બની હતી. સ્વચ્છ આકાશમાં વાદળીઓએ દોડાદોડ શરૂ કરી હતી. તપેલી ધરતીયે કંઠે શોષ વેઠી વેઠીને ય પ્રથમ છાંટણની આરજુ કરી રહી હતી. વરસવાનું વચન દઈ વરસાદ વિસરી ગયો જણાતો હતો. ચાબુકસવારની ચાબુક આગળ તાલીમ પામેલાં પ્રાણીઓ જેમ ખેલ કરી બતાવે એમ જ કોટ બહારથી ડોકતાં ઝાડ પણ પવનના સપાટા આગળ આવો જ પ્રણિપાત કરતાં. અમારા યાર્ડમાં ઝાડ હતાં જ નહિ. અમારા આગળના વાસી કેદીઓયે કહે છે અહીં હતાં એ ઝાડ પર ચઢી જઈ જેલ સત્તાવાળાઓ સાથે એક યુદ્ધ ખેલી લીધું હતું. ત્યારનાં આ બરાકોમાંથી ઝાડ કાપી નાખવામાં આવ્યાં છે. એટલે આખોએ દિવસ ક્યારેક વાદળીઓ અને ક્યારેક કોરો તાપ આ નિષ્ઠુરના હૈયા જેવી ધરતી પર વેરાતો. લૂના સુસવાટા સાથે ધૂળ ભળતી અને નાની મોટી બધી ય ચીજોને છાઈ દેતી. પણ એ બધું કેટલા દિવસ ? વર્ષાનાં પહેલાં ફોરાં પડશે અને પાછાં એ ચપોચપ ધરતીનું સખ્ય સાધી બેસી જશે. માનવીનાં મન જેવું સ્તો !

ઉકળાટ પાછળ વર્ષાની આશા ન હોત તો તપેલી ભોમ પર પગ પણ કેમ મૂકી શકાતો હોત !

અઠવાડિયે વિભાના હસ્તાક્ષર જોવા મળ્યા. પણ એમાં ધીરતા ન'તી દેખાતી. એને મારો કાગળ મળ્યો હતો અને આ જવાબ એ ચાલુ ટ્રેઈનમાંથી લખતી હતી. "નિરાંતે ઘેર પહોંચીને હું જવાબ લખીશ. કૃપા કરીને કોઈ પણ જાતનો ખોટો વિચાર ન કરતો."

વિભા ખૂબ અસ્વસ્થ લાગતી હતી. જુઓને, એના અક્ષર ! પણ એ તો એણે ટ્રેઈનમાંથી લખ્યો હતો માટે એવું હશે. પણ એને નિરાંતે કશોય સંતોષ થાય એવું લખતાં શું થયું હતું ? મારા મનો-દુઃખને એ સમજતી જ નથી કે શું ? કે પછી દુઃખ દઈને એ કશું સુખ મેળવતી હતી ? એટલુંયે એની સમજમાં નહિ આવ્યું હોય કે આવી વાતોને ગરજતા મેઘની જેમ આકાશે ટીંગાડી રાખવાની ન હોય, એમને તો મુક્ત મને ધરતી પર વેરવાની હોય !

પણ અહીં બેઠાં તો પ્રતીક્ષા કર્યા સિવાય બીજું શું થઈ શકે ? પાંખો હોય તો ઊડીને જઈ શકાય. પણ અહીં તો ટપાલ પર જ આધાર રાખવાનો ને ! અને એમાંય હમણાં તો પાછો ઝઘડો પડયો છે. જેલદફતરે ટપાલ લેવા કોણ જાય ? એમાં ય શાહઆલમના સગાઓની પડાપડી છે. અને પાડાના વાંકે પખાલીને ડામ જેવું થાય છે. હુંશાતુંશી એમની અને ટપાલ અમારી મોડી આવે છે.

જેલમાં દુઃખમાં દુઃખ પણ આ જ હોય છે. જે કામ બહાર બે પળ પણ ન લે એને જેલમાં દિવસોના દિવસો લાગે છે. અને છતાં ય તમે કશું ય કહી શકો એ સ્થિતિમાં નથી હોતા. કેવળ મનમાં વ્યથા સંઘરી તમારે એ ભયંકર ઢીલના પ્રેક્ષક જ થવાનું રહે.

વિભાનું મન મનાવવાને મેં શું ન કર્યું હોત ! પણ વિભાય

આવી, આખરે સ્ત્રી જ હશે એનું મને જરા આશ્ચર્ય હતું. થોડાક શબ્દોથી જ જાણે આખો ફેરફાર પડી જવાનો હતો ને !

પણ એ રીતે વિચાર જ ન કરવો જોઇએ. ગઈ તિથિ તો જોષી પણ નથી વાંચતો.

દસ દિવસ થઈ ગયા, પણ વિભાનો કાગળ જ નથી. મારા લખેલા કાગળનો પણ જવાબ નથી. એણે જ લખવાનું વચન આપ્યું હતું ને !

અમુ પર તિલુ ભાભીનો કાગળ આવ્યો છે ત્યારનો એય કો'ક અજબ નજરે મારા સામું જુએ છે. કશું કહેવાનો જાણે એ નિશ્ચય કરતો હોય અને છેક છેલ્લી ઘડીએ બદલી દેતો હોય એવો લાગે છે. મેં એને બધી જ વાત કહી છે, પણ પેલા દિવસ પછીથી તો એ વિભાની વાતમાં મૌન જ સેવે છે. પહેલાંની જેમ ઉમળકાભેર વાત પણ નથી કરતો, અને આ કાગળ બાદ તો એની વર્તણુક સાવ વિચિત્ર થઈ ગઈ છે. સાંજના અમે જેને ટેનિસ કહેતા હતા તે રમતા હતા ત્યાં જેલઑફિસનો હવાલદાર મારા નામની ચબરખી લઈને આવ્યો.

"સા'બ બુલાતા હય" એણે કહ્યું.

જેણે સાંભળ્યું એ પોકારી ઊઠયા: 'ગઈ! ધીમુભાઈ ગઈ!*

કાપ્યો હોય તો લોહી ન નીકળે એવી મારી દશા હતી. શા માટે મારી આવી મશ્કરી થતી હશે? ખાસ કરીને જ્યારે મને આ વાતોથી ખૂબ નફરત છે એમ જાણવા છતાંય એમાં એમને શો આનંદ

---

* 'આઈ' એ જેમ નવા આવનારના, સત્કારનું સ્વસ્તિવચન હતું એમ જનારાને માટે 'ગઈ' હતું, 'આઈ' 'ગઈ'ના ઇતિહાસમાં ન ઊતરતાં એટલું જ કે એ બન્ને ખૂબ પ્રચલિત હતાં.

આવતો હશે? અને તેમાંય ધડ-માથા વિનાની વાત પર આવો વિનોદ! આને તે વિનોદ કહી શકાય?

રમત છોડી હું દફતરે જવા નીકળ્યો. અવનવી આશંકાઓ મનને ઘેરી વળી હતી. શું હશે? શા માટે અત્યારે દફતરે બોલાવતા હશે? શું હોઈ શકે?

સુપ્રિન્ટેન્ડન્ટે મારા હાથમાં તાર મૂક્યો. તાર પૂનાથી હતો, અને સુપર પર હતો.

"સરકારને એવી જાણ થઈ છે કે ધીમન્ત મહેતાનાં એક નજીકનાં સગાં ગંભીર માંદગીને બિછાને છે. એ સંજોગોમાં સરકાર એમના પરના સહુ પ્રતિબંધ પાછા ખેંચી લે છે. આથી સરકાર એમને તુરત જ છોડી મૂકવા ફરમાવે છે. રીતસરના હુકમ યથા-સમય આવી પહોંચશે."

નીચે સરકારી સંજ્ઞાઓ અને સંખ્યા હતી.

હું ચકભમ જેવો થઈ ગયો. મારું નજીકનું કે દૂરનું કોઈ સગું બિમાર ન હતું. ઓછામાં ઓછું હું એવું કશું બન્યું હોય એવું જાણતો ન હતો. કોણ બિમાર હશે? અને આ બધું કોણે ઊભું કર્યું હશે?

સજ્જન સુપ્રિન્ટેન્ડન્ટે સહાનુભૂતિ બતાવી અને પૂછ્યું: ક્યારે જવા ઇચ્છો છો?

એમનો સવાલ યથાસ્થાને હતો, છતાં મારા ધૂંધવાટે મારી સમજણ, સભ્યતા સહુ પર કાબુ મેળવ્યો.

"હું અહીંથી આમ જવા નથી આવ્યો; આ બધું તર્કટ છે; કોઈ બિમાર નથી. મને હલકો પાડવા આ બધું રચાયું છે." ખીજ-વાટમાં હું બોલી ઊઠ્યો

"તમારો જુસ્સો હું સમજી શકું છું, એને માટે મને આદર પણ છે; છતાંય હું લાચાર છું. જેલર સાથે તમારો હિસાબ સમજી

લેશો. એમને હિસાબ તૈયાર કરવાનું તો મેં ક્યારનું ય કહી દીધું છે. લોક-અપ પહેલાં તમારે જવાનું છે."

મારો રોષ નિષ્ફળ હતો. એ બિચારા શું કરે? એમને તો હુકમ મળે તેમ જ વર્તવાનું ને! પણ નક્કી કો'કે કિન્નાખોરીથી આવું પગલું ભર્યું હશે. અને સત્યાગ્રહીઓને સુંવાળા તકસાધુ તરીકે ઓળખાવવા મથતી સરકારને તો એટલું જ જોઈતું હતું. ઉદારચિત્ત હોવાની, દાના દુશ્મન હોવાની એમની પ્રતિષ્ઠા વધે અને એમના પ્રતિસ્પર્ધીઓ સામે એક જાતની નબળા હોવાની લાગણી જન્મે.

આજ લગી મેં જ આવી રીતે બહાર ગએલાઓને વગોવ્યા છે, રેશમી રાષ્ટ્રનેતાઓ કહી બિરદાવ્યા છે. હવે હું ય! કયા વાંક-ગુન્હાની આ સજા હશે?

જેલર સાથે હિસાબ પતાવી બહાર નીકળતો હતો ત્યાં જ એમણે મને આજે આવેલો કાગળ આપ્યો. કાગળનું નામ સાંભળીને તો મને વિભાનો ખ્યાલ આવ્યો, પણ કાગળ ભાભીનો હતો. વાંચ્યા વગર કાગળના પરબીડિયાને ગજવામાં ચગદી હું યાર્ડમાં જવા નીકળ્યો.

મને તો ગુંગળામણ થાય છે, આતુરતાથી પ્રતીક્ષા કરનારાઓની આંખ સાથે આંખ મિલાવવાની પણ મારી હિમ્મત નથી. શું માનશે આ બધા? પામર, ડરપોક, હામ વિનાનો, હારી ગએલો! કોઈનું ઓથું શોધી સંગ્રામમાંથી ભાગી જનાર! કોણ માનશે કે એમના જેટલી જ મને આ બાબતમાં ખબર છે? કોણ સ્વીકારશે કે હું નિર્દોષ છું?

મારી આંખો ધરતીને ખોતરતી હતી, ત્યાં સમાવાની જગા હોય તો ય સારું. અમુના હાથમાં મેં તાર મૂકી દીધો. એનું સમૂહ-વાંચન થાય કે એના ઉપર ટીકા-ટિપ્પણી થાય તે સાંભળવાની મારામાં હામ ન હતી.

ભાંગેલે હૈયે મેં ઓરડીએ આવી તૈયારી કરવા માંડી. દુનિયાને સમેટવાની હતી. આણેલાં–દીધેલાં પુસ્તકોની વ્યવસ્થા કરવાની હતી. અને પળે પળે ઘવાએલું સ્વમાન ઘણના ઘા દીધે જતું હતું. પેલો વાંકદેખો પાછો અંતરને ખૂણેથી બહાર આવી એની નિર્લજ્જ ટકોરથી અંતરને સળગાવી રહ્યો હતો. હું બીજાની મશ્કરી કરતો હતો, એમને પામર ગણતો હતો, એમને ય આવી જ કો'ક આફત કે અથડામણ ઊભી નહિ થઈ હોય! અને મનઃચક્ષુ આગળ પેલો આખો પ્રસંગ તાદૃશ ખડો થયો. આજે મને પણ કોઈ ફરીથી લડતનું નામ ન દેવાની શિખામણ દે તો? એનો પુણ્યપ્રકોપ ઠાલવે તો?

ઘવાએલું હૈયું આંખમાં નીચોવાયું. આંસુ હાથનાં પુસ્તકો પર પડ્યાં. વિભાનાં હતાં એ પુસ્તકો. છ માસ પહેલાં આમ જ એ પુસ્તકોને હું ધકેલતો હતો. મનમાં આવવા મથતા બીજા વિચારોને યત્નપૂર્વક મેં દૂર રાખ્યા. મને એક ખાતરી તો હતી જ. બીજા ગમે તે માને, આખીએ વસ્તુને તર્કટ તરીકે ઓળખાવે કે દયાપાત્ર ગણી તરસ ખાય. એક હૈયું એવું હતું જે મારી નિર્દોષતાને સ્વીકારશે અને આખી દુનિયાની જીભ દલીલબાજી કરે તોય એમાં જ મક્કમ રહેશે. કેટલો પ્રેરણાદાયી વિશ્વાસ હતો!

મદદ કરનારાઓની સારી સરખી સંખ્યા ઓરડીમાં આવી. કેટલાક ખબર સાંભળીને આવ્યા હતા. કેટલાકને મન તમાશાને કદી ય તેડું નથી હોતું. પુસ્તકોની વ્યવસ્થા મેં એક ભાઇને સોંપી. બીજાનાં હતાં તે પુસ્તકો પણ વગે કરી દીધાં.

કપડાં બદલતાં ભાભીનો કાગળ હાથ આવ્યો. કાગળ વાંચવાનું ય મન ન'તું થતું. આખું વાતાવરણ જાણે ખાવા ધાતું હતું. ટીકાથી, આક્ષેપથી, મારા જેલના સાથીઓ મારા રાઈ રાઈ જેટલા ટૂકડા કરશે એવું મને ભાસતું હતું. 'કોણ બિમાર છે?' એવા એમના

સવાલનો હું શો જવાબ આપું ? અને મારી એ જવાબ આપવાની અશક્તિ મને એમની નજરમાં કયા સ્વરૂપે રજૂ કરતી હશે ? ક્યારે આ બાંધછોડ પતે અને ક્યારે આ ડામ ચોડતી આંખો આગળથી હટી જાઉં ? 'કો'ક નિકટનું સગું ગંભીર માંદગી ભોગવે છે ?' એ જે હોય તેણે જતાં જતાંય મને તો ઠાર મારીને જવાનું જ પસંદ કર્યું.

હજુ તો મને પોતાને મારા છૂટકારાની ખબર પડ્યે પૂરી પંદર મિનિટે નહિ થઈ હોય ત્યાં તો ફરમાશો, સંદેશાઓ, અને કાગળો આવવા લાગ્યા. બધાને મન એમની પોતાની વસ્તુ અગત્યની હતી. એની સહીસલામતી ઉપર જ આકાશના અદ્ધર ટંગાઈ રહેવાનો અને પૃથ્વીને ટકી રહેવાનો આધાર હતો ! સહાનુભૂતિના બે શબ્દ કહી તરત ખીસામાંથી પરબીડિયું બહાર કાઢતા, મારા તો ઘામાં મીઠું ભરાતું હતું. પામરતાનો સંતાપ ગાત્રોને ગાળી રહ્યો હતો. મને એ જ ન સમજાયું કે કોઈ સાથે ઝઘડી પડતાં હું કેમ બચી ગયો. હૈયા પર શિલા મૂકી, જીભે મોટું તાળું વાસી હું આટોપવા લાગ્યો. બધું પતી ગયું. ઑફિસેથી બોલાવવા માણસ પણ આવી ગયો. કોઈને 'હું જઉં શેં' એમ કહેવાનું પણ મન ન'તું થતું. ક્યા પરાક્રમ ઉપર ? કો'ક અનામી 'નિકટના સગાની ગંભીર માંદગી'ને લીધે ?

અમુ મૂગેમૂગો બાંધવા કરવામાં મદદરૂપ થતો હતો. અહીંની વસ્તુઓ તો મેં બધી એને જ ભળાવી. સમજણપૂર્વક એણે મૂંડી હલાવી. એનું મન પણ ક્ષુબ્ધ બન્યું હતું. મને કશી વાત કરવા એ પ્રયત્ન કરતો હતો, પણ એની હિમ્મત જ ન'તી ચાલતી. છેવટે હું એને જરા દૂર ઘસડી ગયો.

"અમુ, આના કરતાં તો હું સોમલ ઘોળીને પી જવાનું બહેતર સમજું છું."

અમુએ મારે બરડે હાથ ફેરવી મને શાતા દીધી.

"એમાં મન પર શું ધરાવતો હોઈશ. આપણી સન્નિષ્ઠાનો પુરાવો તો આપણે ધારીએ ત્યારે આપી શકીએ છીએ, પછી એમાં મુંઝાવાનું શું?"

"ઘેર પહોંચીને તરત જ હું સત્યાગ્રહ કરીશ." મેં કહ્યું.

"એનો તો મને કદીયે અંદેશો નથી, પણ..." અમુ અટકી ગયો. વાત કરવાની અણી પર આવીને એ પાછો કહું કે ના કહુંની ભાંજગડમાં પડી ગયો.

"આજ કેટલા દિવસથી અમુ, તું કશી વાત કહેવા માગે છે અને કહેતો નથી." અને અચાનક જ કશાય પૂર્વવિચાર વગર મારાથી બોલાઈ જવાયું: "તું જાણે છે, કોણ બિમાર છે?"

હું એની આંખોમાં જોઈ રહ્યો. સાનુકંપા ત્યાં ઘર કરીને બેઠી હતી. એણે મૂડી હલાવી હા પાડી.

"તું જાણે છે અને મને કહેતો પણ નથી?" બન્ને હાથથી એના ખભા પકડી મેં હલાવ્યો.

એણે નજર નીચે ઢાળી દીધી. શોકાર્ત અવાજે એ બોલ્યો: "વિભા."

કોઈએ પહાડની ઊંચી ઊંચી ગિરિશિખા પરથી મને ગબડાવ્યો હોય અને હવામાં ગુડીઓ ભરતો અવકાશમાંથી નીચે અને નીચે ધસતો હોઉં એવું મને લાગ્યું. મન માનવાને પણ તૈયાર ન થયું. "વિભા માંદી છે?" મેં પૂછ્યું. અમુએ મૂંડી હલાવી હા પાડી.

"તને ક્યાંથી ખબર? ક્યારનો જાણે છે?" ઉતાવળમાં મેં સવાલો પૂછ્યા.

"તિલુએ લખ્યું હતું." એણે ટૂંકમાં પતાવ્યું.

આવી રીતે છૂટયાનો રોષ વિભાની બિમારીના સમાચારમાં

ક્યાંય અલોપ થઈ ગયો. આખું મન વિભાની બિમારીના ખ્યાલથી ભરાઈ ગયું. શું થયું હશે વિભાને? અમુ સામું મેં જોયું, પણ એ તો મને કશુંય કહ્યા વિના પાછો ધાડામાં ધકેલતો હતો. હું કહું એ પહેલાં જ એણે હવાલદારને સામાન ઉપડાવવા કહી દીધું. એ મને દોરતો હતો. સાચી રીતે તો હું ભાનમાં પણ ન હતો. આગળ ધરાતા હાથમાં હું યંત્રવત્ મારો હાથ મૂકતો હતો. દૂરથી નમન કરનારાને હું વંદન કરતો હતો. ક્યાંય ઉમળકો ન હતો, મને તો કશું સૂઝતું ન હતું. યાર્ડ બહાર લગભગ ટાવર લગી બધા વળાવવા આવ્યા. અમુ મારી સાથે હતો. એ પળ થંભી, બધાને ફરીથી વંદન કરી અમે ચાલ્યા. પાછળથી અર્ધગંભીર પણ નહિ એવો અવાજ આવ્યો: "ગઈ!"

મને એ પણ ખ્યાન નથી કે કઈ કરામતથી અમુએ એ લોકોએ ભળાવેલા કાગળો કાઢી લીધા કે માગી લીધા. માત્ર ભાભીનો કાગળ મારી પાસે રહ્યો. અમુને મેં ફરીથી પૂછયું: "શું થયું છે વિભાને?"

"થાયસિસ." (ક્ષય)

"થાયસિસ?" મારું હૈયું કહ્યું માનતું ન હતું. વિભાને ક્ષય?

"ગભરાતો નહિ. બધાં સારાં વાનાં થઈ જશે. તારી હાજરીથી ઘણો ફેર પડશે." અમુ બોલ્યો. એ તો આશ્વાસન દેતો હતો, પણ મને ઊંડે ઊંડે એમાં કશો વ્યંગ લાગ્યો. અમુ પણ મારી સન્નિષ્ઠા ન'તો સ્વીકારતો?

જાણે મને જવાબ જ ન દેતો હોય એમ અમુ બોલ્યો: "લોક શું કહેશે એનો એક પળભર તું વિચાર ન કરતો, ધીમુ! જીવનનું આખુંય સત્વ એને જિન્દાદિલીથી જીવવામાં છે; લોકજીભ એ જ માત્ર એનો ન્યાયાધીશ નથી."

મારા અંતરમાં તો કશી અગન લાગ્યા જેવું થતું હતું. વિભાને ક્ષય!

જેલરની ઑફિસમાં વિધિ પતાવી, હિસાબ કરતાં બાકી વધેલા પૈસા લીધા. સભ્યતાપૂર્વક એમણે અને સુપરે ભલી દુઆઓ વાંચ્છી. યંત્રવત્ જ મેં એમનો આભાર માન્યો, અમુને ભેટી હું ફાટક બહાર નીકળ્યો. અમુની છેલ્લી સૂચના એને કાગળ લખવાની હતી.

જેલરે ભલા થઈ મંગાવેલા ટાંગામાં હું નાસિક સ્ટેશને જવા નીકળ્યો.

એકસરખો વિચાર મનમાં ન હતો. રોમેરોમ ભયનું માથું ઊભું થઈ વિભાના સમાચાર પૂછતું હતું. મન તો માનતું જ ન હતું: વિભાને ક્ષય!

અને અવ્યક્ત ચિંતાએ ચિમકી ભરી લીધીઃ તેં એના અંતર પર કરેલા આઘાતે જ એને આવા રોગના જડબામાં હડસેલી દીધી. તું જ તું જ, તારી બુદ્ધિના ફાંકા સાથે, પ્રમાણિકતા અને સચ્ચાઈની ખુમારી સાથે, એને મૃત્યુના મોંમાં ધકેલનાર છે. તું જ વિભાનો ખૂની છે!

વિભાને ક્ષય!

ક્યારે એની પાસે પહોંચી મારા ગુન્હાઓની માફી માગું? ક્યારે એને ચરણે પસ્તાવાનાં આંસુનો અભિષેક કરું?

એની પાસે પહોંચતાં હજુ બીજા ચોવીસ કલાક થશે.

કેટલી ધીમી ચાલતી હતી ગાડી! કેવળ યંત્ર જ ને ગમે તેટલું તોય! એને માનવીના હૈયાની વ્યથાની શી ખબર?

કેવળ ચિંતાના ભારથી મારી આંખ સહેજસાજ મળી ત્યાં તો હું જાગી ઊઠ્યો. મારી પડખે જ બેઠેલા એક જુવાનને ઊધરસ ચડી હતી. એનો શ્વાસ બની શકે તે કરતાં ઘણો જોરદાર હતો. એની આંખો પોપચાં બહાર નીકળી જવા મથતી હોય એમ ક્યાંવિકળ ઘૂમતી હતી. આખુંએ અંગ ધ્રૂજતું હતું. આખા અંગનું લોહી મોં પર આવ્યું હતું.

વિભા પણ આવા જ જંતરડામાંથી ખેંચાતી હશે ને !

વિભાની હેરાનીના ખ્યાલે જ મને આંખે અંધારાં આવ્યાં. ફૂલ જેવી વિભાને આવી પીડા !

અચાનક જ મને ભાભીનો કાગળ યાદ આવ્યો. એમાં વિભાની તબિયતના હાલ જણાવ્યા હતા. લકનૌમાં ઉધરસમાં લોહી પડ્યું. અને તાવળા ડિલે જ એ ઘેર પાછી આવી હતી. "દર્દ કરતાંય એને જબરો માનસિક આઘાત લાગ્યો છે. મને જોઈને એ રોઈ પડી. માંડ માંડ હું એને છાની રાખી શકી. પળે પળ તમને ઝંખે છે. તમે અહીં હોત તો એને કેટલી નિરાંત રહેત !"

હુંય એ જ ઈચ્છતો હતો. એની પાસે હોઉં અને એની અનેકવિધ માફી માગું એટલું જ હું પ્રાર્થતો હતો. માનસિક આઘાતનું મૂળ પણ હું જ હતો ને ! મારી બાઘાઈમાં મેં એના કુણા હૈયા પર કુઠારાઘાત કર્યો હતા ને ! ભય ! જવાબદારી ! દુનિયામાં સ્નેહ જેવી કોઈ વસ્તુ છે એ તું ન'તો જાણતો ? આલમના અમુંઝાએલા આત્માનો એ સંજીવિનીમંત્ર અને એ જ તું માની લે, વગરબોલ્યે સ્વીકારેલો સમજી લે ?

મલ્હારનો ગવૈયો દીપક રાગ ગાવા ગયો, પછી દીવા તો દૂર રહ્યા, વર્ષા પણ અટકી ગઈ.

સ્ટેશને ઊતરી સીધા જ વિભાને ત્યાં જવાનો મેં નિર્ણય કર્યો હતો—ખબર કાઢીને પછી જ ઘેર જવાનું મેં નક્કી કર્યું હતું. જેમ બની શકે એમ જલદી વિભાને મળવાની મારી ઈંતેજારી રોકી રોકાય એમ જ ન હતી.

પ્લેટફૉર્મ પર જ મહાસભાના સ્વયંસેવકો મળ્યા. હુલ્લડ બાદ લોકમાં વિશ્વાસની લાગણી પાછી આવે એ કામસર એમને આવતા

જતા મુસાફરોની સેવા માટે પ્લેટફોર્મ પર મૂકવામાં આવ્યા હતા. મને જોઈને એમના અચંબાનો પાર ન રહ્યો. એમની નજરમાં એક આભ ઊંચો પ્રશ્નાર્થ ડોકાતો હતો, પણ એમની આતુરતાને સંતોષવા જેટલી સ્વસ્થતા ન હતી. વિભા પાસે પહોંચી જવામાં એક પળનો વિલંબ મને અસહ્ય હતો.

"સારું થયું આપ આજે આવ્યા. ગઈ કાલે જ કર્ફ્યુ નીકળી ગયો, નહિતર તો આપને રાતવાસો સ્ટેશન પર જ કરવો પડત." એક જણાએ જ્ઞાન દીધું.

એક હિંદુ ગૃહસ્થ મારી સાથે થયા એમને પણ મારી બાજુએ જ જવું હતું. "સાથે ગાડી કરીને પહોંચીશું" એમણે કહ્યું.

પ્રથમ પળે તો હું એને સજ્જનતા જ સમજ્યો. પણ જ્યાં સ્વયંસેવકોએ એકબીજાના સામું જોયું ત્યારે મને એના ગર્ભિત અર્થનો ખ્યાલ આવ્યો. એ ગૃહસ્થને એકલો જતાં ભય લાગતો હતો. હુલ્લડના સમાચાર તો ખૂબ સાંભળ્યા હતા. એથી નીપજતાં માનસિક વલણો વિષેય ખૂબ ઉહાપોહ કર્યો હતો. પણ એ તો બધું હવામાં હતું. તરંગી હતું, આ નક્કર અનુભવ મળ્યો. ભયની વ્યાપકતા આટલી ઘેરી હશે એ તો મારા કલ્પ્યામાં પણ ન'તું આવતું.

એમને સાથે લઈ પ્લેટફોર્મ બહાર ભાડે ગાડી કરવા હું આવ્યો. નવાઈની વાત એ હતી કે પહેલાં ભાડવાત મેળવવા માટે મરી મથતા ગાડીવાનો અત્યારે દૂર ઊભા ઊભા અમારા ઉપર આતુરતાભરી-આરજુભરી નજર નાખતા હતા, પણ પાસે આવી કશું પૂછતા ન હતા. હથિયારબંધ પોલિસ હજુ પાછી ખેંચી લેવાઈ હોય એમ પણ જણાતું ન હતું. ગાડીના અડ્ડાથી થોડે દૂર જ એમની હાજરી ધ્યાન ખેંચતી હતી.

એક ગાડીવાન જોડે મેં નક્કી કર્યું, અને પેલા ગૃહસ્થને એમાં

બેસવા કહ્યું ત્યાં તો એમણે ઇન્કાર કર્યો: "ના રે ભાઈ ના, એ ગાડીમાં નહિ. જોતા નથી?" *

મને તો એ શું કહેવા માગતા હતા તે સમજાયું પણ નહિ. શાને માટે એ આ ગાડીમાં બેસવાનો વિરોધ કરતા હતા? એ ભાઈ તરફથી મેં નજર ઉઠાવી ગાડી અને ગાડીવાન પર નજર ઠેરવી. ગાડીવાન મુસલાન જેવો દેખાયો, અને તુરત જ મને ભાન થયું. આટલા ખાતર આ ભાઈ આ ગાડીની ના પાડતા હતા! અનુભવની તીવ્ર નવીનતા ને કડવાશ અંતરમાં ખૂંપી ગઈ.

માંડ માંડ મેં એમને મારી સાથે વિશ્વાસ રાખીને આવવા સમજાવ્યા: "મારું તો મન નથી માનતું, પણ તમે કહો છો ત્યારે ઠીક ચાલો. એક કરતાં બે ભલા." ઊતરી આવેલા ભયને અડધો કરતાં એ ગાડીમાં તો બેઠા. ગાડીવાનની આંખ મારા સામે ઢળી. એમાં વસેલી ઉપકારવશતા ભીની આર્દ્રતાએ મને છળાવી દીધો.

સ્ટેશનના વિશાળ કૅમ્પાઉન્ડમાંથી બહાર નીકળ્યા ત્યાં તો મારા સાથીદારે મને વાત કહેવા માંડી અને રસ્તે આવતાં જતાં કોમી હુતાશમાં બળીને રાખ થઈ ગએલાં આલીશાન મકાનો દેખાડવા માંડ્યાં. મારા શહેરની આ દશાએ મને પણ ગળગળો બનાવી મૂક્યો. આજ મકાનોની છાંયમાં મેં કેટલીય વાર સૂરજના તાપમાંથી આશ્રય મેળવ્યો હશે. હતાં ત્યારે એ શહેરની શોભા હતાં. મુસાફર અને યાત્રીને આંગળી ચીંધવાનાં સ્થાન હતાં; આજે એ માનવીના હૈયામાં બળતા અવિશ્વાસની સાક્ષી પૂરતાં, રાખનો ઢગલો બન્યાં હતાં.

વાત કરતાં કરતાં ય એમનું ધ્યાન ગાડીવાન પર જતું હતું. ધીરે અવાજે એમના વ્યવહારુ અંગ્રેજીમાં એમણે મને કહ્યું:

"No trust M-U-S-L-I-M. For fact, our gharriwlla took five passengers and killd all."

---

* ફૂલછાબ–મેઘાણી

( આમનો વિશ્વાસ નહિ, મુસ્લિમ હકીકત છે. એક ગાડીવાળો પાંચ મુસાફરને લઈ ગયો અને મારી નાખ્યા બધાને )

એમના ભયે અને સાંભળ્યું એને હકીકત તરીકે સ્વીકારવાની વૃત્તિએ એમને પરવશ કરી દીધા હતા.

માનવીના હૈયા જેમ રસ્તાઓ પણ સૂમસાન હતા. ભરચક વસ્તીમાં આવું વેરાન શક્ય હતું? અને એ સભર એખલાસની જગાએ આજે આ મરુભૂમિ થવાનું કારણ શું? જીવનની મીઠાશ અને હૈયાનો પ્રાણ વિશ્વાસ જ ને? એ જતાં......

બળેલાં મકાનોની રાખ, કાટમાળના ઢગલા સાથે, એમ ને એમ પડી હતી. પીગળી પીગળીને ગુંચળાં થઈ ગએલી લોખંડની કેંચીઓ, ઊભડક ઊભી રહેલી ભીંતો બધું કશો ભયંકર દેખાવ ધારી રહેતું હતું.

આદમીના દિલમાંથી વિશ્વાસ હટ્યો અને આ—રાખ આવી.

વિશ્વાસ, શ્રદ્ધા, સ્નેહ!

મને કમકમાં આવ્યાં, કયા માનસિક વિન્યાસે આ સોપાન ગોઠવી તે તો મને સમજાયું જ નહિ, પણ મને વિભા સાંભરી. દસેક મિનિટ પણ નહિ થઈ હોય પણ જાણે હું એને વિસરી જ ગયો હતો, પણ વિશ્વાસના અભાવના આ પ્રદર્શને મને એની યાદ આવી–શૂળ ભોંકીને.

સ્નેહનો લોપ અને રાખ! વિશ્વાસનું વિસર્જન અને સખ!

સાથીદાર ભાઈ શું બોલતા હતા એ પર હવે મારું લક્ષ ન હતું. મને તો માત્ર વિભાની યાદ સતાવતી હતી અને વધુ સતાવતો હતો, ગુન્હાનો ડંખ. ભાભીએ લખ્યું જ હતું ને કે એને માનસિક આઘાત લાગ્યો હતો! શેનો એ માનસિક આઘાત? કોણે પહોંચાડ્યો એ માનસિક આઘાત? મારી જ બાઘાઈએ ને? એ પાતકી તો હું જ ને!

"આ જગાએ ભારે રમખાણ થયું હતું." મારું બાવડું ખેંચી

સાથીદારે મને જગા બતાવી, મારી પોતાની માનસિક દશા એવી ન હતી કે એમની વાતમાં કશો ય રસ લઈ શકું, પણ એ બોલતા હતા ને હું સાંભળતો હતો.

અને એ કશી વાત ગગડાવી ગયા. એક જણાએ આખા ટોળા સામે ટક્કર ઝીલીને એક આખી પોળને બળતી બચાવી હતી, અને એના લોહી નીતરતા દેહને પોલિસ પકડી ગઈ હતી. એના ઉપર હુમલો કરનારને એક બે લાઠીના દાવ વીંઝી ભગાડી મૂક્યા બાદ.

"પાસે રહીને જાણે માર જ ખવરાવતા ન હોય! ઉપરથી કહેતા જાયઃ લો, સ્વરાજ લેવું છે! લો!"

જેણે એ વાક્ય ઉચ્ચાર્યું હોય એનામાં અને મારામાં શું ફેર હતો? માત્ર 'સ્વરાજ'ની જગાએ 'સુખ' મૂકવાનું હતું. બીજાની પીડામાં કશો માનસિક સંતોષ, કશી આત્મીય સિદ્ધિ ભાળતો હું એમ જ વર્તતો હતો ને!

સાથીદારની વાત મને કંટાળો આપતી હતી અને એના કરતાં ય વિશેષ તો એ એની રૂપક શક્યતાઓથી શબ્દેશબ્દે ડામ દેતી હતી. વાતને વાળવા મેં ગાડીવાનને પૂછ્યુંઃ કેવા છો તમે?

મારા સાથી ચમક્યા. માથા પર ઈંટ પડ્યા જેવું એમને થયું. શું કરતો હતો હું?

ગાડીવાને પહેલાં સાંભળ્યું અસાંભળ્યું કર્યું, પણ પછી એ સવાલમાંથી છટકી શકાય એમ નથી એવી ખાતરી થતાં એણે જવાબ દીધોઃ મુસલમાન.

જવાબ દઈને એ અટક્યો. સાથીદાર આંખો ફાડીને મને જોઈ રહ્યા. એમાં ઠપકો હતો, અને સાથે જ અનેરો આત્મસંતોષ પણ હતોઃ 'હું નો'તો કે'તો?'

અને સાથે જ સચ્ચાઇની પૂરી છાપવાળા શબ્દો આવ્યા: "પણ બાપુ યકીન રાખજો તમને કશી ય અળવળ નહિ આવે."

યકીન!

કાઠિયાવાડથી એ આવેલો. ત્રીસ પાંત્રીસ વર્ષથી ગાડી ફેરવે છે, એનો ભાઈ અને દીકરો પણ ગાડી જ હાંકે છે. બધા વચ્ચે પાંચ ઘોડા અને બે ગાડીઓ છે. કુટુમ્બ કબીલો બધો ઘોડા અને ગાડી પર નિર્ભર છે. એક દિવસ કશાય કારણ વિના હિંદુઓ એની ગાડીમાં બેસતા અટકી ગયા, અને દસ દિવસ કોઈ કહેતાં કોઈ સ્વારી મળી નહિ. બાલબચ્ચાં, રોજે રોજનું અનાજ લાવવાનું. ચંદી દાણા વિના જનાવર, ભૂખે ટળવળતાં. કારણ, લોકનો યકીન હટી ગયો હતો! માણસ માનવીની આંખમાં માણસ મટી ગયો હતો; કો'ક દૈત્ય, ઇબ્લીસ, બન્યો હતો. એમની ઇમાનદારી એ હતી કે ભાદુત નાનું સોને મઢયું બાળક હોય તોય એની સલામતીને આંચ ન આવે, પણ આદમીની આંખ ફરી ગઈ.

શોકાર્ત અવાજે ગાડીવાન એની વાત કહેતો હતો. એની આખી વાતમાં 'યકીન'નો રણકો મને વિહ્વળ કરી મૂકતો હતો. જીવનવ્યવહારમાં વિશ્વાસ અને ભય આટલાં વ્યાપક હશે, આવાં ઘટક બળ હશે એનો મને ખ્યાલ ન હતો.

પણ ગાડીવાનની વાત લગી મારે જવાની શી જરૂર હતી? હું પોતે પણ એજ વિશ્વનિયમનું ક્યાં કમ ઊતરું એવું ઉદાહરણ છું. એમાં ને એમાં તો મેં વિભાને...

ગાડીવાને આ રસ્તે ગાડી વાળતાં પહેલાં મારે ઊતરવાનું આવ્યું. દૂરથી મેં એને વિભાના ઘર આગળ ગાડી ઊભી રાખવાનું કહ્યું. મારા સાથીદાર સરવા જ ચમક્યા.

"તમે અહીં ઊતરી જાઓ છો?" એમણે ગભરાઈને મને પૂછ્યું.

મને ન સમજાયું કે એમને આટલો ગભરાટ કેમ થયો. તદ્દન કુદરતી વાતમાં તે એવું શું હતું?

"શેઠ, આ શેઠને પહેલાં ઉતારીને પછી તમને ઊતારું તો? તમને વાંધો નથી ને?" ગાડીવાળાએ મને પૂછ્યું. અને એના મોંમાંથી શબ્દો બહાર નીકળે ત્યાં તો મારા સાથીદારે પણ એમાં પોતાનો સૂર પુરાવ્યો.

"શેઠ મુંઝાય છે. એમના દિલમાં હું મુસલમાન છું એ ખ્યાલે ઘર કર્યું છે. યા ખુદા!" ગાડીવાળો બબડ્યો.

મારા મનમાં અપાર વેદના થઈ. ગાડીવાળાને પહેલાં એમને ત્યાં ગાડી લઈ જઈ, એમને ઉતારી પછી અહીં લાવવા મેં કહ્યું. સાથીદારની આંખો કૃતજ્ઞતાથી ચમકી. મારું મન તો આવા અવિશ્વાસની ગુંગળામણથી રોતું હતું.

માનવીમાં સુષુપ્ત રહેલો પશુ જાગ્યો હતો અને એણે માનવીને પશુથી ઊંચે લઈ જતી એકેએક વસ્તુના ભાંગી તોડી ફોડીને ભુક્કા કર્યા હતા. પેલી ઇમારતો બળી ગઈ એનો મને ખેદ ન'તો. કીમતી જાન ગયા હતા અને હુંફાળું ઊન્હું લોહી નાહકનું રેડાયું હતું એનો ય મને ગમ ન હતો, પણ મનનું કવચ, વિશ્વાસ અને સ્નેહ જતાં મને પારાવાર દુઃખ થયું. વિશ્વાસ વગર માનવી કેટલો નિરાધાર —પાંગળો લાગતો હતો!

અને મનમાં પાછા એના એ ખ્યાલ આવતા. સંવેદના અનુભવતા દિલે કયારે પણ પોતાના આચરણનું, અવિચારનું એ જ પરિણામ આવશે એ ખ્યાલ કેમ ન'તો કર્યો? ઊંચી અટારીએ બેસી બીજાને પામર કહેનાર, ગુનેગાર ગણનાર, પોતાની દીનતાનો, પોતાના ગુનાનો ઇકરાર કરતાં કાં ડરતો હતો?

સાથીદાર ઊતર્યા, સામાન મુકાવી એ ગાડીભાડાના પૈસા આપવા

આવ્યા અને જતાં જતાં મને કહેતા ગયા: તમે ન હોત તો ભાઈસા'બ મારી તો હિમ્મત ન જ ચાલત. સમો એવો વસમો આવ્યો છે!" અને જમાનાની ફિલ્સૂફીના કુચા.

ગાડી ઊભી રહી અને મારા વગર કહ્યે ગાડીવાને જ સામાન ઊંચકીને પગથીએ મૂકવા માંડ્યો. અવાજ સાંભળી કિશોર બહાર આવ્યો અને તુરત જ એણે 'ધીમુભાઈ આવ્યા'થી ઘર ગજવ્યું. બાપુ પણ બારણે આવી પહોંચ્યા.

ગાડીભાડાના પૈસા ચૂકવતાં ગાડીવાનના ચહેરે મારી નજર ગઈ. એની આંખો આંસુભીની હતી. "ખુદા તમને બરકત દે. આદમીમાં હજી ય યકીન રહ્યો છે. બાલબચ્ચાંની રોટી અને જનાવરની ચંદી કરતાં ય આજ મને એની ખુશી છે."

દુનિયાની લીલી–સૂકી જોઈ ઝાંખી થએલી નજર પણ આ પ્રકાશકિરણે ચમકી ઊઠી. શું તસલ્લી લાધી હશે એ અડીખમ હૈયાને?

બારણામાં બાપુ ઊભા રહી ગયા હતા. કિશોર હાથ પકડીને મને અંદર દોરી જવા દોડી આવ્યો હતો. મને પહેલો પ્રસંગ યાદ આવ્યો, જ્યારે આમ જ એ મારો હાથ પકડી મને અંદર લઈ ગયો હતો.

બાપુ પાસે પહોંચતાં જ મેં સવાલ કર્યો: "કેમ છે?"

બાપુએ જવાબ ન દીધો. જાણી જોઈને એ જવાબ ખાઈ ગયા. એમણે તો 'આવી પહોંચ્યા?' એટલું કહી સ્વાગત કર્યું અને પાછા ચૂપ થઈ ગયા.

દીવાનખાનાની બત્તીના પ્રકાશમાં મેં બાપુ સામે જોયું. વાર્ધક્યમાં ચિંતા ઉમેરાતાં બાપુ બદલાએલા જ લાગતા હતા. કિશોર પણ ન કળી શકાય એવી રીતે મૌન સેવતો હતો. આ લોક

આમ કેમ લાગતા હતા? વિભાની બિમારીએ એમને આટલાં દબાવી દીધાં હતાં!

"કિશુ, ધીમુભાઈનો સામાન મુકાવી દે. હું એમને વિભુ પાસે લઈ જાઉં." બાપુ બોલ્યા. કિશોર કશું બોલ્યો તો નહિ પણ એને મનમાં તો થોડું લાગ્યું જણાયું. મોં ચડાવી એ ગયો.

"આશા નથી, ધીમન્ત." બાપુ ધીરેથી બોલ્યા. કદાચ એ મને એકદમ આઘાત ન લાગે એને માટે તૈયાર કરતા હતા. "પણ મારે તમારી માફી માગવાની છે. મેં અરજી કરી હતી." પાછા બાપુ અટકી ગયા. એમની સ્વસ્થતા ક્યાંય અલોપ થઈ ગઈ હતી. ઘેરી ચિંતાએ એને સ્થાને બહાવરાપણું મૂક્યું હતું.

"વિભુ એમાં કશું ન'તી જાણતી, અને જ્યારે એણે જાણ્યું ત્યારે તો મારી સાથે વઢી, રોઈ; પણ એને સોરાતી હું ન જોઈ શક્યો."

બાપુના હાલ જોઈને જ મને ફાળ પડી. બાપુ વેઠી શકે એ કરતાં ઘણી ભારે ચિંતાનો બોજો એમને શિરે આ ઉમ્મરે પડ્યો હતો, અને જાણે આ બધાની ઘેરી અસર મારા ઉપર પણ પડતી ન હોય એમ અદૃષ્ટના ભયંકર ઓછાયાએ મને પણ જકડ્યો.

ધીરેધીરે બાપુ મને વિભાના ઓરડા લગી લઈ ગયા. મારા મનની હાલતને લીધે એમ લાગતું હતું કે કેમ એ તો હું નથી કહી શકતો, પણ આખા ઘર પર કશા એના ઘેરા ઓળા પડ્યા હતા કે એક એક વસ્તુમાં વિવાદ જણાતો હતો. પેલી રાતે આ જ ભીંતો કેવી પ્રફુલ્લ, ઉલ્લાસપૂર્ણ લાગતી હતી? અને અત્યારે?

વિભાના ઓરડા આગળ બેઠેલી નર્સે ખબર આપ્યા કે વિભા ઊંઘી ગઈ હતી. તાવ તો લકનૌથી આવી એ દિવસથી ઊતર્યો જ ન હતો. ઉપચાર શરૂ કર્યા બાદ ગળફામાં લોહી આવતું અટક્યું હતું. ઉધરસ પણ જરા કમ થઈ હતી.

હવામાં તોળાતો કશો ભાર મને પણ દબાવતો હતો. ગંભીરતા ધીરે ધીરે ગુંગળાવતી હતી. અંદર જઈ વિભાને જોવાની ઉત્કટ ઇચ્છા મને થઈ આવી, પણ સાથે જ કશો સંકોચ પણ મને થઈ આવ્યો. બાપુ અને નર્સની હાજરી કરતાંય વિભાએ દુઃખ વેઠીને પ્રાપ્ત કરેલું વૈશિષ્ટ્ય, મને જાણે રોકતું હતું. શહીદ હમેશાં કશી નૈતિક સરસાઈ ભોગવે છે. કોણ જાણે કેમ પણ મારા મનમાં શિકારી અને શિકારનો જ ખ્યાલ આવતો હતો. અછકલી છૂટી ગએલી બંદૂકની ગોળીથી જાન ગુમાવી બેઠેલા વાઘ સિંહના મોં પર પગ અને બંદૂકનું કુંદું ઠેકવી મૂછે તાવ દેતા શિકારીની તસ્વીરમાંય પેલા વાઘ સિંહની નૈતિક વડાઈ જ મારું ધ્યાન રોકે છે. એ દયા વાંચ્છતો નથી તેમ માનની અપેક્ષા પણ રાખતો નથી, છતાંય જાન લેનાર કરતાં જાન દેનાર માટે—દૈન્યથી નહિ, સ્વમાનપૂર્વક અને ખુમારીના પૂરા ભાન સાથે જાન ખોનાર જ વંદના પામે છે. શિકારી ભય જન્માવે છે, શિકાર આદર.

મારા સંકોચને સ્વાભાવિક લજ્જા સમજી બાપુએ, નયન ઢાળી મારો હાથ પકડ્યો અને મને ઓરડામાં ખેંચી ગયા. નર્સ વ્યવહારુ રીતે બાજુએ હટી ગઈ. એની અનુભવી આંખો તો આવું ઘણુંય જોઈ વળી હશે!

ઓરડામાં આછો ભૂરો પ્રકાશ ભીંતના ખૂણા સામે મોં ફેરવી બેઠેલા દીવામાંથી ગળાઈને પથરાતો હતો. હથેળી પર માથું ટેકવી વિભા સૂતી હતી. બિછાના પર એનો દેહ કેવો વિચિત્ર લાગતો હતો! દુનિયાથી વિમુખ બનેલો યોગી જાત સંકોરી લે એમ જ જાણે વિભા જાત સંકોરીને સૂતી હતી.

બારણાથી આગળ જવાની મારી હિમ્મત જ ન ચાલી. વિભાના

નાકની ધારે આવી સ્થિર થએલી પ્રકાશધારા ય જાણે એના આંખના અને ગાલના ખાડાને જોઈ રહી હતી. પ્રકાશમાં એની ચામડી ચમકતી હતી.

પૂરી નિસ્તબ્ધતા હતી. અવકાશમાં ઘૂમરીઓ લેતો પવન પણ થંભ્યો હતો. હૈયાના ધબકાર સંભળાય એવી શાન્તિ હતી. મટકું ય ચોર્યા વિના હું વિભાને જોઈ રહ્યો હતો. પેલા શિકારી અને શિકારના ખ્યાલ હજુ ઓસર્યા ન હતા; પણ એની ય ઉપરવટ થઈને એક સવાલ આવતો: આ વિભા!

ઓરડામાં લાવ્યા હતા તેમ જ હાથ દોરીને બાપુ મને બહાર લાવ્યા. બિછાનામાં સૂતેલી વિભાની છબિ મારી નજર આગળથી હટતી જ ન હતી. વગર બોલ્યે એક પણ ઈશારા વિના એ મારી પામરતા પૂરવાર કરતી હતી.

બાપુએ એના મંદવાડની વાત કહી. બીજી કોઈ જગાએ જવાની જ એણે ના પાડી હતી. “અને હમણાં તો એ બહુ હઠીલી થઈ ગઈ છે. બધું ય એનું ધાર્યું કરે છે, પણ એને હું નારાજ નથી કરી શકતો. એટલે જ તો એને હૉસ્પિટલમાં પણ ન લઈ ગયો. અહીં જ ડૉક્ટર આવે છે.”

‘ડૉક્ટર શું કહે છે?’ તે સવાલ મારી જીભે આવી ગયો; પણ બાપુને એ સવાલ પૂછવાની મારી હિમ્મત ન ચાલી. એમને મોંએથી બીજી વાર ‘આશા નથી’ એમ કહેવરાવવું એ મને ક્રૂર લાગ્યું. અને બન્ને સૂન મૂન બેઠા રહ્યા.

નિસ્તબ્ધતામાં ડરામણી ન ઉમેરાય માટે યત્ન કરીને મેં બાપુને ધીરજ દેવા માંડી. વ્યવહારે શીખવેલું બધું ય હું ઠાલવી ગયો. હોઠ પણ હલાવ્યા વિના એ બધું ય સાંભળી ગયા.

હું બોલતો હતો એના પૂર્ણવિરામરૂપે બાપુના મોંમાંથી એક નિઃશ્વાસ સરી પડ્યો. શો વિષાદ એ શાન્ત મનને ડહોળી રહ્યો હતો?

વખત તો ફોરા પગે દોડતો જ હતો. બાપુએ હવે આરામ કરવો જોઈએ એમ મને લાગ્યું અને એટલે જ મેં એમને આરામ કરવા સૂચવ્યું. તંદ્રામાંથી જાગી એમણે મારા સામું જોયું. કેવી વત્સલ દૃષ્ટિ હતી! અનન્ય ભાવે જાણે એમણે મને પૂછ્યું: અને તમે?

સવાલ સમજતાંય મને એક પળ થઈ.

"હું તો ઘેર જાઉં છું; સવારે આવીશ."

મૂગેમૂગા ડોકું હલાવી બાપુએ સંમતી આપી. હું ઓરડામાંથી બહાર નીકળ્યો. ચિંતાના ભારે કચડાતા બાપુનો ખ્યાલ જ મને મૂંઝવતો હતો. બાપુની ચિંતા મને વિભાની માંદગીનો પણ વિચાર ન'તી કરવા દેતી.

પગથીઆં આગળ કિશોર ઊભો હતો. બાપુ સાથેની વાતચીત દરમિયાન હું એને ભૂલી જ ગયો હતો. બાપુના કહેવાથી એ મોં ચડાવીને ગયો હતો તે મારા ખ્યાલમાં પાછું યાદ આવ્યું.

"કેમ કિશોર?" મેં એનો હાથ મારા હાથમાં લેતાં પૂછ્યું.

અને એની વાગ્ધારા ચાલીઃ

"મારો કાગળ મળ્યો હતો? વિભુ બહેન અને બાપુ બન્ને મને કાગળ લખવા જ ન'તાં દેતાં ને! નહિતર હું લખ્યા વિના રહું?"

અને,

"વિભુ બહેને મને ખાસ બોલાવીને કહ્યું હતું: કિશુભાઈ, ધીમુ આવે ત્યારે મને ખબર આપીશ ને? અને અત્યારે હું એને ખબર આપવા ગયો ત્યારે પેલી નર્સે, મને ઓરડામાં જ ન જવા દીધો ને! કહે છે બહેન ઊંઘે છે! મેં કહ્યું કે બહેને જ મને એને ઊંઘમાંથી જગાડવાનું કહ્યું છે, પણ એણે તો મને ત્યાં ઢૂકવા પણ

ન દીધા. હવે બહેન મારા પર ખિજાશે. હમણાં હમણાંની એ ખૂબ ખિજાઈ જાય છે. અને પછી મોં ચડાવી દે છે."

કિશારની વાતના તંતુ અખંડ અને અભંગ ચાલતા હતા. એના મનમાં ચાલતા બધાય વિચારવહેણને ઠાલવી દેવાની એની નિખાલસ આદત હતી, પણ એમાંય પેલી વાતે મને મહાત કર્યો. 'કિશુભાઈ, ધીમુ આવે ત્યારે મને ખબર આપીશ ને ?'

અંધારી રાતના તારલા ખુશખુશાલ અંદર અંદર હોડ બકીને હસતા હતા. અવકાશ તો જાણે પ્રાણાયમ સાધી શ્વાસને બ્રહ્મરંધ્રમાં પહોંચાડી રહ્યો હોય એમ નિષ્પ્રાણ જણાતા હતા. પાંદડાં પણ થંભી ગયાં હતાં.

મનમાં કેવળ એક જ વિચાર ઘૂમતા હતાઃ બિમાર વિભાનો. બાપુએ જેટલી ચિન્તા દાખવી હતી—અને એક વાર મોંએ કહ્યું પણ ખરૂં તેવી રીતે—તો વિભાની હાલત ગંભીર હતી. એમણે જ કહ્યુંઃ એમ આશા ન'તી ? આ સાચું હશે કે પછી એ વત્સલતા-પ્રેરી ભીતિ જ ?

બસમાં નસીબજોગે જગા મળી ગઈ. ટિકિટ લઈ હું માંડ ગોઠવાયો ત્યાં તો બસને પેલે છેડેથી અવાજ આવ્યોઃ

" ઓહો ધીરૂભાઈ, તમે ક્યારે આવ્યા ?"

અવાજની દિશામાં ચોંકીને હું જોઈ રહ્યો. મારકિટના જાણીતા વહેપારી મારી સામે જ બેઠા હતા અને એ તથા આજુબાજુના બીજા મુસાફરો પણ અચંબાભરી નજરે મારા સામું જોઈ રહ્યા હતા. એમનું નામ તો મને યાદ પણ ન આવ્યું, છતાંય મેં એમને જવાબ વાળ્યોઃ

" ગઈ કાલે જ છૂટયો." મારે વાત ટુંકાવવી હતી, પણ એ એમ ટૂંકી વાતથી સંતોષ માને તેમ ન હતા.

"તમે તો નજરકેદમાં હતા ને? તે તમને બિનશરતી છોડી દીધા?"

ડોકું ધુણાવી મેં હા પાડી. એમના સવાલ જાણે મને નહોરિયાં ભરતા હતા. પણ એમને મારી 'હા' થી ધરપત ન થઈ. તપાવેલા ડામ જેવી નજર એમણે મારા ઉપર ઠેરવી હતી. થોડીક પળની શાન્તિ બાદ અચાનક જ એમણે સવાલ પૂછ્યોઃ "કોઈ બિમાર હશે?"

શું થયું છે આ માનવીને!

"અરજી કરી હશે!"

માટીનાં ઢેફાં જેવી મારી દશા થઈ. હથેળીમાં માથું ટેકવી સૂતેલી વિભાની છબિ મારા મન પર રમતી હતી, અને વગર જાણે, વગર સમજ્યે, કેવળ સાહજિક ક્રૂરતા ખાતર આ ભાઈ મને ડામતા હતા!

હું કાંઈ ન બોલ્યો. કો'કે મોં મચકોડ્યું. કો'કને ઉધરસનો ખોંખારો ખાવાનો આ જ વખત મળ્યો. કો'ક નિર્ભેળ અચંબાથી સરકારના પ્રાણીને જુએ એમ મને જોઈ રહ્યા.

મારકીટના વહેપારી ભાઈને હજુ પણ મનમાં કરાર વળ્યો ન હતો.

"બહાર હુલ્લડો કરાવે, અને જેલમાં જાય ત્યારે બિમારીનાં બહાનાં કાઢીને બહાર આવે. શું ઢોંગ આદર્યો છે!"

કોમી રમખાણને અંગે ઘણાઓની લાગણી મહાસભા વિરુદ્ધ થઈ હતી એમ સાંભળ્યું હતું તે અહીં પ્રત્યક્ષ જોવા મળ્યું, પણ એમાં એમને મારા સામે અંગત આવો આક્ષેપ કરવાની શી જરૂર પડી? આવો ભયંકર અને હળાહળ જૂઠો આરોપ મારા માથે ચડાવવાની એમને શી આવશ્યકતા લાગી હશે?

મારું સ્વમાન ઝીણી ઝીણી કણીઓમાં વેરાતું હતું. મહા-મુશ્કેલીએ હું જાતને કાબુમાં રાખી શકયો. હું એક અક્ષર પણ બોલ્યા વિના મૂગેમૂગો બેસી રહ્યો.

મને લાગ્યું કે સહુ અધૂરે શ્વાસે, ડોક લંબાવી મારા પ્રત્યુત્તરની ઇંતેજારી કરતા હતા. મેં જવાબ ન વાળ્યો એથી એમને નિરાશા થઈ લાગી. થોડી પળની શાન્તિ બાદ કોઇકે કહ્યું: "એમ એક જ કાટલે બધાંને કાં તોલો? એ તો ગામ હોય ત્યાં ઢેડવાડોય હોય."

અને જાણે 'હોય' 'હોય' કહેતા ન હોય એમ કંઈકિ ગરદન હાલી.

પણ મારા વ્યાપારી મિત્રને વાણીશૂર વ્યાપ્યું હતું.

"પણ અહીં ગામ કયાં છે તે જ શોધી બતાવો ને!"

બધા મૂગેમૂગા સાંભળી રહ્યા. પેલા શંકા ઉપસ્થિત કરનાર ભાઈ તો હતાશ થયા જણાતા હતા. અને મારા વ્યાપારી મિત્રનું જલ્પન અણરોકયું ચાલતું રહ્યું.

હું એ તરફ નિર્લક્ષ જ રહ્યો. જેને પૂર્વગ્રહ જ બંધાયો હોય અને જે અંધારામાં જ અટવાવાની ખૂશી રાખતો હોય એને તમે શી રીતે વારવાના હતા? જીભાજોડી કરી નાહકની શક્તિ ગુમાવવા ઉપરાન્ત તમારા મનની શાન્તિ ખુઓ એ વધારામાં.

મનમાં ને મનમાં હું સોચતો હતો. એમણે તો બહુ મામુલી રીતે, લાગણીને કે કદાચ સાહજિક સભ્યતાને પણ અડવા દીધા વિના, કોઈ બિમાર હશે એમ કહી દીધું. એક વાર દલીલ ખાતર પણ માની લઈએ કે હું આદરેલી સેવામાં એટલો ઓછો ઊતર્યો હતો તોય શું વિભાની માંદગી એ મારે મન એવી નજીવી—લક્ષ ન દેવા લાયક—વસ્તુ હતી? સમષ્ટિના કામમાં પોતાની જાતને ખપાવવા

મથતા માનવીને પોતાનું અંગત, વ્યક્તિગત કશું હોઈ જ ન શકે? સમાજ શી અપેક્ષા રાખે છે?

વિભાની બિમારી એ મારા અંગત જીવનનો એક ઝંઝાપાત છે, અને એથીએ આગળ જઈને કહેવાની વાત તો એ છે કે એ માંદગી માટે પણ હું જવાબદાર છું. મારી અંગત જવાબદારી અને મારા કાર્ય પ્રત્યેની મારી જવાબદારી વચ્ચે એવો કયો વિરોધ હતો, જેથી મારા જેવાઓ આમની નજરમાં ઊતરી ગએલા જણાઇએ છીએ?

ઘેર પહોંચ્યો ત્યાં લગી આજ વિચારો મનમાં ઘૂમતા હતા. વ્યક્તિ અને સમષ્ટિના સંબંધમાં સંઘર્ષનું તત્ત્વ ક્યાં હોય છે તે જ મને સમજાતું ન'તું. પણ એક બીજી વાતનું પણ મને ભાન થયું હતું. જાહેરજીવન ગાળવાની ખ્વાહેશ રાખનારને ખાંડાની ધારે જ ચાલવાનું હોય છે. પોતાના આત્માને સંતોષવા ઉપરાન્ત જાહેર-જીવનની, જનતાના નાના મોટા, અદના કે મહાન આદમીએ બાંધેલી મર્યાદા પણ એણે સ્વીકારવાની હોય છે; પણ ક્યારેક એણે આ ગોઝારી ગુલામી, કોઈ કમઅક્કલ પેટબળ્યાના તરંગે ઊઠબેસ કરવાની વૃત્તિને ફગાવી દેવી પડે છે. કર્તવ્યનો કેવળ સંકુચિત અર્થ કરવામાં એ પોતાની જાતને અને ખુદ કર્તવ્યને પણ અન્યાય કરી બેસે છે.

ઘેર કોઈ ઊંઘ્યું ન હતું. એક તો પવન રિસાઈ બેઠો હતો અને અધુરામાં પૂરું કીકીને તાવ આવ્યો હતો. ભાભી એને માથે ઠંડાં પોતાં મૂકતાં બેઠાં હતાં. ભાભીને મને જોઇ નવાઈ લાગી.

" તમે ક્યાંથી? કાંઈ જેલ તોડીને તો નથી આવ્યા ને?" અને મીઠી મજાક સાથે પ્રશ્નોની પરંપરા ચાલી. હું જવાબ ન વાળી શક્યો. અને મને ગંભીર જોઇને ભાભીએ પણ વાત બદલી.

"વિભાને જોઈ આવ્યા?"

ડોકું ધુણાવી મેં હા પાડી. મારા મોં પરથી જ ભાભીએ બાકીનું બધું કલ્પી લીધું. કીકીની ખબર પૂછવાનું પણ મને ભાન ન રહ્યું. ભાભીએ નાહવા–જમવાનું પૂછ્યું ન હોત તો કદાચ હું એ બધું ય ભૂલી ગયો હોત; મન એવું વિચારઝોલે ચઢ્યું હતું.

ભાભી નીચે કશું તૈયાર કરવા ગયાં. હું કીકી પાસે બેઠો બેઠો ભીનાં પોતાં બદલતો રહ્યો.

પહેલી વાર મને સવાલ કર્યો : "વિભાને કશું થયું તો ?"

પહાડની ઊંચી ઊંચી કરાડો પરથી કો'કે ધક્કો માર્યો હોય અને આકાશમાં તણખલું અફળાય એમ અથડાતો ફરતો હું ઊંડા ધરામાં પછડાયો હોઉં એમ મને લાગ્યું. વિચારની ભયંકરતાએ મારી બધી શક્તિઓને જાણે હરી લીધી. દુઃસ્વપ્નના ભારે જ જાણે હું હતબુદ્ધિ બન્યો.

વિભાને કશું થયું તો ?

કરાર વાળી મન શાતા દેતું થયું. 'કશુંય નથી થવાનું વિભાને' બુદ્ધિ કહેતી. 'એમ થાય તો તો સારૂં જ છે, પણ માન કે કશું થયું તો !'

એની નાહસ્તી બાદ હું કઈ રીતે જીવી શકવાનો હતો ? જીવનની સભરતાની વિભાએ કરાવેલી ઝાંખી અલોપ થતાં જીવનમાં રસ શો રહેવાનો ?

વિભા મારા જીવનના વાણાતાણામાં આવી રીતે વણાઇ ગઈ હતી ?

મને ભાન પણ ન હતું કે કીકી બેઠી થઈને મારા સામું ટગર ટગર જોયા કરતી હતી.

" ધીમુ કાકા તમે ક્યાંથી ? ભાઇએ તમને લખ્યું'તું કે કીકી

બહુ હઠીલી થઈ ગઈ છે માટે તમે તરત અહીં આવજો ? અને ધીમુકાકા ! ભાઈ તો ખોટું કહે છે, હોં; હું હઠ નથી કરતી. પૂછી જુઓ બાને !"

અને એ તો એનો તાવ ભૂલી, ભાભીને બોલાવવા દોડવા જતી હતી. હાથ પકડી પરાણે મેં એને પથારીમાં સુવાડી; પણ એની સાથે વાત કરવાનુંય મને ન સૂઝયું. યંત્રવત્ હું એના કપાળે પોતાં મૂકવામાં જ રોકાયો.

એની જીભ તો અથાક ચાલુ હતી.

મન, વિભા વિનાના ધીમુની છબિ જોવા મથતું હતું.

"હવે તો તમે નહિ જતા રહોને ધીમુ કાકા ? બાપ રે, કેવા મોટા મોટા દરવાજા હતા અને જાડા જાડા સળીઆ ! અને પેલો પાછો મને કહે કે તને પકડી જઈશ !"

કીકીએ મને સ્મૃતિની કેડીએ વાળ્યો.

પેલાં પૂર્વપરિચિત છતાંય હરેક યાદે એટલી જ તીવ્રતા દાખવતાં ચિત્રો મનઃચક્ષુ આગળ ઊમટયાં. હું તો ખાલી જેલમાં જતો હતો, ટૂંકા કાળ માટે વિભાની નજર આગળથી અળગો થતો હતો, અને એને કેવું લાગ્યું પણ હતું ને કે બધું સૂનું સૂનું લાગે છે।

અને વિભાને કશું થાય તો ?

મારા અંધારઘેર્યા જીવનમાં વિભા પ્રકાશનું એકમાત્ર કિરણ હતું. માત્ર ઉપેક્ષા, તિરસ્કારના અનુભવીને નિર્મળા સ્નેહનો સાક્ષાત્કાર કરાવનાર વિભા હતી. દુનિયા માટે ડગમગુ થતા વિશ્વાસને પુનઃ સ્થાપિત કરનાર વિભા હતી.

વિભા હતી!

સગવડભર્યા વિચારથી મેં માની લીધું : વિભા હતી.

મન પણ શા શા નાચ નચાવતું હતું !

કશા ઉમળકા વિના, ભાભીનું કહ્યું કર્યું કરી મેં સૂવાનો યત્ન કર્યો. કીકી ભાભી સાથે ઝઘડીને મારી પાસે આવીને સૂતી. આકાશે તારાઓ નાનાં છોકરાં જેમ ખેલતા હતા.

કીકી બોલતી અટકી જ ન હતી. વ્યાધ સામે આંગળી ચીંધી એણે કહ્યું: "ધીમુ કાકા પેલા તારાનું નામ તમને આવડે છે ? એને શિકારી કહે છે. તીરકામઠું લઈ એ શિકાર કરે છે. જુઓ, પેલી હરણીને મારી નાખી—હરણીના પડખામાં તીર માર્યું. બહેને બતાવ્યું હતું."

અજાણતાં આ છોકરી પણ શુંનું શું બોલતી હતી ! આંખે ઊડીને બાઝતું મૃગ નક્ષત્ર મેં જોયું. વ્યાધ કોઇ અનેરા આત્મસંતોષમાં ઝગતો હતો. પણ હરણીની નિર્મળી તેજધારામાં નિઃશસ્ત્ર કરતું, માન મુકાવતું વિશિષ્ટત્વ હતું.

વિભા ! હથેળી પર માથું મૂકી, નાકની ધાર પર પ્રકાશ ઝીલી, આંખ અને ગાલના ખાડા દેખાડતી વિભા !...

સવારે ઊઠ્યો ત્યારે ખૂબ થાક લાગ્યો હતો. ચાળણી જેવા મનમાં ઊંઘનાં ઝીણાં કણ કેમ કરીને સમાવી શકું ? થાકની મારી નિંદરે ઘેરાએલી આંખ જરા મટકું મારી લે ત્યાં તો વિચારનો શોરબકોર એને ઉઘાડી દેતો. કશું કળાતું ન હતું. સરખી રીતે હું વિચારી પણ ન'તો શકતો. માત્ર અકલ્પ્ય નિઃસહાયતા નજરે ચડતી રહેતી.

ભાઈ સાથે થોડીક વાત કરી હું તરત જ વિભાને ત્યાં જવા નીકળ્યો. રસ્તામાં લોકની નજરે, અને પુછાતા સવાલોએ મને ખૂબ સભાન બનાવ્યો. જાણે કશો અંધારપછેડો ઓઢી કે કોઈ પાંખે ચડી વિભા પાસે પહોંચવાનું મન થઈ આવ્યું. જીવનની એકેએક પળ મારે હવે વિભામય કરવી હતી.

હું પહોંચ્યો ત્યારે વિભા મારી ઇંતેજારી કરતી બેઠી હતી. ચીવટપૂર્વક માથું ઓળાવી એણે પેલો ખડચંપાઈ સાળુ પહેર્યો હતો. એની આંખ જોઈને તો મને પોતાને આશ્ચર્ય થયું. રાતે જ્યાં ઉંડાણ દેખાતું હતું તે જગાએ અત્યારે લાંબી ખેંચાએલી અને ચમકભરી દૃષ્ટિ વિહરતી હતી. રાતે જ્યાં ગાલમાં ખાડા જણાતા હતા ત્યાં અત્યારે સુરખીનાં છાંટણાં નજરે ચડતાં હતાં. અને હસતા દેખાતા એના દાંત ? ક્યારેય મેં આવી નિર્મળ સફેદાઈ દૂધમાં પણ ભાળી નથી.

"તું આવી ગયો ? રાતે આવ્યો અને એવો જ જતો રહ્યો ? મને જગાડી પણ નહિ ?"

હું હસીને પાસેની ખુરશીમાં બેઠો. ત્યાં તો એણે ય પીઠ અઢેલીને બેસવાનું કર્યું. એને સગવડ કરી આપવા મેં એને ટેકો દઈ બેસાડવા કર્યું. એટલામાં તો એને થાક લાગ્યો. નાકેથી શ્વાસ ભરાઈ જતાં એણે મોંએથી ઉચ્છ્વાસ કાઢ્યો. એનું કપાળ મેં પાસે પડેલા રૂમાલથી લૂછ્યું. પાસે જ પડેલી યાદી પ્રમાણે અત્યારે એનો તાવ જરા ઊતર્યો હતો; જોકે સમધારણ તો થયો ક્યારેય દેખાતો ન હતો.

જાણે મારા શબ્દો ઝીલવાને આતુર થઈ રહી હોય એમ એની આંખો કશી અનેરી દીપ્તિએ મારા સામું ઝળકતી હતી. મને ય મનમાં તો ઘણા સવાલ ઊઠતા, પણ કોણ જાણે કેમ અત્યારે જ મોંએ ન આવ્યા.

છેવટે એણે જ મૌન તોડ્યું.

"ધીમુ, તેં મને માફ કર્યું છે ? મારી તો તારી પાસે માફી માગવાની પણ લાયકાત નથી. પહેલાં તો હું તને સમજી જ ન શકી. શબ્દોના મોહે મને આંધળી બનાવી હતી. હૈયાની સાક્ષી પણ મેં મારા ગુમાનમાં ન સ્વીકારી."

વિશાળ બનેલી આંખનાં અણિયાળાં પર ઊરપાતાળનાં નિર્મળાં

બિન્દુ બોલતાં થયાં. એનો હાથ મારા હાથમાં લઈ મેં પંપાળવા માંડ્યો.

"વિભુ, માફી તે મારે તારી માગવાની છે કે તારે મારી? દુર્બુદ્ધિના દોરવ્યા મેં તને કેટલી હેરાન કરી છે? પ્રમાણિકતાની ખુમારીમાં મેં તને અન્યાય જ કર્યો છે."

"એમાં તારો વાંક જ ક્યાં હતો? મારે જ સમજવુ જોઈતું હતું. અને એટલું પાછું ઓછું હોય એમ પાછી તારે માટે અરજી કરી. મારી નિર્બળતામાં મેં તારી પ્રતિષ્ઠાનો પણ ખ્યાલ ન કર્યો!"

બાપુએ ગઈ કાલ રાતે તો મને બીજી જ વાત કરી હતી! બાપ–દીકરી એકબીજાનો ટોપલો શું પોતાને માથે લેતાં હતાં! સ્નેહના જુઠાણામાં ય, છાવરવાની છેતરપીંડીમાં ય, શું મીઠાશ હતી? કેવા મહાન આત્મા હતા આ બે!

"એક વાર મોંએથી એટલું નહિ કહે કે તેં મને માફ કર્યું છે?" એના અવાજની ઋજુતા અને નજરમાં ભરેલી આર્દ્રતા ગમે તેને દબાવી દે એવાં હતાં.

"તને માફ કરું છું એમ કહી હું કેવળ ગુમાન જ દાખવું છું. પણ તું, તું એક વાર મોંએ કહે વિભુ કે તેં મને માફ કર્યું છે."

વિભા ખડખડાટ હસી પડી; મને તો ભોંઠા પડ્યા જેવું લાગ્યું. પળભરમાં વિભા શો રંગ બદલતી હતી?

"આપણેય કાલાં નાનાં છોકરાં જેમ વર્તીએ છીએ ને! તું મારી માફી માગે. હું આપું તો ખરી, પણ સાથે તારી માફી લઉં, અજી આપમાં જ ગાડી ઊપડી જાય."

વિભા ફરી ખડખડાટ હસી. ઝાઝું સમજ્યા વગર અને ખરું કહું તો એને રાજી રાખવા જ હું પણ એમાં સૂર પુરાવવા લાગ્યો.

કેટલાં પોચટ હૈયાનાં આપણે છીએ! મન જેને માને છે,

જાણે છે, તેના જ કલ્પી લીધેલા નકારથી આપણને જીવન પર નફરત આવે છે. જાણે આથી કોઈ વધુ સારી દુનિયામાં જગા મળવાની હોય એમ જીવન પર અકારો લાવી ત્યાંની મુસાફરી કરવાની તૈયારી આપણે કરીએ છીએ. ક્યારેક તો એવું થાય છે કે માનવીમાં બુદ્ધિનો છાંટો સરખો પણ ન હોત તો કેટલું સારું !"

વિભા તે મને મેણું મારતી હતી કે પોતાનાં આચરણોને મૂલવતી હતી ? મનમાં આવેલા વસવસાને કળાવા ન દેતાં હું હસતું મોં રાખી એની સામે જોઈ રહ્યો. એનો હાથ મારા હાથમાં જ હતો.

"આપણી બુદ્ધિ પર મુસ્તાક રહી આપણે 'અમે લાગણીવશ નથી' 'અમે તરંગી નથી' 'અમે તો નક્કર બુદ્ધિવાદની ભોંય પર ઊભા છીએ' એમ બાંગો પોકારીએ છીએ. પણ કો'કનો શબ્દ આપણા હૈયા સોંસરો ઊતરી જાય છે. કો'કની તીખી આંખ આખી રાતભર આપણી આંખને મટકું ય માંડવા દેતી નથી. કો'કના શબ્દનો ઊંચો અવાજ આપણા શ્વાસને અદ્ધર લાવી દે છે. બુદ્ધિવાદના પાતળા પડદા પાછળ તો આપણે લજામણીના છોડ જેવા ભરાયા છીએ. કો'કની ફૂંકે પણ લજાઈ મરીએ છીએ."

વિભા બોલવે ચડી હતી. પહેલાં મેં ક્યારેય એને આમ બોલતી દીઠી ન હતી. અને એમાં ય એની પેલી શીળી શ્રદ્ધાળુ મીઠાશભરી વાણીને બદલે મેધાના ચમકારા દાખવતી વાણી સાંભળવા મળતી હતી. પહેલાં એની વાણીમાં મોટા પટમાં ય અંગ સંકોરી ચાલતી નદીનું મનહરતું માર્દવ હતું. અત્યારે ઘનશ્યામ ઘટાટોપમાં ચમકી જતી તેજલેખાનું અંજન, એમાં તરવરતું હતું.

વિભાની વાતમાં મારું ધ્યાન એટલું પરોવાએલું હતું કે કિશોર ત્યાં સામે જ કેડ પર બે હાથ ટેકવી હોઠ પર હોઠ દાબી ઊભો હતો એ મને દેખાયું જ નહિ.

"હં, હવે કેવી જીભ ખુલી છે! પહેલાં તો..." અને ધમકી દેતાં એ બોલ્યો: "કેમ કહી દઉં ધીમુભાઈને?"

વિભા ગેલમાં આવી હતી.

"તે તારા ધીમુભાઈ અમને શું કરવાના હતા! લે કહી દે!"

"બહેન બા બધું ભૂલી ગયાં લાગે છે." ડોકું ધુણાવતાં કિશોર બોલ્યો. ભાઈ બહેનની નિર્દોષ જીભાજોડી એટલી તો મન લોભાવનારી હતી કે મારી બધીએ ચિંતા વિસરી હું એ સાંભળી જ રહ્યો.

"જોજો ધીમુભાઈ, હું એક એક વાત કહીશ ને વિભાબહેનનું આ મોં નહિ રહે, હોં, આપણે તો ખરું કહી દઈએ છીએ. પછી એમ ન કહેતા કે કીધું ન'તું."

કિશોરનો અવાજ ઊંચો ને ઊંચો જતો હતો. અને કદાચ એટલે તો બાપુ પણ ઉપર આવ્યા. વિભાનો હાથ મારી હથેળીમાં મૂકી હું પંપાળતો હતો. બાપુ આવ્યા એટલે મેં હાથ લઈ લીધો. પણ વિભા તો એમ ને એમ જ હાથ મૂકી રાખી બેઠી રહી.

"કિશુ પાછા તેં ઘાંટા પાડવા માંડચા?" બાપુએ કિશુને ધમકાવવા માંડચો.

કિશોર ખિજાયો.

"બસ જ્યારે હોય છે ત્યારે અમારો જ વાંક નીકળે છે; પૂછો ધીમુભાઈને. ધીમુભાઈ, હતો કાંઈ મારો વાંક?"

વિભા હસતી હતી, કિશોરનો ગુસ્સો જોઈ મને ય હસવું આવ્યું, બાપુ પણ મલકચા.

"બસ, બધાને અમારી મશ્કરી કરવી છે; આ ચાલ્યા અમે."

કિશોર ધૂંધવાટમાં ઓરડા બહાર જતો રહ્યો. મેં, વિભાએ અને બાપુએ એને બૂમ મારી, પણ એણે કાને ધરી જ નહિ; ગયો તે ગયો જ.

બાપુ પણ જાણે લપાતા લપાતા ઊભા હતા. "કેમ લાગે છે વિભુ?" વાત્સલ્ય જ અવાજમાં આ રણકો મૂકી શકે.

બાપુના સવાલે વિભાને સભાન બનાવી. આકળી બની એણે એનો હાથ પાછો ખેંચી લીધો.

"ખૂબ સરસ છે હવે તો બાપુ."

બાપુ તાવની નોંધ વગેરે જોતા હતા. વિભાએ મારી સામે જોયું. નજરથી જાણે કહેતી હતી: "હવે રોગની શી દેન છે તે પાસેય આવે? મારો ધીમુ હવે તો મારી પાસે જ છે ને?"

અમને ખબર ન પડે એમ છાને પગલે કિશોર પાછો આવ્યો હતો અને વિભાના ઓશીકા પાસે મોગરાનાં ફૂલ ખોબો ભરીને મૂકતો હતો. વિભાએ અચાનક જ એનો હાથ પકડી લીધો.

"હવે ક્યાં ભાગી જવાનો છે?"

"અમારે કોઈ જોડે નથી બોલવું." કિશોરનો રોષ ઊતર્યો ન હતો.

"બહેન જોડે એમ રિસાવાય?" વિભાએ એનો હાથ પકડી રાખતાં પૂછ્યું.

"ત્યારે બહેનથી ભાઈને ખોટો દમ પણ દેવાય કે?" કિશોરે સામો સવાલ પૂછ્યો. અને ફરી પાછો એના અસલી રૂપમાં આવી બોલ્યો: "યાદ રાખોને, હું બધું ધીમુભાઈને કહી દેવાનો છું."

"બસ કિશુ, મારો ભાઈ નહિ!"

"ત્યારે એમ બોલતાં શું થાય છે! જાઓ, નહિ કહીએ." ઉદાર દિલે કિશોરે અભય દીધું. પણ ભાઈબહેન વચ્ચેની વાત પરથી મને એટલો તો શક પડ્યો કે વાત કાંઈક મારે અંગેની હતી અને વિભા હું એ જાણું એમ ન'તી ઇચ્છતી. કોણ જાણે કેમ પણ મને, પેલો કાગળ મળ્યા બાદ વિભાને શું થયું હતું તે જાણવાની

તાલાવેલી લાગી હતી. પણ આમ સીધું પૂછવા જતાં તો મારે ય મારાં વીતક કહેવાં પડે ને! આ મને ગળે ન'તું ઊતરતું. અને એટલે જ મેં ઝાઝી ઉત્કંઠા—મનમાં હોવા છતાં—વરતાવા ન દીધી.

ભાઈ બહેનના ઝઘડા પર ઝલકાતા બાપુ વિભાના ઓરડામાંથી બહાર ચાલ્યા. કિશોર ભારેખમ બની મારે પડખે બેઠો. એને એમ લાગતું હતું કે આટલા માસ બાદ હું એને મળ્યો હતો એ દરમિયાન એને મને કહેવાની વાતોનો જાણે હારુનનો ખજાનો ભરાઈ ગયો હતો. ખાસ કરીને તો એને હુલ્લડના એના અનુભવો કહેવા હતા. નવાં ધોરણોના વર્ગો શરૂ થતાં થતાંમાં તો હુલ્લડ જાગ્યું.

"ધીમુભાઈ, તમે તો કદાચ રસિકને નહિ ઓળખતા હો, પણ વિભુ બહેન ઓળખતાં હતાં. મારો ખાસ દોસ્ત હતો. છેક બાલમંદિરથી મારી સાથે હતો. અને એનું ખૂન થયું. કહે છે સાઇકલ પર જતો હતો. ત્યાં કોઇએ છરી મારી આંતરડાં બહાર કાઢી નાખ્યાં. ચોથે દિવસે તો મડદું હાથ લાગ્યું. બાપુને લઈ હું એને ઘેર જઈ આવ્યો હતો. એના મોટા ભાઇએ મને એની સ્કેચબુક આપી. એવા સુંદર સ્કેચ દોરતો હતો એ! કનુભાઇનું પેલું પ્રેમલ જ્યોતિવાળું ગાંધીજીનું ચિત્ર છે ને, એ તો એણે એવું ફક્કડ દોર્યું હતું! અને હુસેન, અમારી ટીમનો બોલર. કોઇએ એનો કાન જ કાપી નાખ્યો!

કિશોર એની રીતે, ઓતપ્રોત થઈને વાત કહેતો હતો. સીધી સાદી, સરળ, વિનાડંબરી રીતે કહેવાતી, હકીકતની ભયંકરતાનો એને કશો ખ્યાલ ન હતો. પણ આ વાતે વિભાના ચહેરે વિષાદની તંગ રેખાઓ દોરી. હું ય આગલા દિવસના પેલા સાથીદાર અને મુસલમાન ગાડીવાળાની વાત ઘૂંટતો ખિન્ન બન્યો હતો.

કિશોર ઘણું બધું બોલી ગયો. શાળાઓ તો બંધ થઈ જ હતી; રમતો પણ અટકી હતી.

"અને ધીમુભાઈ, હવે તો મોટા મોટા ભાયડાઓ સાંજ-સવારે અખાડે આવે છે. લાઠી પકડતાં ય નથી આવડતી તે અમે શીખવીએ છીએ. અને પાછા કે' છે શું ? આવવા દો ને ! પાંચ-સોને ભારે પડીએ એવા છીએ. અખાડા પર એક વાર તો બે પોલિસ આવ્યા. કહે કે તમારી લાઠીઓ આપી દો. અમારા ગટુભાઈએ ચોખ્ખી ધસીને ના પાડી દીધી. અને બીજે દિવસે પેલા કાકા આવ્યા. એ કહે કે તમે ગાંધીજીની વિરુદ્ધ કામ કરો છો."

કિશોરનો શબ્દપ્રવાહ ચાલ્યે જ જતો હતો. એણે સાંભળ્યું હતું એમાં રંગ પૂરતાં તો એને આવડતું જ ન હતું, પણ ઊગતા જમાના પર આ તાંડવે શા સંસ્કાર ઘૂંટયા હશે ? પરીકથાઓમાં વિહરતી નિર્મળ કલ્પના પરથી કાળી શાહી રેડી હશે ?

વિભાનાં પોપચાં નીચાં ઢળ્યાં હતાં. એનો વિષાદ તો કળી શકાતો હતો. નાહકનું મનદુઃખ એને ન થાય એ માટે મેં કિશોરને આવી વાત ન કરવા કહ્યું.

"એ તો પતી ગયું બધું કિશોર, એની વાતો ન કરીએ." મેં કહ્યું. પણ ત્યાં તો કિશોરને બદલે વિભાએ જવાબ દીધો.

"બધું પતી ગયું છે ? ઉઘાડી આંખે ફરનાર તો એમ નહિ કહી શકે કે બધું પતી ગયું છે. એ તો કેવળ આંધળી સલામતી શોધનારની જીભ જ એમ કહી શકશે. મકાનો નથી બળ્યાં, જીવનને સાંકળનાર અંકોડા જલી ગયા છે. ઇમારતો નથી તૂટી, માનવીનું હૈયું તૂટી ગયું છે."

વિભાને હાંફ ચડવા મંડી હતી. અધુરા શ્વાસ ભરતી એ ચૂપ રહી. તીવ્ર શાન્તિમાં એની ઘરડ પણ સંભળાતી. થાક દબાવવા વિભા આંખો મીંચી ગઈ. હું એને સચિન્ત નજરે જોઈ રહ્યો. કિશોરે એના સામું જોયા બાદ મને કહેવા માંડયું: "હમણાં હમણાં તો વિભુ બહેન આમ જ કરે છે."

"એને થાક લાગે છે, કિશોર." મેં ધીરેથી કહ્યું, છતાં ય અવાજમાં કંપ તો હતો જ. વાતમાં વિસારે પડેલી વિભા માટેની ચિન્તાને હું છાવરી તો ન જ શકયો.

વિભાએ આંખ ખોલી અને મારી સામે જોયું.

"મને તો કાંઈએ થાક નથી લાગતો." કોશિષ કરીને એ આટલું બોલી અને એની આંખમાં ચમક લાવવા એણે પલકારા માર્યા.

"તું આરામ કર, વિભા." મેં એને કહ્યું.

"આરામ, આરામ, આરામ! આ ઘરમાં મને શિખામણ આપવા સિવાય કોઈ બીજું કામ જ નથી કરતું. જે આવશે એ હુકમ બજાવતું જ આવશે." વિભાના અવાજમાં મને સહેજ ઉશ્કેરાટ લાગ્યો.

"એ તો તને એમ લાગે છે; કોઈ તને હુકમ નથી કરતું." વિભાને શાંત કરવા મેં કહ્યું. કિશોર તો ખુરશીમાં જાણે જડાઈને બેઠો હતો. નર્સ બારણામાંથી ડોકાં કરતી હતી. હિમ્મત કરી એ પણ અંદર આવી, અને વિભાને કશું ન કહેતાં એણે મને સીધું કહેવા માંડયું:

"આપે એમને વાત ન કરાવવી જોઈએ; ડૉકટર સાહેબે પણ ના કહી છે."

વિભાને ચહેરે ગુસ્સાની લાલ ટશેરો ફૂટી. ફિક્કી પડતી જતી એની મોંછા પર આ રંગભરણી અજબ દીસતી હતી.

"તેં સાંભળ્યું ને ધીમુ? ડૉકટરે ના પાડી છે! શું કહ્યું હતું તે તને ખબર છે?" અને જાણે ચાળા પાડતી હોય એમ એણે ઉમેર્યું: "તમે વાત ન કરતા. કારણ કે વાત કરશો તો તમે હસશો. તમે હસશો તો તમારાં ફેફસાં પર દબાણ આવશે. અને

તમારાં ફેફસાં પર દબાણ આવશે તો..." વાક્ય અધૂરું મૂકી, ન જાણે કઈ ઊર્મિની પ્રેર્યા એણે મડદાનો અભિનય કર્યો !

વિભાને રાજી જોવા હું હસ્યો. પણ એટલું હું જોઈ શક્યો હતો કે વિભા પહેલાં કરતાં ખૂબ વાચાળ બની હતી. અને એની વાણીમાં એક જાતનો તરવરાટ, કશું વાંકદેખાપણું, બુદ્ધિજીવીનું નૈરાશ્ય ઢોળતાં હતાં. વાત કર્યા વિના એ રહી શકતી નહિ અને એથી એને થાક ચડતો. સમજાવીને પણ એને ઓછું બોલતી કરવી જોઈએ.

ગઈ કાલે રાતે મૂંઝવી દેતો સવાલ તો હવે કેવળ મનનો બુટ્ટો જ લાગતો હતો. નિરાશા મનને ઘેરી વળે ત્યારે જ એવા દુઃસ્વપ્ન જેવા ખ્યાલ પણ મનમાં આવે. નાહકનો હું હબક ખાઈ ગયો હતો ! થોડો આરામ મળશે એટલે વિભા હરતી ફરતી થઈ જશે.

પણ એ ખ્યાલ કરતાં ય તાત્કાલિક અગત્ય તો વિભાને મૂગી કેમ કરવી એ હતો. નાહકનો થાક લાગે એવું કરે છે ને !

ધીરે રહી મેં વિભાનો હાથ હાથમાં લીધો, હું હસ્યો હતો એ એને ગમ્યું હતું, એ તો એને આનંદે નાચતી નજર પરથી વરતાતું હતું; પણ પળભરમાં એની નજર સચિંત બની, જાણે મારા અંતરતમ વિચારોને વાંચી જ ગઇ હોય !

"તું ય હવે શિખામણ દેવાનો છે? ઠીક, ભાઈ." કહી એણે આંખો મીંચી દીધી.

"આમ શું કરે છે, વિભા! તને થાક ઓછો લાગે એટલું તો જોવું જ જોઈએ ને! તું આંખો મીંચીને મૂગે મૂગી સૂઈ રહે તો ચાર દિવસમાં હરતી ફરતી થઈ જાય." મેં એને હાથ પંપાળતાં કહ્યું.

આંખો ઉઘાડી એણે મારા સામે મીંટ માંડી. મારા શબ્દો સચ્ચાઈભર્યા હતા કે કેવળ લૌકિક હતા તે જાણવા એ મથતી હોય એમ મને લાગ્યું.

"તને લાગે છે કે હું હવે સાજી થવાની છું ?"

વિભાની નજરમાં તાતાં તીરની વેધકતા હતી. નિરાશાએ, માનસિક આઘાતે જાણે એને ખેતમાં, મરજીવી બનાવી ન હોય !

"એવું ગાંડું શું પૂછે છે? તું સાજી થવાની જ છે." મેં કહ્યું.

આટલો સમય ચૂપકીદી જાળવી રહેલા કિશોરે પણ મને અણધાર્યો ટેકો આપ્યો.

"અરે, હજુ તો આપણે કાશ્મીર જવાનું છે. મહિ પેલાં તું વિજુ બહેન ચિત્રો દેખાડતી હતી તે ગુલબર્ગ અને શ્રીનગરને, ત્યાં બધે આપણે જઈશું. તું, હું, બાપુ અને ધીમુભાઈ."

નર્સ પણ એનો સૂર પુરાવી ગઈ.

"આમાં શું છે? અઠવાડિયામાં આરામ થઈ જશે." અને કોણ જાણે કેમ પણ અર્ધી પળના મૌન બાદ એણે ઊમેર્યું: "હવે."

વિભા હસી પડી. એના હસવાથી જ મને 'હવે' નો પૂરો અર્થ સમજાયો. કોણ જાણે કેમ પણ મને થોડો સંકોચ થયો.

અને એટલું અધૂરું હોય એમ કિશોરે એની લાક્ષણિકતાથી અસ્ફૂટને ફાડી ફોડીને કહી દીધું.

"બરાબર કીધું તમે, બહેન ! હવે ધીમુભાઈ આવી ગયા છે ને!"

વિભાને ચહેરે લજ્જાની સુરખી ગુલનાં રંગદર્શન કરાવી ગઈ.

"કિશુ" ધમકાવતી હોય એવો અવાજ કાઢવા વિભાએ યત્ન તો કર્યો, પણ એના અંતરનો આનંદ છુપો ન રહી શક્યો. ક્ષણનો લાભ લેવા જ મેં આગળ બોલ્યે રાખ્યું:

" એટલે એનો ખ્યાલ તો તારે કરવાનો જ નથી. તું તારે આરામ લે."

ફરીથી એણે પૂછ્યું: " તું માને છે કે હું સાજી થઈશ?"

" હા–હા–હા. તું બરાબર સાજી થવાની છે અને હતી એ કરતાં પણ સારી થવાની છે, જો તું આરામ લે તો." હું બોલ્યો.

" ખરી વાત તો એ છે કે તને એકલીને અહીં ઓરડામાં આ પલંગ સાથે બાંધી રાખવી જોઈએ અને એક અક્ષરે બોલવા દેવી ન જોઇએ." કિશોર કોઈ નવી રંગતમાં આવ્યો હતો.

" ચલ ચબાવલા." વિભા બોલી. એની નજર તો મારા વિચારોને પામવા મારા ચહેરે ફરતી હતી.

" જોયું વિભા, તું બધીય ચિન્તા તારા મન પરથી ઉતારી દે; નિરાંતે આરામ કર." એને સમજાવવાનો પ્રયત્ન હું કરતો હતો. બિમારીએ એના માનસ પર ભાત ભાતની અસર કરી જણાતી હતી. એની સાથે ફ્લાવી ફ્લાવીને કામ લેવું પડે એમ લાગતું હતું.

" હું આરામ કરું, પણ એક શરતે. તારે અહીં મારી મારી પાસે જ બેસી રહેવાનું."

" નહિ તો હું ક્યાં જવાનો હતો?" હસતાં હસતાં મેં પૂછ્યું.

" તારું શું કહેવાય? કો'ક નવો ભય આવે!" વિભાએ વ્યંગ કરી લીધો.

કોણ જાણે કેમ પણ મને આ ન ગમ્યું. જરા ગંભીર બની મેં પૂછ્યું: " કેમ વિશ્વાસ નથી આવતો?"

આંખ નમણી કરી વિભાએ પૂછ્યું: " અરે બાપ રે, તારો વિશ્વાસ ન આવે? હવે? એ તો બને જ કેમ? એના આશરે તો હું જીવું છું."

બાપુ ડૉક્ટર સાથે ઓરડામાં આવ્યા અને તેથી આ સંભાષણ અહીં જ અટક્યું. એક રીતે એ સારું જ થયું. નાહકના પોપડા ઉકેલાત અને વિભાને અને મને ય મનદુઃખ થાત.

ડૉક્ટરે મને જોતાં જ પૂછ્યું: "આવી પહોંચ્યા ધીમુભાઈ?" અને પછી એ વિભાની નાડી તપાસવા વગેરેમાં લાગ્યા.

"વાહ ધીમુભાઈ, તમેય જબરા ડૉક્ટર છો! મારી દવાથી એમનો તાવ ઊલટો હઠીલો બન્યો હતો. પણ તમે તો આવ્યા ત્યાં જ તાવ ભાગી ગયો. તમે તો દુનિયાના મોટા ડૉક્ટર નીકળ્યા. હવે તો તમને હું મારી સાથે જ રાખીશ. જ્યાં કોઈને તાવ આવ્યો ત્યાં ક્વિનાઈનને બદલે તમને જ આગળ ધરીશ. મજાલ છે તાવની કે ભાગી ન જાય!"

લજ્જાના માર્યા મેં નીચું જોઈ લીધું. વિભાએ તો પાસે પડેલી શાલથી મોં જ ઢાંકી દીધું. ડૉક્ટરની બોલકા તરીકે આબરૂ તો પહેલાં પણ સાંભળી હતી. પણ આવા મશ્કરા પણ હશે તે ખબર જ ન હતી.

"અને વિભા બહેન, આજે આપણે હવા ભરવી નથી, કાલે ભરીશું. હવે જુઓ આપણે તાવ ફરીથી લાવવો નથી, હાં. આપણે બન્ને એક શરત કરીએ. મારે તમને કશી દવા ન આપવી અને તમારે મૂગા રહેવું; છે કબૂલ?"

વિભા જવાબ આપે ત્યાં તો કિશોર આગળ આવ્યો. "ડૉક્ટર સાહેબ કડવામાં કડવી દવા તૈયાર કરીને મને બાટલી ભરી આપો. જ્યાં જરા બોલવા જશે કે તરત પાઈ દઈશ."

બધા હસી પડયા. વિભાએ કિશોર સામે રોષભરી આંખ કાઢી. પણ એ તો ખૂબ ગેલમાં હતો. હસતાં હસતાં બધાં વેરાયાં. ડૉક્ટરને

ખાનગીમાં મળી વિભાની તબિયત વિષે એમનો શું ખ્યાલ હતો એ તુરત જ જાણવાનું મને મન થયું. પણ હું ડૉક્ટર સાથે જઈશ તો વિભાને નાહકની ઈંતેજારી થશે એ ખ્યાલે મેં હાલ તુરતને માટે એ વિચાર માંડી વાળ્યો. સાંજસોરા દવાખાને મળી આવવું એ જ ઠીક થઈ પડશે.

હું અને વિભા એકલાં પડચાં.

થોડી ક્ષણ તો અમારામાંથી કોઇ ન બોલ્યું. હું એને જોઈ રહ્યો હતો. એ ભરી પૂરી આંખે મને નીરખી રહી હતી. આરામ લેવાની શિક્ષા જાણે એને વારે વારે યાદ આવતી હોય તેમ એ હોઠે આવેલા શબ્દો ગળી જતી. મધુરી અમૂઝણનું સ્મિત એના ચહેરે છલકાઈ જતું. વળી પાછું એને બોલવાનું મન થયું. અને ત્યાં જ એને પેલી સજા યાદ આવતી. મારાથી ય હસી દેવાયું.

"બોલ્યા વિના પડી રહેવું અઘરું પડે છે, ખરું ને?" મેં પૂછ્યું.

"ખૂબ અઘરું. અને મારે તને કેટકેટલું કહેવાનું છે!" વિભા મારા બોલાવ્યે બોલી. એની નમણી નજર પર જાણે કશો ભાર આવીને પડચો ન હોય એમ જણાતું હતું.

"હું બધું સંભાળવાનો છું, પણ હમણાં નહિ; તું સાજી થાય ત્યારે."

"તો તો મારે કહેવાનું બધું ય મારી પાસે જ રહેશે." અતિ સામાન્ય વાત કરતી હોય એમ વિભા બોલી. આની આ વાત એણે આ જ કેટલીયે વાર કહી!

"તું નાહકની એવા ખોટા ખ્યાલ કર્યા કરે છે." અને વાત ને વાતમાં મેં બીજી વાત આદરી: "તને ખબર છે? છૂટકારાનો તાર આવ્યો ત્યારે તો હું ધૂંવાપૂંવા થઈ ગયો હતો. કો'ક

મને હલકો પાડવા કાવત્રું કર્યું હોય એમ મને લાગેલું, મને તું માંદી છે તેની ખબર પણ ન હતી. તારા કાગળની, તારા તરફના કશાય સમાચારની હું રાહ જ જોતો હતો. જેલવાળા સાથે ઝઘડો કરવા પણ હું તૈયાર થયો હતો. ત્યાં અમુએ સૌથી પહેલા ખબર આપ્યા. તિલુ ભાભીએ એને ખબર આપ્યા હતા, પણ ત્યાં લગી એણે મને એક અક્ષરે નહોતો કહ્યો. પછી મને ભાભીનો કાગળ મળ્યો. એમાં સમાચાર હતા:

"મેં જ બધાને ખબર દેવાની ના પાડી હતી. ખોટા ગુમાનમાં મેં તને કેટલો અન્યાય કર્યો હતો! એનો વિચાર જ મને બહાવરી બનાવી દેતો હતો. તું તો દેવ જેવો છે. પણ મનમાં ને મનમાં મેં તને શું નું શું ભાંડયું હતું! મને હતું કે હું જ કાગળ લખું; પણ ઘવાએલું અભિમાન વારે વારે ડંખ દઈ મને વારતું હતું:"

વિભાની આંખમાં આંસુ હતાં; પાંપણ ખોબલે વળી નીતરતી સ્વચ્છ અશ્રુધારાને રેલાવતી હતી. આંસુ ઢળી ઢળીને ચાલ્યાં જતાં હતાં. પોતાનો રેલો ય ન રહે એની જ જાણે અમને દરકાર હતી. વિભાનાં આંસુ ય વિભા જેવાં જ હતાં?

"આમ શું કરે છે વિભા?" કહેતો હું વિભાના ઓશીકા પાસે જઈ બેઠો. વિભાએ એનું માથું મારા ખભે ઢાળી દીધું. વિભા હીબકે ચડી હતી. એનાં આંસુ મને ટાઢા ડામ દેતાં હતાં. મારી મૂર્ખાઈને ય એણે આત્મપીડન પર વાળી હતી. એને ઉત્તેજવા અને આનંદિત કરવા મેં કહ્યું: "ડૉકટરે હસવાની ના પાડી છે એટલે રૂવે છે?"

મારા ખભેથી માથું લઈ એણે તકીએ ટેકો લીધો. લૂખાં ડુસકાં એણે ગળામાં જ રૂંધ્યાં. હવે એની આંખમાં આંસુ ન હતાં.

ભરતી ઊતરી જતાં નદીનાં પટ પર જેમ રેતીની પાસાદાર લહરિ નજરે ચડે છે એમ. એની પણછ જેમ ખેંચાએલી આંખોમાં ય વહી ગએલા આંસુની ચમક હતી.

સુકાએલા હોઠ પર જીભ ફેરવી એ બોલી : "ડૉકટરે નહિ, જીવને."

આખી દુનિયાની કડવાશ એના આ ત્રણ શબ્દોમાં ભરી હતી. આશાભરી કળીએ જ્યાં પાંખડીઓ ખોલે ત્યાં હિમાળુ વાયરો વાય અને કળીની પ્રફુલ્લતા, પરાગ, સુખીં, ઉષ્મા જેમ બળી જાય તેમ વિભાને થયું લાગતું હતું. કેવળ કરુણા જ જાણે જીવનનો એક માત્ર રસ ન હોય !

"એમ ન બોલ વિભા. તારા જીવનમાં મારી મૂર્ખાઈથી મેં કડવાશ ઉતારી છે અને એ માટે તો હું માફી માગી રહ્યો છું. પણ એ કાળી વાદળી તો વહી ગઈ. હવે હા, ભર્યું ભર્યું જીવન આપણી સામે પગ પાથરી પડયું છે. એમ હૈયામાં વિષાદ ધાર્યે શું વળે ? અને એ વિષાદને મનમાં સંઘરી રાખી એને આયખું ટૂંકું કરવા દેવાનો શું અર્થ છે ?"

વિભાની ચમકતી આંસુવાટને લોતાં લોતાં હું બોલ્યો. શ્રમિત થઈને વિભા હાંફતી હતી. એની રૂક્ષ આંખો કશાય ભાવ વિના છત પર મંડાઈ હતી. આખીએ વાત માટે એ પોતાની જાતને ગુન્હેગાર ગણતી હતી અને પોતે ગુન્હેગાર છે, એ માન્યતાએ જ એને નિરાશ કરી દીધી હતી. આત્મશ્રદ્ધા ગુમાવી બેઠી હોય એવી વિભા લાગતી હતી. એનો ઉત્સાહ બધોય નાશ પામ્યો હતો.

એને જરૂર હતી નવા ઉત્સાહની, જીવન માટેની નવી આશાના સુખની, નવીન તમન્નાની. એની બિમારી તો જાણે નિમિત્તમાત્ર.

અને એ કામ મારે જ કરવાનું હતું ને? મેં જ એને આ દશાએ પહોંચાડી હતી ને!

એ ખુશ રહે, ગમગીનીનો અંધારપછેડો હઠી જાય, એના મનમાં નવી આશા, નવો ઉત્સાહ પ્રગટે એ માટે હું ધીરે ધીરે વાતો કરવા લાગ્યો, એનું મન બીજે વાળવા અહીંતહીંની પણ અનેક વાતો મેં કરી. વચ્ચે વચ્ચે હું અમારા ભવિષ્યનું ભભકા-ભર્યું ચિત્ર પણ દોરતો. અને મને પોતાને પણ એની નવાઈ લાગતી હતી કે હું પહેલાં જ્યાં બિયાબાન જંગલ જ જોતો હતો. ત્યાં હવે કશું અમરધામ મારી નજરે ચઢ્યું. કલ્પનાની અભયની નિશ્ચિન્તતાની ચાંદનીએ સ્વપ્નને રૂપે મઢ્યું હતું.

ક્યાંક ક્યાંક ત્રિભાની નજરમાં પેલી પૂર્વપરિચિત દીપ્તિ ડોકાઈ જતી; ક્યાંક મારી કલ્પના વિષે એને શંકા ઊઠતી અને એક મોટો પ્રશ્નાર્થ એની આંખની અટારીએથી ડોકાતો. પણ એણે એની શંકાને વાચા ન જ આપી. એમ ને એમ એ ઊંઘમાં પડી.

ઊંઘમાં ય એની લાક્ષણિકતા ઝબકી ઊઠી. હથેળી પર મોં ગોઠવી, પડખું વાળીને એ સૂતી હતી. મધરાત વિશાળ પટમાં અંગ સંકોરતી નદીનાં જળ થંભાવી દે છે એમ નિંદરે એના ચહેરે અંકાએલી રેખાઓને પણ જાણે સ્તબ્ધ કરી દીધી હતી.

હું એને જોઈ જ રહ્યો.

આ જીવન સાથે મેં રમત આદરી હતી. ઊંઘમાં પણ હથેળીનો સહારો શોધતા આ જીવને મેં, એનું કોઈ નથી એવી ખાતરી કરાવી આપી હતી. બધીય સહૃ ઈચ્છાઓ છતાં નિરાધારીની પ્રતીતિ કરાવી આપી હતી! કેવી નિરાશા એની રગેરગે વ્યાપી હતી! ઊર્મિ સાવ મૂર્છિત થઈ ગઈ હતી.

અને એનું જ પરિણામ હશે કે કેમ એ તો કોણ, જાણે પણ મૃત્યુનો ભય ન હતો. એને ભય હતો જીવનનો. એને શંકા હતી જિંદગી માટે. મૃત્યુ માટે તો જાણે એને પરમ વિશ્વાસ લાગતો હતો. મૃત્યુ જિંદગી જેટલું કઠોર નહિ હોય એટલા માટે? દીર્ઘ-જીવનમાં સ્વપ્નોની સિદ્ધિ ક્યારે ય નહિ લાધે, પણ મૃત્યુના પહેલે પગથીએ જ સ્વપ્નાં સાચાં થશે એ વિશ્વાસે?

હું એને જોઈ જ રહ્યો.

હું માનું છું કે સમયનું મને કશુંય ભાન નહિ રહ્યું હોય, નર્સે આવીને મને વિચારતંદ્રામાંથી જગાડ્યો ત્યારે જ મેં ધરતી પર પગ દીધા.

"ખૂબ સારું થયું એમને ઊંઘ આવી ગઈ તે." નર્સે કહ્યું.

એની ઊંઘમાં ખલેલ ન પડે એની સાવચેતી રાખી હું ઓરડા બહાર નીકળ્યો. બાપુએ ત્યાં જ જમવાનો આગ્રહ કર્યો, પણ ભાભી રાહ જોતાં હશે કહી હું ત્યાંથી નીકળ્યો. અને સીધો જ ઘેર પહોંચ્યો. કીકી કોઇ પણ દિવસ નહિ અને આજે હું આવીને ખવડાવું તો જ કશું ખાઇશ, એવી હઠ લઇને બેઠી હતી. એનો ભાવ તો ઊતર્યો હશે, પણ બિચારી નંખાઈ ગએલી લાગતી હતી. અને ભાભી પણ મારા આવવાની રાહ જોઈ બેઠાં હતાં. કીકીને સાથે લઈ હું જમવા બેઠો. જમતાં જમતાં જ ભાભીએ વિભાની તબિયત વિષે પૂછ્યું. અને એ જ વાતમાંથી આખો પૂર્વ-ઈતિહાસ પણ ઉકેલાયો. સચ્ચાઈપૂર્વક મેં ભાભીને બધું કહ્યું. પૂરા સમભાવથી એમણે બધું સાંભળ્યું. મને ભય હતો કે એ કદાચ ઠપકાના બે શબ્દ કહેશે, નહિ તો છેવટે મેં અજુગતું કર્યું એમ પણ કહેશે; પણ ભાભીએ એવું કાંઈ ન કહ્યું.

"એમાં તમારો ય શું દોષ! તમે જેલમાં ન હોત તો તો એ મિનિટમાં આખી વાત પતી ગઈ હોત. જે વસ્તુ પર તમારો અધિકાર જ ન હોય એની હરકતને તમે શી રીતે પહોંચી વળો? પણ હવે કશો રંજ ન કરતા. બધું ય સમેસુતર પાર ઊતરી જશે.

આખોએ વિચાર મારે માટે નવો હતો. આવો ખ્યાલ તો મેં કર્યો જ ન હતો. મારો ગુન્હો હતો એ કબૂલ કરવા છતાં ય સંજોગો જ વિચિત્ર અને અધિકાર બહારના હતા એ વાત પણ વિચારવા જેવી તો હતી જ.

"હમણાં તો હું જોવા પણ નથી જઈ શકી, પણ આજે તો જઈશ." ભાભીએ કહ્યું, અને ધ્યાનપૂર્વક અમારી એ વાત સાંભળી રહેલી કીકીએ હઠ લીધીઃ

"હું આવીશ."

"તું તો હવે બહુ હઠીલી થતી જાય છે, કીકી. તાવ તો હજુ આજે ઊતર્યો અને ત્યાં કેમ કરીને આવવાની હતી તું?"

મા-દીકરીના સ્નેહભર્યા ઝગડામાં હું ન પડ્યો. જમીને મારે સમિતિએ જવું હતું. આગલી રાતે બસમાં થએલી વાતચીત જેવું જ કો'ક માની ન લે અને કહેવા ન માંડે એ ખ્યાલ કરતાં ય સાથીદારોને મળવાની અને કામકાજથી વાકેફ થવાની ઈંતેજારી વધુ હતી.

સમિતિએ પહોંચ્યો ત્યારે કોઈ નવી જ રંગત જોવા મળી. હુલ્લડે પેદા કરેલી ફેરફારીમાં ખાસ ફેરફાર તો સમિતિમાં થયો હતો. સમિતિનું કામ હાલ શાન્તિસેનાના હાથમાં હતું: હુલ્લડ શમ્યા બાદ શાન્તિ સેનાની સ્થાપના થઈ હતી. અને હુલ્લડ દરમિયાન ગામમાં હોવા છતાં જેમને દીવો લઈને ય શોધતાં જડતા ન હતા તે આજે સ્વ. ગણેશ શંકર વિદ્યાર્થીનો આદર્શ નજર સન્મુખ

રાખી અહિંસાનો મુખપાઠ કરતા, સમિતિમાં મહાસભાનું કામકાજ કરતા થઈ ગયા હતા.

સમિતિમાં ગિર્દી ય જોવામાં આવતી હતી. હક્કદાવા નોંધાવવા. કોરટ અને પોલિસની રપેટીએ ચડી જતાં સલાહ મસલત કરવા માટે, હજુ સુધી ભાળ ન મળેલાની શોધમા, એમ ભાત ભાતના કામ માટે લોક સમિતિએ આવતા. મહાસભાવાદી પ્રધાનમંડળોના ગયા બાદ તો આવી ભીડ મેં પહેલવહેલી જ જોઈ.

મંત્રીજીને મળવાને માટે મારે જરા ચાળણીએ ચળાવું ચલાવું પડયું. આવો અનુભવ મને કયારેય ન'તો થયો. હુલ્લડનાં ખંડેરો પર પણ કોકને સત્તાની સોપાન રચવાનું સૂઝતું હશે એ મારે માટે અકલ્પ્ય વસ્તુ હતી.

મંત્રીના મંત્રી તરીકે વર્તતા ભાઈએ મને સવાલ પૂછવા માંડયા:

"તમે કયારે છૂટયા?"

બીજો સવાલ એથી આગળ ગયો:

"કેમ કરીને છૂટયા?"

મને તો કોઇએ મોં પર તમાચો માર્યો હોય એવું લાગ્યું. જાત પરનો સંયમ ગુમાવી હું કશું બોલી બેસીશ એવો પણ મને ભય લાગવા માંડયો. પણ પ્રયત્નપૂર્વક મેં ગુસ્સો દબાવ્યો.

"સરકારે જ મને બિન શરતી છોડયો. મારા એક સંબંધી ખૂબ બિમાર છે એટલે એમણે પેરોલની અરજી કરેલી તેના જવાબમાં સરકારે મને છૂટો કર્યો."

"તમારે એ અરજીનો વિરોધ કરવો જોઇએ એમ તમને નથી લાગતું? આમ લોક અરજી કરે તો આપણી લડત કયાં રહે?

સરકાર તો આવું કરવા જ ટાંપી રહી હોય છે. લોકમાં પણ મહાસભાની બદનામી થાય છે."

એક એક શબ્દ હૈયા પર ટાંકણું લગાવતો હતો. ફરજની બીજાને ઉપદેશ દેવામાં પોતાના કર્તવ્યની પરિસમાપ્તિ જોવી એ જ જાણે કેટલાકનો જીવનમંત્ર થઈ પડ્યો છે; ત્યાગને નામે માનવતાનો પણ લોપ થાય છે.

મારા સંયમની પણ કસોટી થતી હતી. રાખી શકાય એટલી શાન્તિપૂર્વક મેં એમને કહ્યું: "આપ પૂરી વાત જાણતા નથી એટલે આમ કહો છો."

"તે તમે ક્યાં વાત કરો છો?" એમણે મને વળી પાછો સામો સવાલ કર્યો.

"એ જાણવાની આપની તૈયારી જ ક્યારે હતી? આપે તો તુરત જ ઉપદેશ અને ફરજ ઉપર વ્યાખ્યાન દઈ માર્યું."

મારું કહેવું એમને ન ગમ્યું. મંત્રીજી પાસે મને મોકલતાં પહેલાં એમણે એક સવાલ પૂછી લીધો: "ફરીથી ક્યારે સત્યાગ્રહ કરવાના છો?"

મારી જીભ મારા અંકુશમાં ન રહી. "એ સવાલનો જવાબ મારે આપને આપવાનો છે."

"મને નહિ આપો તોય એ સવાલનો જવાબ તો તમારે આપવાનો જ રહેશે. અને આપે બીજા એક સવાલનો પણ જવાબ દેવાનો રહેશે. આપ અહિંસામાં માનો છો?"

"માન્યતાની સચ્ચાઈ પ્રમાણિત કરવા કશી તુલા યોજાઈ છે? કશો માળદંડ, કશી પારાશીશી?"

જવાબમાં એ ભાઈ આટલું જ બબડ્યા: "બાપુને લખવું પડશે."

મંત્રીજી એકલા એમના દફતરમાં એકલા બેઠા હતા. કોણ જાણે

કેમ પણ એ નિરાધાર ન બન્યા હોય એવા લાગતા હતા. સ્નેહપૂર્વક એમણે ખબર પૂછી.

"વિભા માંદી હતી એમ મેં સાંભળ્યું હતું. કેમ છે હવે એને?" એમણે જ સવાલ પૂછ્યો. મેં વિભાના બાપુએ કરેલી અરજી અને એના નતિજા વગેરેની વાત એમને કરી.

"એ તો હું જાણું છું. મને એમણે પુછાવ્યું પણ હતું અને મેં જ પેરોલ માટે અરજી કરવા સૂચવ્યું હતું."

"તમે?" મારા આશ્ચર્યનો પાર ન હતો.

"તને નવાઈ લાગી?"

"કારણ કે હમણાં જ હું સન્નિષ્ઠા અને કર્તવ્યપરાયણતા પર એક વ્યાખ્યાન સાંભળીને આવ્યો."

મંત્રીજી મંદ મંદ હસ્યા. "એમને તો તું ક્યાં નથી ઓળખતો? એમને માણસની જરાકે કિંમત નથી. અને પાછો પોતાનો સવાલ આવે ત્યારે સોપારીને બદલે બદામથી ચલાવી લે એવા છે. જડ, યાંત્રિક ભક્તિ બીજું કાંઈ નહિ તો પરાયા વિષે તુચ્છભાવ તો પ્રેરે જ છે."

મંત્રીજીને આ રીતે બોલતાં મેં ક્યારેય ન'તા સાંભળ્યા. બાંધી મુઠ્ઠી અને બંધ હોઠ એ એમના વિશિષ્ટ ગુણ હતા. એમનેય આવી બોલવું પડે છે? જાહેર જીવનમાં કેટલી કડવાશ આવી શકે છે એનો સ્વાનુભવ મને હતો, સર્વાનુભવની મને જાણ હતી, છતાંય આ કશું અવનવું, વૈચિત્ર્યભર્યું લાગતું હતું.

હુલ્લડ વગેરે વિષે સામાન્ય વાતો કરી લીધા બાદ મેં એમને સત્યાગ્રહ ફરીથી ક્યારે શરૂ થશે તે પૂછ્યું.

"કેમ, તારે ફરીથી જવું છે?"

"તમને પણ એમાં શંકા છે?"

"એમાં શંકાનો સવાલ નથી. પણ આ વખતે તો જરા પેલી રજાચિઠ્ઠીઓનો વારો કાઢવો છે. વર્ધા જઈ મુક્તિપત્ર મેળવી લાવ-નારાઓને મોકલવા છે. જૂના વારામાં પોપ જેમ સ્વર્ગના પરવાના કાઢતા હતા એમ જ હમણાં પણ નીકળતા લાગે છે.

કેટલી કટુતા હતી આ શબ્દોમાં! અને છતાંય વીસ વીસ વર્ષથી એકનિષ્ઠાથી મહાસભાની અનન્ય સેવા કરનાર મોંમાંથી આ શબ્દો નીકળતા હતા! આના ઉપર આપણો રાષ્ટ્રવાદ રચાવાનો છે? નવ-રાષ્ટ્રના નિર્માણનાં આ ઈંટચૂનો હતાં?

"એ તો તમારે જેને મોકલવા હોય તેને મોકલજો અને જેને મુક્તિપત્ર આપવાં હોય તેને આપજો. પણ વિભાની તબિયત ઠીક થાય ત્યારે પહેલી તકે હું જવા માગું છું."

"એ વખતની વાત એ વખતે. અત્યારે શું છે?"

થોડી સાધારણ વાતચીત કરી હું મંત્રીજી પાસેથી બહાર નીકળ્યો. મનમાં આ નવો અનુભવ ડહોળાતો હતો. જેલના 'ભગત' તો મેં જોયા જ હતા. બહારના 'ભગત' પણ અનાયાસે જોવા મળી ગયા. માનવીના મનની ગલીકુંચીઓ સમજવાનો યત્ન પણ તમને પામર બનાવે છે. અને આ બધું શેને માટે? લડતની સ્વચ્છતા, નવરાષ્ટ્રના સ્વાસ્થ્ય કે ધ્યેયપ્રાપ્તિને માર્ગે આગેકદમમાં જો આ બધું એક તસુય આપણને આગળ લઈ જતું હોય તો તો એ વાજબી છે એટલુંજ નહિ આવશ્યક પણ છે. પરંતુ આ તો કેવળ પરસ્પરમાં અવિશ્વાસ પેદા કરે છે. તમારો હરેક સહકાર્યકર તમને તમારો હરીફ, તમારાથી ક્યાંય અદનો, મોકાપરસ્ત, ડરપોક વગેરે લાગતો થાય ત્યાં ક્યાંય પ્રગતિ શક્ય લાગે છે? મતભેદનું પછીથી શોધાતું માત્ર ઓઠું લાગે છે.

આદર્શોને હંમેશાં આ તાવણીમાંથી પસાર થવું પડતું હશે?

ધરતીએ પહોંચવા મથતી ચાંદનીને આમ જ જંગલનાં ઝાડપાન ખાળતાં હશે ? માનવીનું મન શી વિકૃતિ ઊભી કરી શકે છે !

વિચારમાં ને વિચારમાં હું અમારા મંડળના દફતરે પહોંચ્યો. દેવુ જ એકલો હાજર હતો. મને ત્યાં જોઈને તો એ જાણે હેબતાઈ જ ગયો, એની કાળી કલ્પનામાં પણ હું આમ આવીશ એ એણે માનેલું જ નહિ. બીજા બધાને હું આવ્યો છું એની ખબર આપવા મેં એને સૂચવ્યું અને સાંજસોરો બીજી વાર બનશે તો આવી જઈશ એમ પણ કહ્યું.

દફતરેથી નીકળી હું તિલુ ભાભી પાસે ગયો. અમુના ખુશીખબર તો આપવાના જ હતા. તિલુ ભાભી બધું પહેલેથી જાણતાં લાગ્યાં. બીજાઓની જેમ એમને મને જોઈને જરાકે નવાઈ ન લાગી. એમણે વિભાની તબિયત વિષે ચિન્તા દર્શાવી. અને એક જ વાતમાં એમણે મને કહ્યું: " તમે ખૂબ નિષ્ઠુર છો, ધીમુભાઈ ! "

એ શું કહેવા માંગતાં હતાં તે હું સમજી ગયો. મારી જવાબદારીનો હવે તો મેં સ્વીકાર કર્યો હતો એટલે અને એ વિષે ઉહાપોહ કરવાથી કશોય અર્થ સરે તેમ ન હોવાથી એ વિષે મેં કશી વાત જ કરી નહિ. માત્ર જેલમાં દિન કેમ ગુજરતા હતા તેની વાત કરી હું વિભા પાસે જવા નીકળ્યો. તિલુ ભાભી પણ મારી સાથે થયાં.

વિભા કીકી સાથે ગેલ કરતી હતી. ભાભીએ કીકીને સાથે લાવવી જ પડી હતી. તિલુ ભાભી અને ભાભી પહેલાં કદી મળ્યાં જ ન હતાં. એમની મેં ઓળખાણ કરાવી. કિશોર કીકીની જૂની ઓળખાણ કાઢી, એને બધી સમૃદ્ધિ બતાવતો, અને જાણે ભારે જવાબદારી અદા કરતો હોય એમ ફરતો હતો.

વાતોમાં ને વાતોમાં વખત વીતી ગયો. વિભા થોડી ઉત્તેજિત લાગતી હતી. ભાભી અને તિલુ ભાભીની વાતોને લીધે એ થોડા આનંદમાં પણ આવી હતી.

તિલુ ભાભીની મજાક તો હમણાં જાણે અલોપ જ થઈ હતી. પણ એમનો ટોળ તો એવો ને એવો જ હતો. અને વિભાય હવે પહેલાંની જેમ મનમાં ને મનમાં લજાતી ન હતી. એમ જવાબ દેતી હતી. ભાભી એમની સામાન્ય સમજના જોરે અમને પહોંચી વળતાં.

વિભાને પાછો થાક લાગવા માંડયો હતો. એટલે મેં જ હવે આ લોકને જવાની સૂચના કરી. અસલ તિલુ ભાભી એમની આંખમાં જરાક ચમકયાં તો ખરાં, પણ તુરત જ એમણે જાણે મન અને જીભને વાળી લીધાં, કેવળ સાદી સમજ પણ માનવીને કેવું માર્ગ-દર્શન દે છે! જતાં પહેલાં કીકી વિભા પાસે આવી, કિશોરને એણે કેવી રીતે સમજાવ્યો એ તો એ જ જાણે; પણ કેટલીક છબીઓ તો એ કિશોર પાસેથી પડાવી જ લાવી હતી. વિભાએ એને પાસે બેસાડી અને થાક છતાંય એની લટમાં મોગરાનાં ફૂલ મૂકયાં.

બધાં ગયાં અને અમે એકલાં પડયાં. અને થાક છતાંય વિભાએ જ બોલવા માંડયું:

" તું બહાર ફરતો ફરે એટલા માટે તને નથી જેલમાંથી છોડાવ્યો. તું અહીં મારી નજર આગળ રહે એટલા માટે તને છોડાવ્યો છે, સમજ્યો ને ધીમુ! નહિતર તો તું જેલમાં હોય કે બહાર હોય એમાં કશો ફેરજ નથી પડતો. "

વિભા મર્માળું હસતી હતી.

" છોડાવ્યો છે એમાં મારે માથે શું માછલાં ધોવાય છે એ જાણે છે ? " અને એને મેં આગલી રાતની બસની અને આજની સમિતિની વાત કરી. મારા મનમાં આ વાત કહેતાં જરાકે આપ-વડાઈનો ખ્યાલ ન હતો. માત્ર વાતની વાતમાં જ વાત નીકળી એટલે મેં કરી. પણ વિભા આથી ખિન્ન થઈ.

"મેં તને હેરાન કર્યો ત્યારે!" આટલું જ એ બોલી શકી.

"તારે એવો ખ્યાલ પણ ન કરવો જોઈએ, વિભુ. લોક તો ગમે ત્યારે ગમે તેમ બોલવાના છે. એમની જીભે કોણ ગળણું બાંધી શકવાનું છે?"

"કાદવ આરસ પર નાખો તોય થોડો તો ચોંટવાનો જ." વિભા બોલી તો આટલું જ, પણ એના ખિન્નતાભર્યા અવાજ પરથી જ પરખાઈ જતું કે એના દિલમાં કેટલી વ્યથા ભરેલી હતી. બસવાળી અને સમિતિની વાત એને કહેવા માટે મને પણ પસ્તાવો થયો. એ વાત એને કહેવામાં એના ખાતર હું બદનામ થયો છું, એમ બતાવવાનો તો મારો ઈરાદો હતો જ નહિ. છતાં? વિભાના આત્મપીડનની માત્રા વધારવાનું જ કામ મેં કર્યું. હતો એવો ને એવો જ બાઘો હું રહ્યો હતો! અનુભવે શીખવાની આવડત પણ મારામાં ન હતી.

"નાહકની તું મુંઝાય છે. તું સાજી થઈશ એટલે હું ફરી જેલમાં જઈશ. એ દિવસ બોલી એ લોક તો મૂંગા થઈ જશે." અને એને જરા ખુશ કરવા જ મેં ઉમેર્યું: "આરસ પરથી કાદવ કાઢતાં વાર કેટલી? એ ક્યાં લિંપણ હતું?"

પણ વિભા એથી જરાકે ખુશ થએલી ન લાગી. ઉલટું એ વધુ મૂંઝવણમાં પડી હોય એવું મને લાગ્યું. ફરીથી મારી બાઘાઈમાં મેં ઈંટ ગબડાવી હતી. મનમાં આનો આ જ સંતાપ સંઘરી હું વિભાને ખુશ કરવાના ઈલાજો શોધવા લાગ્યો. અને કુદરતી લાગે એવી રીતે જેલજીવનની વાતો મેં કહેવા માંડી. સંભાળપૂર્વક એ મને ક્યારે અને કેમ સાંભરી હતી તે વાત પ્રસંગો મેં વર્ણવ્યા. વાદળી પરબીડિયું જાણીતું બન્યું હતું, એ વિગત કહેતાં એને ચહેરે સહજ ચમક આવી અને પછી તો મેં એને જેલબદલીની રતનાા ઉટાંગ બુટ્ટાઓની પણ વાત કરી.

વિભા ખડખડાટ હસી. આવું વિમુક્ત હાસ્ય હસતાં મેં એને ક્યારેય જોઈ ન હતી. અને એને એ વાત ગમી, એની ગમગીની ભૂલી એ આ વાત પર હસી, એટલે જ મેં એ બધીય વાત ફરી ફરીને કહી.

"અરે ધીમુ, પેલા તારા સમિતિવાળાઓ આ જાણે તો તો તારો કદાચ ધજાગરો ચડાવે. તું તો કલ્પનાવીર છે. નવાઈ છે કે તું કવિ ન થયો!"

"કારણ કે મને કવિતા, મારી કવિતા એમ ને એમ માત્રા-મેળના ત્રાસમાં પડ્યા વિના સાંપડી ગઈ." નાટકના નાયક જેવું વાક્ય અનાયાસે જ મારે મોંએથી નીકળી પડ્યું.

"કવિતા કોને કહે છે? મને?" વિભાની રેખાએ રેખામાં ઉલ્લાસનું નર્તન હતું. પરમસંતોષની સુરખી એના ચહેરે લોલાઈ.

વિભા હસતી હતી. એના હાસ્યમાં મારી બધી વ્યથા બલીજલી-ને ખાક થઈ ગઈ.

"મને ઘણીય વાર એમ થાય છે વિભા કે કવિને કવિતાએ કેમ કરી શોધ્યો?" વિભાને આનંદમાં રાખવાના પ્રયત્નમાં જ મેં પૂછ્યું. આ સવાલ પૂછવાનો આ મોકો હતો કે નહિ તે તો હું ન'તો કળી શકયો, પણ અર્ધજાગ્રત વસ્થામાં ઘણીય વાર આ સવાલ મને મૂંઝવતો હતો. અત્યારે તો અચાનક જ એ મોંએ ચઢી ગયો.

"શું પોતાની કિંમત વધારી રહ્યો છે! માન કે તને હું આ વાત ન કહું તો?" લાડવેલા અવાજે વિભાએ પૂછ્યું.

"તો હું શું કાન કાપી લેવાનો હતો! કવિ અને કવિતા હવે કાંઈ ઓછાં અલગ થાય એમ છે!"

"કેમ પેલો ભય અને...?" ખૂબીભેર વિભા અટકી ગઈ. એની આંખો મસ્તીભરી રમતી હતી.

પિંગળના ફૂંકારમાં બધું ઊડી ગયું."

સંતોષના સ્વપ્નને જાણે જાળવી રાખવા મથતી હોય એમ, વિભાએ મારો હાથ પકડી પોતાની આંખો પર દબાવ્યો, અને પછી પોતાની બન્ને હથેળીમાં સમાવી, ઓશીકે મૂકી એ પર પોતાનું મોં દબાવ્યું. પરમતૃપ્તિની પ્રભા એને ચહેરે રેલાઈ.

બહાર બાપુનો અવાજ સંભળાયો એટલે મારો હાથ મેં પાછો ખેંચી લીધો. અંદર આવીને બાપુએ ખબર પૂછી. સવારે તાવ ઊતર્યો ત્યાર પછી ફરીથી આવ્યો ન હતો. વિભાને ઉલ્લાસમાં જોઈને એમને ખૂબ જ આનંદ થયો.

"આજે મને કાંક રાહત લાગે છે" બાપુ બોલ્યા.

સાંજના મેં એને કેટલીક કવિતાઓ વાંચી સંભળાવી. પ્રસન્નચિત્તે એણે એ સાંભળી. રેડિયો પર પણ ગીતો અને સમાચાર સાંભળ્યા.

આનંદમાં જ એની આંખ ઉંઘે ઘેરાઈ એટલે હું ઘેર જવા નીકળ્યો.

ચોવીસ કલાકમાં તો કેટકેટલુ બન્યું લાગતું હતું! ગઈ કાલે રાતે આમ જ હું ઘેર જવા નીકળ્યો ત્યારે મન કેવા કુતર્ક કરતું હતું! અત્યારે મનને નિરાંત હતી. ભાવી સુખનાં સ્વપ્નાં જોઈ શકે એટલો કરાર હતો. જાણે હું સુખશિખરે બેઠો ન હોઉં એવું જ લાગતું હતું.

કીકી ખૂબ ખીલી હતી. આટલા દિવસમાં એની બધીય સાધનાના ભંડાર એણે ખોલી દીધા. ગીતો ગાયાં, નૃત્ય કરી બતાવ્યાં અને ઉખાણુંય પૂછી લીધાં. એમનાં ચિત્રકામના નમૂના અને છાપો અને કાપલીઓના ઢગલા બધું લાવીને એમણે ઉખેળ્યું. અને એમ જ એ મારી છાતી પર માથું મૂકીને ઊંઘી ગઈ.

હુંય અભંગ નિદ્રા ખાળી શકયો. જેલની ઊંઘની આદત પણ ભુલાઈ ગઈ અને સવારે ભાભીએ લાવીને છાપું ઓશીકે મૂકયું ત્યારે છેક હું જાગ્યો. મારી જૂની ટેવ મુજબ સૂતાં સૂતાં જ હું છાપું જોવા લાગ્યો.

અમારા પ્રાન્તનાં રાષ્ટ્રીય અખબારના પહેલે પાને જ એક ચર્ચાપત્ર હતુંઃ 'આ સત્યાગ્રહીઓ?' એ એનું મથાળું હતું. નિર્ભેળ એ વાંચવા માંડયું. મને કલ્પના પણ ન હતી કે એ મારા વિષે હતું!

ચર્ચાપત્રકારનું કહેવું હતું કે લડતમાં જોડાએલા માણુસો એમના આચારવિચારને લીધે લડતને હલકી પાડે છે અને લોકમાં મહાસભાની પ્રતિષ્ઠાને નીચાજોણું કરાવે છે. પછી મહાસભાવાદીઓની અહિંસા વિષે કેટલાંક વાકયો હતાં અને છેવટે એમણે અરજી પર જેલમાંથી છૂટીને બહાર આવનાર તરીકે મારો દાખલો ટાંકયો હતો. અંતમાં પાસાદાર ગદ્યનો ફકરો હતોઃ પ્રતિષ્ઠાને પ્રતિજ્ઞા કરતાં આગળ મૂકનારા, પૂજ્ય ગાંધીજીને આજે છેતરી રહ્યા છે. પ્રધાનમંડળોના કાર્યને મવાળ કહી વગોવનારા અને શાંતિસમયે 'લડત આદરો' 'લડત ઉપાડો'ની બાંગો પોકારનાર આપણા નવજુવાનો એટલી આળી ચામડીના છે કે જેલની નાનકડી હાલાકી પણ એમનાથી વેઠાતી નથી. આ છે 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'નો અર્થ! આ જ એમની સ્વરાજ માટેની તમન્ના! ગમે તેની આંગળીએ શાક સમારતાં ચપ્પુ વાગ્યું એમાં એમને જેલમાંથી બહાર આવવાની, જે સરકારને દૂર કરવા તમે કમ્મર કસી છે તે જ સરકાર પાસે અરજી કરવાની, નાકે લીટી ખેંચવાની જરૂર લાગે છે! જનતા હવે આ ફરેબમાં ફસાય એવી ભોળી રહી નથી એ વાત આ સત્તાના શોખીન નવજુવાનોએ, મોકાપરસ્તોએ જાણી લેવી જોઈએ."

સૂનમૂન હું આ ચર્ચાપત્રને જોઈ રહ્યો. "ચર્ચાપત્ર સાથે પત્ર

સંમત છે એમ માનવાની જરૂર નથી" એ અને નીચેની સહી હું જોઈ રહ્યો. શ્રી... ને હું દીઠે શું નામેય ઓળખતો હોઉં એવું મને સાંભરતું ન'તું. એનો અર્થ એ હતો કે એમને અને મારે અંગત કહી શકાય, કશુંય સહવર્તી કહી શકાય તેવું તો કશું હતું જ નહિ. તો પછી આનો ઉદ્દેશ તો લડતની વિશુદ્ધિ જ હોઈ શકે ને! કે કદાચ...

પણ એ રીતે શું કામ વિચાર પણ કરવો? તારું પોતાનું મન સાફ હોય તો પછી ભલેને દુનિયાની જીભ ગમે તેમ બોલે! તારે શું?

ભાભીએ મને વિચારમગ્ન જોયો ત્યારે એક વાત કહી. એમની વ્યવહારુ નજર સાચાખોટાનાં ઝાંખરાંમાં ન'તી અટવાઈ.

"તમે નિર્દોષ છો, છતાં પણ તમને મનમાં લાગતું તો હશે જ. પણ આ વાત જાણે બની જ નથી એમ વર્તજો. વિભાને આ વાતની જરાકે જાણ ન થવી જોઈએ. એનું તો હૈયું ફાટી પડશે."

મને આ કદાપિ પણ સૂઝયું ન હોત. કદાચ મેં તો જાતે જઈને જ એના હાથમાં આ છાપું મૂક્યું હોત! અને પછી કમઅાવડત પર અફસોસ કરતો રહ્યો હોત!

સ્મૃતિની એક છાજલી પર જ જાણે મેં વાતને ભરાવી દીધી. કામકાજ પતાવી હું વહેલો વિભાને ત્યાં ગયો.

કમનસીબી મારા કરતાં વહેલી પહોંચી ચૂકી હતી. હું પહોંચ્યો ત્યારે એ છાપું વિભાના ઓશીકા પાસે પડ્યું હતું. વિભાની આંખો લાલઘૂમ બની કળવિકળ ઘૂમતી હતી. બાપુ પાસેની ખુરશીમાં બેઠા બેઠા એને સાંત્વન દેતા જણાયા.

"આ ધીમુભાઈ આવ્યા." અને પછી મારા સામું ફરી ઉમેર્યું "આ વાંચ્યું છે ત્યારથી ઉચાટ શરૂ કર્યો છે."

"એમાં તું શું કામ ચિન્તા કરે છે?" વિભા પાસે બેસતાં મેં કહ્યું.

"કારણ કે મારે લીધે જ તારે આ સાંભળવું પડે છે ને!" રીસ અને ખેદ બન્ને એના અવાજમાં ભળ્યાં હતાં. "હું આનો જવાબ આપવાની છું."

"આવાનો કશો ય જવાબ દેવાનો ન હોય. આખરે તો માણસની સાચી કિંમત થવાની જ છે. પછી એ માટે કાયા શું કામ ગાળવી?" મેં ધીરેથી એને સમજાવતાં કહ્યું.

"પણ તારી કારકિર્દી પર—તારા જાહેર જીવન પર—સહુ પર આજે કાળી ટીલી લાગી છે. અને, અને તે મારે લીધે." એના અવાજમાં ભાવોદ્રેકતાનો રણકો, સાંભળનારને વ્યગ્ર કરી દે એવો હતો. શ્વાસ ખાઈ એણે પાછું બોલવાનું શરૂ કર્યું: "પણ કોઈ તને ભીરુ કહે, કાયર કહે, લડત અને ત્યાગથી ભાગી જતો કહે તે હું કેમ કરીને ગળે ઉતારી જઉં?"

વિભાને બોલતી વારવાની જરૂર હતી છતાં ય એના ક્ષુબ્ધ માનસને શબ્દપ્રવાહે વહેવા ન દેવામાં પણ જોખમ હતું. અને એટલે જ મેં એને બોલતાં ન અટકાવી.

"અને તે મારે લીધે!"

વિભાનાં બધાં ય વાક્યોનું આજે ધ્રુવપદ હતું: "મારે લીધે."

એનો આવેગ સહેજ શમ્યો જણાયો એટલે મેં ધીરે ધીરે એને સમજાવવા માંડી: "તું નાહકનો તારે માથે ટોપલો ઓઢે છે. જાહેર જીવન જીવવા મથતા દરેકને માથે આ આફત તો તોળાતી જ રહે છે. હૈયા પર એનો ભાર વીંઢારવામાં કશો ય અર્થ નથી સરતો. આવી ચીજોને તો માત્ર આપણા ભાવિ જીવનની લાલ બત્તી તરીકે જ ગણવાં જોઈએ."

બાપુ બહાર ચાલ્યા ગયા હતા. વિભાની પથારી પાસે એ ભાગ્યે જ ઊભા રહી શકતા હતા. મન હાથ ન રહે ત્યારે ડોકીઉં

કરી જઈ પછી એ પાછા નીચે એમના ઓરડામાં લપાઈ જતા હતા. અતિસ્નેહે એમની દુઃખ વેઠવાની શક્તિને પણ જાણે કુણ્ઠિત કરી દીધી હતી.

વિભાની ઉત્તેજના હવે ઓસરી ગઈ હતી; માત્ર એની ત્રાસેલી નજર આમતેમ બહાવરી ઘૂમતી હતી.

"આ દુનિયા છે? આ મનની ગંદકી, અને હૈયાની સંકડાશનાં આપણે વારસો છીએ?"

"વિભા, આ વાતનો આ રીતે વિચાર જ ન કરવો જોઈએ. એક એક વસ્તુ, એક એક પરિસ્થિતિ આપણને આપણા નિશ્ચયમાં દૃઢ કરતાં જાય તો જ જીવન જીવ્યું ગણાય."

"પણ શેનો નિશ્ચય? શા માટે એવા કોઈ નિશ્ચયની પણ જરૂર છે?"

"કારણ કે આપણે આપણી જ દુનિયા વસાવીને નથી રહેતાં. જડ હોય, લાગણી હીણી હોય, નીચ હોય, છતાં ય આ દુનિયામાં જ આપણે જીવવાનું છે. એને સુધારવાનો જ આપણો નિશ્ચય હોઈ શકે."

"દુનિયાને સુધારવાનો નિશ્ચય! દુનિયામાં રહેનારાઓને બદલ્યા વિના, એમના હૈયામાં રગેરગે વ્યાપેલા આ ઝેરને ઉતાર્યા વિના, દુનિયાની સુરત પલટીને પણ આપણે શું કરવાના હતા? મહાભારતમાં પેલા મયદાનવના મહેલની લાત જેવું બને. દુનિયાનો માનવી દુર્યોધન જ રહે તો પછી એને જળને ઠેકાણે સ્થળ જ દેખાય ને!"

વિભાની હૃદ્‌-તંત્રી જાણે ઝણકારી ઊઠી હતી. ક્યારે ય મેં એને આમ વાત કરતાં ન'તી સાંભળી. પહેલાં વાતનું વર્તુલ એ અને હું, એટલામાં જ દોરાતું; અકારણ નિર્દયતાએ જાણે એને હું અને તુંની જગાએ 'આપણે'ની રીતે વિચાર કરતી કરી મૂકી હતી. અને એના વિચાર, નિરાશાની છાયાવાળા હોવા છતાં અકારણ હતા,

એમ કેમ કરીને કહી શકાશે? મારું મન પણ વારંવાર આવી જ શંકાઓ ઉઠાવતું હતું. ફરક માત્ર એટલો જ હતો કે અત્યારે વિભાના મનનું સમાધાન કરવાનું કામ મારે માથે આવેલું હોવાથી મારે એના જવાબ દેવાના આવ્યા.

મને વાતમાં ભાન પણ ન'તું રહ્યું કે વિભાને વાત કરતી વારવાને બદલે હું એને વધુ ને વધુ બોલવાને ઉત્તેજતો હતો, પણ વિભાની વાત પર, એક એક શબ્દ પર જાણે ચિંતનપ્રભાની મહોર લાગી હતી. હરેક શબ્દમાં સચ્ચાઈનો રણકો હતો. સંવેદનશીલ આત્મા જાણે દુનિયાની બુરાઈના પ્રથમ મિલને વ્યથા વ્યક્ત કરતો હતો. ત્રસ્ત દિલ ઉગારો શોધવા જતાં હતાશ થઈ શ્રદ્ધા ગુમાવી બેઠું હતું. અને છતાં ય એ એક અટૂલી અલેતી વ્યક્તિનો આર્તનાદ ન હતો; જીવનના ઝંઝાવાતે જગાવેલી વિચારધારાનો જ એ એક કણ હતો. એની વિચારણા માટે ભણતરની જરૂર ન હતી, મોટાં થોથાં ઉકેલવાની અને પાંડિત્યપ્રચુર ભાષ્યો રચવાની આવશ્યકતા ન હતી; એને જરૂર હતી માત્ર ભર્યા ભર્યા દિલની. એ ઉરઝરણું હતું—પરસંસ્કારથી અલિપ્ત રહેલું, પરવિચારણાનો ભાર ન વેઠતું, સ્વયંભૂ.

વિભાનું મન માનવીની પામરતા જોઈ સંતાપ અનુભવતું હતું. નવી દુનિયા સર્જવાના સંકલ્પો અને યત્નો એને અવળા લાગતા હતા. કેવળ સહજપ્રેરણાથી એ નિર્ણય પર આવી હતી:

"જ્યાં લગી માનવીમાં આજે છે એ કરતાં વધુ માનવતા આવી નથી, જ્યાં લગી એના મનનો મેલ હટ્યો નથી ત્યાં લગી તમારા પ્રયત્નને ગમે તે નામ આપો, રાજકીય પરિભાષાના ગમે તે શબ્દો એની પાછળ ખર્ચો, કેટલી ય જીવનશક્તિ એની પાછળ વેડફો, એ બધું નિરર્થક છે." વિભા બોલી. અને થોડી વાર બાદ એણે એની નમણી રીતે ઉમેર્યું: "તારી સાથે રહીને હું ય જાણે ભાષણ કરતી થઈ ગઈ છું."

વિભા મારી નજરમાં આજ એક નવી જ વ્યક્તિરૂપે ઊભી હતી, એનું નવસ્વરૂપ વંદના માગતું હતું. એ કેવળ શીળું સ્રીત્વ ન હતું, પારદર્શક પ્રમાણિકતા, ઉપરાંત એનું સ્વચ્છ પાપભીરુ મન; માનવતાના મહાધર્મનો સ્વીકાર કરતું, વંદના માગી રહ્યું હતું.

ધીરે ધીરે મેં એની નિરાશાને દૂર કરવા યત્ન કર્યો. જીવનને જેણે ગંભીરતાપૂર્વક સ્વીકાર્યું હોય એને માટે અવિરત યત્ન કર્યા વિના બીજો રસ્તો જ નથી.

"કોક કુઝોની જેમ તમને એકાંત ટાપુ પર રહેવા નથી મળવાનું. કલ્પનાની પાંખે ચડી તમે આ જ દુનિયામાં રહી તમારો એકલટાપુ રચવા મથો તો ય દુનિયા તમને એમાં કામયાબ થવા દેવાની નથી. જેવી હોય એવી આ જ દુનિયામાં તમારે જીવવાનું છે. બીજાની ભલાઈની અપેક્ષા રાખ્યા વિના, તમે બુરાઈ નથી આચરતા એટલું જ તમારે જોવાનું છે." મેં વિભાને કહ્યું.

"એટલે તમારે તો કો'ક કિવઝોટની જેમ પવનચક્કીઓ સાથે ભાલાં લડાવ્યાં કરવાનાં. ભદ્રંભદ્રના પ્રયત્નો કરતાં એમાં જરા ય વધારે યશ મળે એમ તને લાગે છે! આદમીનું જડ બનેલું હૈયું જરા ય પોચું બને એમ તું માને છે?"

હું મારા વિચારમાં મક્કમ હતો. જીવનનો જે રાહ સ્વીકાર્યો હોય તે રસ્તે આવતી મુશ્કેલીઓથી ડરી જઇ એ રસ્તો મૂકી દેવામાં કાયરતા છે. કયો રાહ સ્વીકારવો, કયા ધ્રુવતારાએ પહોંચવાની નેમ રાખવી એ વ્યક્તિનો પોતાનો અંગત સવાલ છે. સફળતા-નિષ્ફળતાનો આંક પહેલેથી કાઢવા જતાં તો તમે પહેલું કદમ પણ નહિ ઉઠાવી શકો.

વાતમાં વહે જઈ મેં જોયું ન હતું કે વિભાને થાક વરતાતો હતો. અનિયમિત શ્વાસ લેતાં ય એને કષ્ટ થતું. બેબાકળી બની એ મોંએથી શ્વાસ લેતી, અને અડધા વાક્યે એને ઉધરસ ચડી. બે

દિવસમાં પહેલી વાર આવી ઊધરસ આવી હતી, અને આજે કેટલાય દિવસ બાદ ગળફામાં લોહી પણ પડ્યું. પીકદાનીમાં પડેલો ગળફો એનાથી ઢાંકવા મેં યત્ન તો કર્યો, પણ બિમારી શરૂ થયા બાદ તો એણે ગળફો નજરે જોવાની જાણે આદત કેળવી હતી એટલે મને સફળતા મળી. એણે જ મને પૂછ્યું: "ઘણે દિવસે આજે લોહી પડ્યું."

"તે તું કોઈનું ન માને અને બોલે જ રાખે તો પછી બીજું શું થાય?"

ક્ષીણ અવાજે વિભા બોલી: "ધીમુ, મૃત્યુનો ભય તો મને ક્યારે ય ડરાવતો નથી. ખરી રીતે તો મને જીવનનો ભય લાગે છે. દુનિયાનાં બીજાં માનવીઓ કરતાં આપણે કાંઈક જુદાં છીએ એવું ગુમાન હવે મને નથી રહ્યું. છતાં ય દુનિયાનાં કુડકપટ, દિલની સંકુચિતતા–એ સહુ જીવન માટે ભય પ્રેરે છે. મૃત્યુ તો માની ગોદ જેવું મીઠું લાગે છે. એક ચિરંતન નિંદ અને ત્યાર બાદ સ્વપ્નાની સિદ્ધિ."

એના ધીમા અવાજમાં ય કશો પ્રતાપી ટંકાર લાગતો હતો. પળે પળે વિભા કોઈ ઉચ્ચ, વંદનાર્હ ભૂમિકાએ જતી હતી. માત્ર એની નિરાશા ઘેરી અને ઘેરી બનતી જતી હતી.

અને આવી વિચારણા ચાલતી હતી છતાંય મનને એક ખૂણે બેઠેલો પેલો બુદ્ધિજીવી અનામી ચીંધી ચીંધીને કહેતો હતો: "હું કે'તો તો જ ને! મૃત્યુનો ભય તો એણે જીત્યો જ. આ તો મારા જ શબ્દો." સ્મૃતિની કેડી પર આવા શબ્દો મેં વિભાને ક્યારેય કહ્યા હતા કે નહિ તે જોવા મન ઘૂમી વળ્યું, પણ એનું કાંઈ ન વળ્યું. છતાંય બુદ્ધિજીવી તો કહેતો જ રહ્યો: હું કે'તો તો ને!"

ક્યાં એનું ગુમાન અને ક્યાં આ નમ્રતા!

વિભાને લાગેલો શ્રમ શમી જાય એ ખાતર મેં એની સાથે

વધુ વાત કરી જ નહિ. એક બે વાર થાક જતાં વધુ વાત કરવાના એના યત્નને જરાય દાદ ન દીધી એટલે એ પણ મૂગી મૂગી પડી રહી. હું મૂગો મૂગો બેસી રહ્યો. એના શબ્દો અવનવો આકાર લઈ મનમાં ઘૂમતા હતા.

કેવો લોકોત્તર આત્મા વિભાના દેહમાં વસ્યો હતો!

મન એની અને મારી સરખામણી કરતું હતું.

અચાનક જ વિભાએ ટાઢ વાવાની ફરિયાદ કરી. મેં જોયું: તો એનું અંગ ધખતું હતું. બહાર તો ઘામ ધખતો હતો. રજાઈ, ચોરસા, બનુસ મેં એને ઓઢાડ્યું. ખાંસી ધીરી ધીરી ચાલુ જ હતી. લોહીની છાંટ પણ એમાં ડોકાઈ જતી. શ્વાસની પરેશાનીથી એ લાલ લાલ થઈ ગઈ હતી. આંખના ડોળાની સફેદ ભોંય ડરામણી રીતે નિષ્પ્રાણ બની જતી.

ડૉકટરે આવીને એને તપાસી. નાડીના ધબકારા ગણતાં બોલ્યા: "ચોવીસ કલાકમાં થએલી વાતચીતનો તો શબ્દેશબ્દ મને સંભળાય છે હોં, વિભા બહેન."

જાણે મેં જ એને વાત કરાવી હોય એમ ડંખતા મને હું નીચું જોઈ ગયો.

ડૉકટરે આજે એ. પી. ઈન્જેકશન આપ્યું. પરિશ્રમને લીધે વિભા ઊંઘી ગઈ.

ગઈ કાલનો હું ડૉકટરને મળવાનું કહી રહ્યો હતો, પણ મળાયું ન હતું. આજે મેં એમની પાસેથી વખત માગી લીધો. આજે ફરીથી અમંગળ વિચારો આવતા હતા. અને વિભાના નવદર્શન બાદ, વિભાના આત્માની ભવ્યતાના સાક્ષાત્કાર બાદ એ વિચારોની ભયંકરતા શતધા વધી હતી. પહેલાં વિભા, પોતાના સ્નેહનાં અમી મારા પર ઢોળતી: વહાલસોય, સહૃદય શીળી સ્ત્રીએ હતી. અત્યારે વિભા સંવેદનશીલ, ઋજુતાભરી ઉદાત્ત દેવી દીસતી હતી.

અને કાળ એનો કોળીઓ કરી ગયો તો?

ટાળવા મથતો હતો ત્યાં તો કશા અવનવા રૂપે આ જ ખ્યાલ આવતો. પુરાણના પેલા રાક્ષસ જેમ એને ય નવું માથું ફૂટતું.

જીવન અસહ્ય બનશે. એ ઘા વેઠવાની મારામાં કદાચ તાકાદ પણ નહિ રહે. જીવન વેરાનમાં હું સાવ એકલો, અટૂલો, નિરાધાર, નિઃસહાય બનીશ.

વિશાળ વિશ્વમાં આવું એક હૈયું હશે અને એ મારું થવા ઝંખતું હશે એનું જ્ઞાન ન હતું ત્યારે જિંદગી અખૂટ, છતાંય હરી-ભરી હતી. અંધારાથી ટેવાએલી આંખને ઉજાસનો આવો મીઠો પરિચય પછી તો અંધારાને શાપ દેવા જ પ્રેરે ને! પણ એને પાછું જીવવાનું અંધારામાં!

ડૉક્ટર પાસે ગયો, પણ એમણે ગોળગોળ જવાબ વાળ્યા વિના બીજું કશું ન કર્યું. સવારના ચર્ચાપત્ર વિષે થોડી સહૃદય વાતો કરી. થોડાં ટોળટપ્પાં અને થોડી હુલ્લડની વાતો, પણ વિભાની તબિયત વિષે કશુંય નિશ્ચયાત્મક ન જ કહ્યું. કદાચ એ મને મનઃદુઃખ કરવા નહોતા ચાહતા.

"તમને ચિંતા તો થાય જ, પણ તમે ઢીલા થાઓ એ તો હું કલ્પી જ નથી શકતો."

ઢીલા થવાનો સવાલ જ ન હતો. મનને ઘેરી વળેલી ચિન્તાઓને આશાનું નાનકડું ય કિરણ જોઈતું હતું. ડૉક્ટર પાસેથી એ ન મળ્યું.

વિભાને તાવ સહેજ ઊતર્યો હતો. ઊંઘ અને આરામને લીધે મન પણ સહજ પ્રફુલ્લ બન્યું હતું. અને કિશોરની વાતે એને જરાક હસાવી.

કિશોર લપાતો છુપાતો અહીં આવ્યો હતો. આવતાં વાંત એણે મોંએ આંગળી મૂકી અમને ચૂપ રહેવા સૂચવ્યું. થોડી વાર

સ્તબ્ધ ઊભા રહ્યા બાદ એ ચોરપગલે બારણા પાસે જઈ બહાર ઝાંખી આવ્યો, અને પછી નિરાંતે આવીને ખુરશી પર બેઠો.

"હાશ." કિશોરે આશ્વાસન લીધી.

"શું હતું કિશોર?" વિભાએ જ પૂછ્યું.

"શું કહું વિભા બહેન! હું તો ત્રાસી ગયો. મારે અહીં આવવું હતું, અને બાપુ ક્યારના મના કરી રહ્યા હતા. સાચું કહેજો વિભુ બહેન, અને તમેય ધીમુભાઈ, હું અહીં આવીને કશોય અવાજ કરું છું કે વિભુ બહેનને કનડું છું? બાપુ તો બસ મારા ઉપર ખીજાયા જ કરે છે. કહે છે કે હું વિભા બહેનને હેરાન કરું છું. આખો દિવસ મને એમની સામે ખુરશીમાં બેસાડી રાખ્યો. વારે વારે એ દોડી દોડીને અહીં આવી જાય છે, અને મને ના પાડે છે. મારે તો ત્યાં જ–ખુરશી પર જ બેસી રહેવાનું, અને પાછા બાપુ પણ કશું બોલતા નથી. બસ સૂનમૂન પૂતળા જેમ બેસી રહે છે અને નિસાસા નાખ્યા કરે છે, પછી કાંક સંસ્કૃત શ્લોક બોલ્યા કરે છે. છેવટે હું તો નજર ચોરાવીને ભાગી છૂટ્યો!!

કિશોરના દાસ્તાને વિભા હસી.

"હું તો ખૂબ રાજી થઈ, તને બાપુએ સજા કરી તેમાં. તું એ લાગનો જ હતો!" વિભા એને ખીજવતી હતી.

"કહો ધીમુભાઈ, હવે આ વિભા બહેનને મારે શું કહેવું? કશા વાંક ગુના વિના જ આ સજા કરે છે ને!"

નિર્મળા સ્નેહની સરવણી કેવી પાવનકારી હતી! કિશુના મોંએ થએલું, બાપુનું વર્ણન, અને ભાઈબહેનની આ મીઠી વાતો, કેવી આહ્લાદક, અને પ્રેરક લાગતી હતી!

ભાઈબહેનના સવાલજવાબ ચાલતા જ રહ્યા. વિભાની ખાંસી હવે જરા નરમ પડી હતી. ઈન્જેકશન બાદ લોહી તો આવ્યું જ

ન હતું. કિશોર કશા અનેરા વડપણથી એને એક વાર આવેલા તાવની વાત કરતો હતો.

"જ્યારે હું નાનો હતો..."

વિભા એની વાત ખાઈ ગઈ: "જાણે અત્યારે તો તું એંશી વરસનો બુઢ્ઢો થઈ ગયો!" અને ચાળા પાડતાં, "જ્યારે હું નાનો હતો!"

કિશોર રોવા જેવો થઈ ગયો. "બસ, બધાં અમને હેરાન જ કરે છે! આમ બાપુ ખીજાયા કરે છે અને અહીં તું સતાવે. બસ, અમારી મશ્કરી જ કર્યા કરે! હવે અમે તારી સાથે બોલવાના જ નથી ને!"

રીસાઈને ચાલ્યા જતા કિશોરને વિભાએ બોલાવ્યો. હાથ પકડી પોતાની પાસે બેસાડ્યો: "તું તો ખૂબ રિસાઈ જાય છે કિશુ! બહેનથી આમ રિસાઈ જવાય! મારો ભાઈ નહિં."

કિશોર મનાયો: "આ વખતે તો હું તને બળેવને દિવસે એવી એક સરસ ચીજ આપવાનો છું વિભા બહેન કે તેં કદી પણ ન જોઈ હોય! ઊંહું. કાંઈ હમણાં કહી દેવાનું નથી તો."

વિભા એના મનની વાત કઢાવવા મથતી હતી અને એ એટલો હઠીલો બનતો હતો. છેવટે વિભાએ એને સોગન આપ્યા.

"બસ, બહેનનું જોર આવી રહ્યું. સોગન આપ્યા. જરા અક્કલ તો ચલાવવી'તી! ધીમુભાઈની એક ફાંકડી છબી તને આપવાનો છું."

અમે ત્રણે જણ મલક્યાં. કિશોર આત્મસંતોષથી, વિભા લજ્જાની મીઠી રંજાડથી, હું કેમ મલક્યો એ તો હું પોતે સમજી ન શક્યો.

"તારી છબિને શું કરું? એ પોતે જ અહીં છે, પછી છબિની શું કિંમત!"

કિશોર પાછો છટક્યો. અને આ વખતે અડઅડતો એ જતો જ રહ્યો.

પરસ્પર સામું જોઈ અમે બન્ને હસ્યાં, અને એમ ને એમ જ અમે સુખદ સ્મૃતિની પગદંડી ખૂંદવા લાગ્યાં. વિભાની મારી સભાઓની હાજરી, પેલી વિદ્યાર્થી પરિષદમાં એની પધરામણી અને અમારી પહેલી મુલાકાત! "મારું તો હૈયું એવું ધબકતું હતું. દેશભક્ત અને ત્યાગીને મળતાં મને તો ભય લાગતો હતો, અને જ્યાં તેં બોલવાનું શરૂ કર્યું ત્યારે તરત મને લાગ્યું કે ભાઈસાહેબ મારી જેમ જ સવાલજવાબ નક્કી કરીને આવ્યા છે."

"તું આવી લુચ્ચી હોઈશ એની મને ખબર ન'તી, વિભા! પણ એ તો પેલી કહેવત છે ને કે મોળું દહીં જ દાંત પાડે!" મેં વિભાને કહ્યું.

પણ વીતેલી પળોને સ્મૃતિમાં ફરી જીવવાના અધિકતર આનંદમાં નાની નાની મજાકને સ્થાન ન હતું.

મન દુભાવીને એ મારે ત્યાંથી ચાલી ગઈ ત્યાર પછીના આખા દિવસના મારા વલોપાતને મેં એના આગળ વર્ણવ્યો. જીવનસંગ્રામનો જે ચેતનાભર્યો સબક મને ત્યાંથી મળ્યો હતો તેની પણ મેં એને વાત કરી, અને હુંય એને ચાહતો હતો, મારા જીવનમાં એનુંય અનેરું સ્થાન હતું તેની પ્રથમ પ્રતીતિ પણ મને ભારે થઇ હતી, તેમ મેં એને કહ્યું.

"ત્યારે ત્યાં લગી તો તું મને તાવતો હતો, એમ ને?"

"ના. હું મારી જાતને તાવતો હતો. બીજાઓને એમ થતું હશે કે નહિ તે તો હું નથી જાણતો, પણ મને તો એક અનુભવ થયો છે. જ્યારે હું કશું કરું છું, કશું બોલું છું ત્યારે તરત જ

એની ખરેખરી, તાત્ત્વિક અને નિષ્પક્ષ ટીકા મને મનમાં બેઠેલા ધીમુ તરફથી મળે છે."

વિભાની પાંપણો સહેજ બિડાઈ.

"એ જ માણસની સંસ્કારિતાની પારાશીશી છે, એના આત્માની ભૂમિકાની કસોટી છે. 'હું' 'હું' એ તો એક ભ્રમ છે. કયારેય 'હું' જેવી એકલી અટૂલી વસ્તુ તો હોતી જ નથી. એનું કશું જીવન નથી. માનવીના સ્વભાવમાં, એના ઘડતરમાં કશું સનાતન વિભિન્નત્વ વસ્યું છે. એ 'હું' કહે છે ત્યારેય પેલા અંતરગત માનવી તો અલગ જ રહી જાય છે. આપણે કહેવા જેટલી હદે વિભિન્નત્વનો લોપ થાય એટલી જ ઉન્નત એના આત્માની ભૂમિકા."

વિભાએ આ બધું આટલા દિવસ કયાં છુપાવ્યું હતું ? મારું આશ્ચર્ય મેં એને જણાવ્યું ત્યારે એણે કહ્યુંય ખરું: "મનની આરસી તો અહીંથી બધાં કિરણ છાયા ઝીલી લે છે."

એ જ વાતમાંથી હું બાપુની મારા ઓરડાની મુલાકાતની વાત પર આવ્યો. અચાનક જ બાપુએ અને બીજા ઘણાઓએ મને કહેલી વાત યાદ આવી. મેં કહ્યું: "વિભા, તેં ગાવાનું છોડી જ દીધું?"

"ના."

"ત્યારે બાપુ કહે, કિશુ કહે, તિલુ ભાભી કહે અને છતાંય તું ન ગાય!"

"તેં કયારેય કહ્યું છે મને ગાવાનું ?" એની નજરમાંય ઠપકો હતો.

પળ પહેલાં મને વિભાની મેધાના ચમકારા ન'તા સમજાતા; અત્યારે મને એની લાગણીવશતા, ઊર્મિલતા ન'તી કળાતી!

"મેં ન કહ્યું એટલે તું ન'તી ગાતી?" પેલા વિભિન્નત્વ સાધતો ધીમુ ખાતરી ચાહતો હતો.

"સ્ત્રીના મનને બુદ્ધિની સરાણે ચડાવી સમજવા ન મથતો. એ કશું રાસાયણિક દ્રવ્ય પણ નથી કે તું એના અણુ અણુ જુદા કરી શકે." વિભાએ મને એની ઊલટતપાસ કરતાં જ અટકાવી દીધી.

"અને હવે હું તને ગાવાનું કહું તો? વિભાની વિવશતા મારે મન તો માંકડાના ઘા જેવી થઈ પડી. કશાય વિચાર વિના હું ભોંય ખોતરતો જ ગયો.

"તો હું ન ગાઉં એમ તને લાગે છે? એ પળને માટે તો હું ક્યારનીય ઝંખું છું."

વિભા સહેજ અટકી અને ફરી પાછી બોલી: "તું આવું કહે ત્યારે શું ગીત ગાવું એમ મેં તો ક્યારનું ય નક્કી કરી રાખ્યું છે. કહે જો, કયું હશે એ ગીત?"

નરી ઉત્સુકતા એને ચહેરે આવીને બેઠી; મને તો કશુંય સૂઝતું ન હતું. માત્ર આથી બાલિશ તન્મયતા વિભા જેવી પ્રતિભાવન્તી સ્ત્રીમાં હોઈ શકે એ જ મારી સમજમાં ન'તું આવતું.

"મને તો કાંઇ જ સૂઝતું નથી."

"ગુજરાતીનું ખૂબ જાણીતું ગીત છે." મારી કલ્પનાને સતેજ કરવા વિભા બોલી. બધું જ ભૂલી જઈ જાણે આ ગીત ખાતર જ, અને હું એ કલ્પું. એ ખાતર જ એ જીવતી ન હોય એમ એ કરતી હતી.

"આટલું કહ્યું તોય ખબર ન પડી? લે, થોડુંક વધારે કહું. દયારામની ગરબી છે."

લાગણીનું આ પ્રદર્શન હવે તો મને ગુંગળાવતું હતું. વિભા જેવી સ્ત્રી પણ આવી ક્ષુલ્લક વસ્તુમાં આમ ઓતપ્રોત થાય એ જ મારા ધ્યાનમાં ઊતરતું ન હતું.

ફરી પાછી વિભાને ખાંસી આવી. અને એને ખૂબ શ્રમિત કરી ગઈ. ગળફો છૂટયો. ત્યારે એણે કાંક નિરાંત અનુભવી. પણ આ ગાવાની વાત ત્યાં અટકી ગઇ એ જ ઠીક થયું. સ્નેહના આવિષ્કારમાં જ્યારે પોચટપણું આવે ત્યારે વ્યક્તિના માનસિક વિકાસનું ય માપ નીકળે છે. સાચી રીતે આપણા જીવનમાં બુદ્ધિ-ગ્રાહ્ય, સયુક્તિકનું વિશિષ્ટ સ્થાન જ આપણે રાખ્યું નથી. બુદ્ધિ માટેના માનમાંથી જ લાઘવવૃત્તિ રૂપે જ બુદ્ધિ માટેનો તિરસ્કાર જન્મ્યો અને એમાંથી જ ફૂલ્યો ફાલ્યો ભાવ પ્રેરિત માટેનો કેવળ પ્રેમ લાવણ્યનો આદર,

વરસાદ દૂરનો દૂર ઠેલાતો હતો, વાદળાં વરસવાનું વચન લઈને આવતાં, અને આખા આકાશને છાઈ દેતાં. પણ એમનો તો અગસ્ત્યનો વાયદો હતો. ઉપરથી એ ઘામમાં ઉમેરો કરી જતાં. વિભાએ કેટલું સુંદર અને તાત્વિક વાકય કહ્યું હતું: "આ વાદળાંય તમારા બધાં ભદ્રંભદ્રો જેવાં જ છે ને! ભવિષ્યની મન લોભાવતી કલ્પના પર જ એ વર્તમાનનું સુખ પણ હરે છે અને ભૂતની નિરાશાઓના ગંજમાં નવા ખડકલા ઉમેરે છે. તમેય એમ જ કરો છો. ખૂબ સારા ઉદ્દેશથી અને ઉદાત્ત કલ્પનાઓથી તમે ભવિષ્યની વેદી પર વર્તમાનનો બલિ દો છો, માત્ર વર્તમાનમાં વેઠે છે એમને ભાવિ જોવા મળવાનું નથી એ વાત જ તમારી નજર બહાર રહે છે."

વિભાની ખાંસી વધુ અને જલદ બનતી જતી હતી. એના થાકનો એને કરાર વળે તે પહેલાં તો બીજો હુમલો આવીને ઊભો રહેતો. જાણે કશા જંતરડામાંથી ખેંચાતી હોય એવી વેદના વિભાના મોં પર છવાઇ જતી. એ થાકમાં જ એનો તાવ પણ હઠતો ન હતો. રાતે એને ઊંઘ પણ બહુ ઓછી આવી. આખી રાત હું એની પથારી પાસે એને માથે ઠંડાં પોતાં મૂકતો બેસી રહ્યો.

બારીમાંથી તારાઓ ટમટમતા દેખાતા હતા. હું એમને જ જોઈ રહ્યો હતો.

વિભાની આંખમાંય જાણે નિંદ જ ન હતી. મને તારાસ્નાન કરતો જોઈ કોણ જાણે કેમ પણ એણે નિસાસો નાખ્યો અને પડખું ફરી ગઈ. મોડી રાતે એને સહેજ આરામ મળ્યો.

પણ મારી ઊંઘ ટીસાઈ ગઈ હતી. મન તરંગે ચડયું હતું. અંધારા અવાવરા ઘરનું ચામાચીડિયું આછા પ્રકાશકિરણે, પાંખો ફફડાવતું, શાપ વરસાવતું અંધારું શોધવા મથે એમ પેલો ખ્યાલ પણ અદીઠની પાંખે બેસી મન પર ચડાઈ કરવા આવ્યો હતો. ઊડુ-મંડળ એમની અનેરી પ્રભા વરસાવતું હતું.

ધીમે પગલે હું બારી પાસે ગયો. શાન્ત નિદ્રામાં સૂતેલા બાળકના શ્વાસ જેવો મંદ મંદ પવન વાતો હતો. ઘોડાના પેંગડામાં જ પગ રાખી નિંદર ચોરી લેતા યોદ્ધાઓની જેમ ઝાડપાન પણ મટકું મારી રહ્યાં હતાં.

પેલી પણ આવી જ રાત હતી. માત્ર પેલો હાંફતો પાંગળો ચંદ્રનો ગોળો અત્યારે ન હતો. નદીનાં જળ પણ એમ જ સોડ વાળીને સૂતાં હશે. અને પેલો રાતો લીસોટો !

અચાનક જ મનમાં સવાલ ઊઠયોઃ જેલમાં જતાં પહેલાં જ મેં લગ્ન કરી લીધાં હોત તો વિભા માંદી પડત ?

બુદ્ધિ કહેતી હતીઃ તારા લગ્ન કરવાં ન કરવાં સાથે વિભાની તબિયતનો કશો જ સંબંધ ન હોઈ શકે. એમાં કારણ કોઈનો સંબંધ જોવો એ પૃથ્વી પરથી ફેંકેલો દડો ચંદ્ર પર રહેતા મનુષ્યે ઝીલી લીધો એમ કહેવા જેટલું અવિવેકી છે. અને સાથે જ બીજો વિચાર આવતો હતોઃ તેં એના ચિત્તમાં જગાડેલા ક્ષોભ સાથે એની બિમારીને જરાકે સંબંધ નથી એમ ભારપૂર્વક કહેવામાં તું વિભાને નથી

જાણતો એમ જાહેર કરે છે. આવો આઘાત જીરવવાની તાકાદ જ એનામાં ન હતી. અને જ્યાં જે પાયા પર એણે જીવન રચવા ધાર્યું હતું તે પાયાને જ હટાવી દેવામાં આવે પછી આથી બીજું શું પરિણામ આવે ?

કેવળ પુસ્તકિયો જ ખ્યાલ હતો. હકીકતમાં રજમાત્ર પણ આથી ફરક થવાનો સંભવ ન હતો. માત્ર મારા પોતાના મનમાં હું પાપી–અપાપીનું પિંજણ કર્યા કરું એટલું જ.

ટમટમતી તારલાટીપકી જાણે આંખો ભરી ભરીને વિભાને જોતી હતી. હું ય એને જોઈ જ રહ્યો.

લાખ લાખ ખ્યાલ એકબીજાથી શિખાઓ પ્રગટાવતા મનને ભરી દેતા હતા. ક્યાંક કલ્પેલા સુખની ઝાકમઝોળ હતી. ( ક્યાંક વીતકની સ્મૃતિની મીઠાશ હતી અને સહુની સાંકળે બધાને બાંધી રાખતો અંકોડો હું હતો ! આવા કોઈ સાહસમાં હું પાત્ર હતો એ ખ્યાલ પણ કશી નવી ઉત્તેજના દેતો હતો.

સાહસને અન્તે હરેકને આવતો ખ્યાલ તો એક જ હશે, ભલે ચતુર પુરુષો એને શબ્દદેહ ન દે. ‘હું આ કરી શક્યો ?’ ગરદન વાળીને ભૂતકાળને જોતાં એમાં નવા મનોહારી રંગો પુરાય છે. વેર-વિખેર લાગતું બધું કો’ક નમણી, પાસાદાર, નકશીમાં પુરાય છે. સ્મૃતિ એને કશી અનેરી કુમાશ દે છે.

ઉજાસની આંગળીઓ ઝાડની ટોચ સાથે રમત આદરી, બાવો માથામાંથી રાખ ખંખેરે તેમ ઝાડ પણ અંધારું ફગાવતાં હતાં. એક નવો દિવસ, અનંતનો એક નવો મજલથંભ ઊગ્યો.

વિભા આજ હસતી જ ઊઠી. આંખ ઊઘાડીને જ એણે આજુ-બાજુ જોયું, અને ત્યાં મને જોતાં ડોક સહેજ લંબાવી ચારે બાજુ

જોવા માંડ્યું. મને બારી પાસે ઊભેલો જોઈ એ હસી. એની લાંબી આંખ હસુ હસુ થઈ રહી.

"આજે તો તું ખૂબ વહેલો ઊઠ્યો લાગે છે?" બીજી જ પળે બીજો સવાલ પૂછ્યો: "રાતે ઊંઘ્યો જ નહિ? અખંડ જાગરણ!"

મને લાગે છે કે મારી આંખમાં એણે થાક જોયો હશે. અને આરામ બાદ મળતી તાઝગી તો મારે ચહેરે ક્યાંથી હોય? એટલે જ એણે જાણી લીધું હશે કે હું ઊંઘ્યો ન હતો.

"શું કર્યું આખી રાત તે ઊંઘવાનીય ફુરસદ ન મળી?"

હસીને મેં કહ્યું: "તારા જોયા."

"એકલા એકલા! અમને કહેવું તો હતું!"

જાણે મેં આભાલાડુ લૂંટી લીધા હોય અને એને ટાળી હોય એમ એ બોલી.

આજે પહેલી વાર એણે મોગરાની કળીઓ મંગાવી.

"મોગરાની કળીઓ જોઉં છું અને મારું મન એટલું પ્રફુલ્લ રહે છે! મારું ચાલે તો દુનિયાના એકએક માનવીને બસ મોગરાની કળીઓથી મઢી દઉં."

કિશુ મોટી છાબ ભરીને મોગરાની કળીઓ લઈ આવ્યો. બન્ને ખોબા ભરી વિભાએ કળીઓ લીધી. ઔત્સુક્ય અને સાથે જ પરમ સંતોષનો જે ભાવ નાના બાળકની આંખમાં દેખાય છે તેમાં વિભાએ પ્રસન્ન વિસ્મય પણ ઉમેર્યું હતું. સોય–દોરો લઈ એણે મોગરાની માળા ગૂંથવા માંડી. ઓરડામાં જાણે બે જ વસ્તુ હતી: મઘમઘતી મોગરાની કળીઓ અને તલ્લીન બની માળા ગૂંથતી વિભા!

અચાનક જ એણે માળા પરોવવી મૂકી દીધી. સોયદોરાને ખૂણામાં ફગાવી દીધા. બન્ને ખોબામાં ફૂલ લઈ એને જોતી એ ગંભીર બની.

વિભાના મનના તરંગો ય સંધ્યાના રંગ જેમ પલટાતા હતા.

વિભા ખિન્ન બની હતી. એક નિસાસો નાખી એણે ફૂલને બાજુએ મૂકી દીધાં. એની ખેંચાએલી તંગ મોંછાને હું જોઈજ રહ્યો.

"ફૂલનુંય શું જીવન છે!" એને મોંએથી વાક્ય નીકળી પડ્યું.

વિભા હમણાં હમણાં એક નવી જ જાતનું પોચટપણું દાખવતી હતી. એની બિમારીએ લાગે છે એની ઋજુતાને, સ્વભાવજન્ય નરમાઈને કેવળ લાગણીવેડાનો સ્વાંગ દીધો હતો.

મને એ ન સમજાયું કે વિભાને મારા આ વિચારની જાણ શી રીતે થઈ.

"તને એમ લાગે છે કે હું આખા હૈયાની થઈ છું, નહિ? માનવીની બુદ્ધિ, તર્ક, અનુભવ એને ખમતીધર બનાવે છે. એને બદલે હું તો જાણે માટીનો લોંદો બની બેઠી છું; એમ જ તને લાગે છે ને!" વિભા મારા સામે જોઈ રહી, પણ એની આંખમાં ઠપકો ન હતો. નરી નિર્દેશ પ્રેમભરી નજર જ ત્યાં હતી.

મેં એને જવાબ ન આપ્યો. એ મંદ મંદ હસી.

"એમાં તારે હા–ના કરવાની જરુર નથી તેમજ સાચુંખોટું એ આપણે કરાવવું નથી. આપણે જીવનને, એક એક વસ્તુને નિરનિરાળી નજરે જોઇએ છીએ. તારી પુરુષની નજર છે, મારી સ્ત્રીની. જેટલો ફેર સ્ત્રી અને પુરુષના જીવનમાં છે એટલો આપણી નજરમાં પણ છે. પુરુષનું જીવન એટલે ઊંચાનીચા ટેકરાઃ એક ટપ્પેથી બીજા ટપ્પે કૂદકા. પુરુષના જીવનનો આદર્શ પણ ફાળ છે."

વિભા જાણે શ્વાસ ખાવા થંભી. વિભા કશી અવનવી, અત્યાર લગી અપ્રગટ અને પ્રચ્છન્ન રહેલી ચેતનામાં જાણે લપેટાઈ હતી.

એણે આગળ ચલાવ્યુંઃ "સ્ત્રીનું જીવન તો વહેતું પાણી છે, એનો આદર્શ પણ નદી છે."

ફરીથી નિસાસો નાખી વિભા પાછી ચૂપ થઈ ગઈ. વિશાળ-પટમાં જાણે છુપાઈ જતી કુમારકા નદી!

"આ મોગરાની કળીઓએ મારા સ્ત્રીના હૈયાને સોયે પરોવ્યું. કળી કળી જાણે પોકારી ઊઠીઃ 'મારું જીવન! મારું જીવન! હજુ તો હું ખીલી પણ નથી અને ત્યાં તો તું અમને સોયે પરોવે છે!' તને ખબર છે ધીમુ, કે આ ફૂલ, પેલા તારા, સહુ આવીને મારી સાથે વાત કરે છે!"

વિભા નિખાલસતાનું એક હાસ્ય હસી.

"એમની ફરિયાદ હતી કે અમે તો ઢોલ–ત્રાંસાં પીટી પીટીને બોલીએ છીએ, પણ આ ધીમુના કાનમાં તો એક અક્ષરે નથી જતો!"

શું થયું હતું વિભાને? આમ આકાશે બાથ ભીડતી તો મેં એને ક્યારેય નથી જોઈ!

"બુદ્ધિના ગુમાનમાં ઉરતંત્રને પીંખી નાખવામાં તમને શક્તિનાં, ધીરજનાં, સહનશીલતાનાં દર્શન થાય છે, અને પછી તો એ ગુણોના પ્રદર્શન માટે તમે માનવભાવને પણ દમો છો. અને પાછું આને ફક્કડ નામ આપો છોઃ સાધનાનું!"

શી કડવાશ વિભાને આમ બોલવાને પ્રેરતી હતી? અને મને જ આમ કહેવામાં એનો કશો આશય હશે ખરો? મોગરાની કળીમાં એ પોતાની જાતનું આરોપણ કરતી હતી? આ તે ફરિયાદીની ગુજારિશ હતી કે શહીદનો સંદેશો?

પણ મને ડામવા કે મને નીચાજોણું કરાવવા તો એ ન જ કહે. વિભા તો દિલે દરિયાવ છે. મને મારા ગુનાહની યાદ દેવરાવી આનંદ લે એવી તો વિભા ક્યારેય ન'તી.

આ તો એના સ્ફટિક જેવા સ્વચ્છ દિલમાંથી નીકળતી વાચા હતી. એમાં ન'તી આપવીતીની કટુતા કે ન'તી ઉપદેશની શેખી.

અને છતાંય વિભા—સ્વસ્થ, સંયમી, વ્યવહારુ વિભા આમ બોલે એ મને ન'તું સમજાતું.

હાંફ ચડી હતી, ખાંસી દમ પણ લેવા દેતી ન હતી છતાં આજે એ વાતે ચડી હતી, અને વાતમાં 'હું' કે 'તું' ન'તાં. જાતને ભૂલવા જેટલી ઊંચી કક્ષાએ જઈ એ બોલતી હતી.

મેં એને બોલતી વારવાનો યત્ન કર્યો, પણ એમાં મને સફળતા ન મળી.

"મારી પાસે રહી હોય એવી વસ્તુ એક માત્ર વાત અને તેય તમારે લઈ લેવી છે! બસો વર્ષની ગુલામીએ આ અંગ્રેજોની ઉદારતા તમારામાં બરાબર ઉતારી છે! એની જ માફક તમે પણ કહેશો તમારા હિતાર્થે."

ડૉકટર આવ્યા, સાથે બાપુ અને કિશોર પણ આવ્યા. વિભાને ખુશમિજાજ જોઈ સહુથી વધુ આનંદ બાપુને થયો. એમનો આનંદ એ છુપાવી ન શકયા.

"આજે માથેથી વિઘ્ન ગયું હોય એમ મને લાગે છે." મને એમણે કાનમાં કહ્યું પણ ખરું.

ડૉકટર તો હમેશ મુજબ ધીરી ધીરી મજાક કરી ચાલ્યા ગયા. પણ બાપુ આજે આનંદમાં હતા એ વિભાથી અજાણ્યું ન રહ્યું. એ બધા ગયા ત્યારે એણે કહ્યું: "બાપુ હવે માનતા થયા લાગે છે કે હું બચી ગઈ!"

"શું બોલે છે, વિભા?" મારાથી અચાનક જ ઊંચા અવાજે બોલાઈ ગયું.

"કેમ, તું એમ નથી માનતો?" મોકળા મને હસતાં વિભાએ પૂછ્યું.

હું તો સ્તબ્ધ બની ગયો. ન'તો હું વિભાના હાસ્યમાં સામેલ

થઈ શક્યો કે ન'તો મારો વિરોધ દાખવી શક્યો. જડની જેમ હું ઊભો જ રહ્યો. વિભા તો વિમુક્ત હૈયે હસતી હતી.

"તને તો એમ લાગે છે કે મારે ગંભીર બની, પ્રજ્ઞા-પાર-મિતાની મૂર્તિ જેમ બેસી રહેવું જોઈએ, નહિ?" ઉપરથી વિભાએ મને પૂછ્યું.

"તને કોઈ કહે અને તું માને એમ તો ક્યારેય ક્યાં બન્યું છે તે અત્યારે બને?"

"ધીમુ, તારા જેવા યુગપુરુષોની કમનસીબી પણ એજ છે ને! તમે હો ત્યારે કોઈ તમારું સાંભળે નહિ, અને ન હો ત્યારે તમારી પથ્થરની મૂર્તિઓ ઊભી કરે, કીર્તિસ્થંભો રચાવે, દીપમાળાઓ પ્રગટાવે." વિભા હસતી હતી.

"કેમ આજે કાંઈ ખીલી છે?" છેવટે મારાથી ન રહેવાયું.

વિભા હસતી અટકી ગઈ. એની વિશાળ કાળી આંખમાં વિષાદની છાયા છવાઈ. પેલી હાસ્યરેખાઓ અલોપ થઈ ગઈ.

"પેલી નદી તને ક્યારેય ખીલેલી દેખાય છે? એ એમ ને એમ વહ્યે જાય છે. કાંઠાની ભીંસ આવે ત્યાં એમાં ઊંડાણ આવે. મુક્તિ મળે ત્યાં એ પહોળા પટે પથરાય. જીવવાનાં વલખાં બધાં."

ઉલ્લાસ અને વિષાદ આજે કો'ક અજબ ત્વરાથી વિભાના મનમાં પલટાતા હતા. એમને છૂટા પાડતી રેખાઓ પણ લોપાઈ ગઈ હતી. એના ઉલ્લાસમાં આંસુની તારાટપકી હતી, એની ગ્લાનિમાં મલકારની કોર હતી.

હું એના ઓશિકા પાસે જઈ બેઠો. એનો હાથ મારા હાથમાં લઈ મેં પંપાળવા માંડ્યો. માફી તો હું ક્યારનીય માગી ચૂક્યો હતો; ઉદાર દિલે એણે એ મને આપી પણ હતી. છતાંય આ ખિન્નતા, સ્વપ્ન પીંખાયાની ગમ એને રંજાડી જતી.

"તારી જાતને ગુન્હેગાર માનીને તું ન દમતો. ઊલટું, તેં તો મારે લીધે કેટલું સહ્યું છે! આપણે એવા છીએ જ. માન અને કલ્પના, ઉજળાં ઉજળાં સ્વપ્નાં રચે છે અને આપણે એમાં રાચીએ છીએ. પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાનું કામ જાણે આપણે જ માથે ન આવ્યું હોય એમ બધો ભાર આપણા માથે ઉપાડી જગતકાજી બની આપણે ફરીએ છીએ. નિજની શક્તિના વિશ્વાસનો ફુગ્ગો બહુ જ આસાનીથી આપણે ભરી દઈએ છીએ, પણ પવનના પહેલા ઝપાટે પાંદડાની હોડી હચમચી ઊઠે છે. દુનિયાનો પ્રથમ પરિચય થાય છે અને મધપુડામાં માથું મૂક્યા જેવી આપણી દશા થઈ જાય છે. નથી ધીરજ, નથી આવડત, નથી તાકાદ, કોરી કલ્પનામાં સ્નિગ્ધ જીભ મળે એટલે જ નવી દુનિયાનું નિર્માણ નથી થતું.

"દંતકથાના અશ્વત્થામા જેમ જીવ રઝળપાટે ચડે છે. કૂતરાની સોબતમાં કરડતાં નહિ તો છેવટે ભસતાં તો શીખે જ છે, તણખલાંનો આધાર લે છે. એમ જ જીવન વહ્યે જાય છે, વહી વહીને સમુદ્રમાં ભળે છે."

બપોર આજે બળબળતો હતો, લૂના સૂસવાટા ચામડી પર જાણે ઉન્હો લાવા ઢાલવી જતા હતા. વિભાને માથે આજ ચંદન ભર્યું હતું. એના સફેદ સાળુ અને અર્ચના સાથે વિભા એવી પ્રેરક મૂર્તિ સમી લાગતી હતી!

હું ઘેર ગયો ન હતો એટલે ભાભી અહીં આવ્યાં, અને સાથે કીકી પણ આવી હતી. કીકી તો ઓરડામાં દાખલ થતાં જ વિભાને જોઈ રહી. વિભાએ એને પાસે બોલાવી ત્યારે ભારેખમ થઈને એણે પૂછ્યું: "હેં વિભા બહેન, તમે અમારા ઉત્સવમાં આવ્યાં હતાં?"

કીકી એના બાલમંદિરના ઉત્સવની વાત કરતી હતી. વિભાએ એને ના પાડી ત્યારે કીકીએ કહ્યું: "આ બરાબર તમારા જેવી જ

રીતે નંદાએ કપડાં પહેર્યાં હતાં અને પેલું ગીત ગાયું હતું: "ઉગે છે ઉષાનું રાજ ધીરે ધીરે!"

કીકી કયાં શી વાત કરશે એ સમજવું જ મુશ્કેલ હતું. એનો બીજો સવાલ તો બધાને ટપી ગયો:

"વિભા બહેન, તમે મને પેલે દિવસે–ધીમુ કાકા પકડાયાને એ દિવસે–કહ્યું હતું ને કે ધીમુ કાકા જેલમાંથી પાછા આવશે એટલે તમે અમારે ત્યાં આવશો. તે પછી તો તમે આવ્યા જ નહિ!"

"હવે તો હું ત્યાં નથી આવવાની!" વિભાયે એની સાથે બાળક બની હતી.

"ત્યારે શું કરશો?" કીકી કાંઈ પાછી પડે એમ ન હતું.

"એને જ અહીં રાખીશ." આંખ પટપટાવી વિભાએ કહ્યું.

"ના ભાઈ, એમ ન બને." વડપણનો ભાર વેઠીને કીકીએ કહ્યું.

કીકી ને ભાભી ગયાં, પણ વિભા કીકીનું એ વાક્ય ભૂલી ન શકી,

"કીકી પણ મેણું મારી ગઈ."

એનું અર્ધસ્ફુટ બોલાએલું વાક્ય હું સાંભળી ગયો એ જોઈને એ શરમાઈ.

સાંજે એને તાવ ચડવા માંડયો. આખાએ દિવસમાં એણે આરામ લીધો જ ન હતો. અને હવે તો એ કહ્યું પણ માનતી ન હતી. છતાં આજે એ મોટે ભાગે પ્રફુલ્લ હતી અને એને થાક ઓછો લાગતો હતો એ સારું હતું.

અચાનક જ એક ખેંચાઈ આવેલી પાણી ભરી વાદળી તપેલી ધરતી પર પહેલા છાંટણાં નાખી ગઈ. ઉપકારવશ ધરતીએ એની મહેક ચારે કોર ફેલાવી.

સંધ્યા આવી ત્યારે બાફ ન'તો રહ્યો. ધીરો ધીરો પવન ફુંકાતો

હતો. જેટલી ઉતાવળથી આવ્યાં હતાં તેટલી જ ઉતાવળથી વાદળાં પાછાં ચાલ્યાં ગયાં. આકાશ સ્વચ્છ હતું. ધીરે ધીરે તારાઓ એક પછી એક છીપલા મોતી વીણવા નીકળી પડચા.

વિભા કશા ઉચાટમાં પડખાં બદલતી હતી.

" ચાલને જરા અગાશીમાં બેસીએ !" જાણે પૂરેપુરી તંદુરસ્તીમાં જરા ટહેલવા નીકળવાનું કહેતી હોય એમ એણે કહ્યું. અને મારાથી હસી પડાયું.

"અને પછી ?" મેં પૂછ્યું.

"પછી, પછી, પછી, તમે લોક તો એ સિવાય બીજો શબ્દ જ જાણુતા નથી."

વિભાએ પાછું પડખું ફેરવ્યું.

સમય જતો ગયો એમ વિભાની બેકરારી વધતી ગઈ.

"કાંઈ થાય છે, વિભા ?" પાસે જઈ મેં પૂછ્યું.

"જો અગાશીમાં નહિ તો નહિ ભાઈ. પણ પેલી બારી પાસે તો મને બેસવું છે. કેટલો વખત થઈ ગયો તારા ગણ્યે !"

બારી પાસે મેં આરામખુરશી ગોઠવી અને પડખે ઓશીકાં ગોઠવ્યાં. મારે ખભે ભાર મૂકી વિભા આવી અને ખુરશીમાં બેઠી.

"હાશ. પથારીમાં તો મારી પાંખો બુઠ્ઠી થઈ ગઈ." વિભા પાછી કાંક ઉત્તેજનામાં આવી.

"કેમ, કાંઈ આકાશમાં ઊડવું હતું ?" મેં હસતાં હસતાં કહ્યું.

"ફિકર ન રાખતો. ઊડી ઊડીને કાંઈ હું ભાગી નથી જવાની."

આકાશે તારલા તાઝગીભર્યા ચમકતા હતા. ઝાડની ટોચ પર સપ્તર્ષિ આવીને બિરાજ્યા હતા. ઉમંગભેર એ તારાઓને જોઈ રહી હતી.

"તને આ તારાઓ અને એ બધું આવડે છે?" તારાના તેજમાં એની વિશાળ આંખ પણ કેવી રતન જેમ ચમકતી હતી!

"પેલા દેખાય છે ને તે સપ્તર્ષિ અને એમાં પેલા જરા વધારે ઝળકે છે ને તે વસિષ્ઠ."

વિભા મને શીખવાડતી હતી!

"અને તને વસિષ્ઠ પાસે બીજો તારો દેખાય છે?" વિભાના અવાજમાં ન સમજી શકાય એવી ઉત્કંઠા ભરી હતી.

"હા. એને અરુંધતી કહે છે." હું ય કાંઈ પાછો ન'તો પડતો. તારાસ્નાન કાંઈ એમ ને એમ ન'તાં કર્યાં!

"તને બરાબર બન્ને દેખાયા?" વિભાએ ફરીથી પૂછ્યું.

"કેમ, તને કાંઈ શંકા થાય છે?"

"નવવરવધૂ સહુથી પહેલાં આ વસિષ્ઠ–અરુંધતીને જુએ છે એ તને ખબર છે!" વિભાના અવાજમાં અનેરું માર્દવ રણક્તું હતું.

મારા બન્ને હાથ મેં વિભાને ખભે મૂકયા. એના મનમાં ઉછળતા ઊર્મિતરંગ જાણે મને પણ તરબોળ કરતા હતા. એણે ખભા પરથી લઈ મારો હાથ એના હાથમાં લીધો.

ક્યાં લગી હું એમ ને એમ ઊભો રહ્યો એની મને ખબર નથી. વિભા પણ મૂગી મૂગી હાથ સાહી બેસી રહી; વસિષ્ઠ અને અરુંધતીની આરપાર કોઈ સ્વપ્નસૃષ્ટિના વિહારે જાણે ઉપડયાં હતાં.

મન્વન્તર જેટલી વાર બાદ વિભા બોલી: "અને પેલું દયારામનું ગીત હું કહેતી હતીને તે તો 'મેં તો જાણ્યું રે વા'લે મુજમાં શું દીઠું' તે."

મને મન તો થયું કે એને કહું કે ગા ને ત્યારે! પણ એની આ તબિયતમાં એને શ્રમ પડે જાણી ન કહ્યું.

અચાનક મારા હાથ પરથી એનો હાથ સરી પડ્યો. મને સહેજ આંચકા જેવું લાગ્યું. જરા અતડા જેવું લાગવાથી મેં વિભા સામે જોયું.

વિભાએ વિદાય લીધી હતી.

બેબાકળો બની હું જોસથી પોકારી ઊઠ્યો: "વિભા !"

સપ્તર્ષિને વંદના કરતું એનું માથું સહેજ ઢળી પડ્યું.

બાકીનું મને પૂછતા ના.

***

ફરીથી અમુએ આજે કહ્યું: "તું જડ ન હોત તો વિભા ન ગુજરી હોત. કેવું આભાભર્યું જીવન હતું ન હતું થયું !"

આજ એક માસથી હું આ સિવાય બીજું વાક્ય નથી સાંભળતો. અમુ જેવા કો'ક મને વિભાનો ખૂની કહે છે. કો'ક વિભા જેવું રત્ન મારા જીવનપથમાંથી ખરી જતાં મને કમભાગી માની મારી દયા ખાય છે. સહાનુભૂતિ દાખવનારાઓનો પણ ટોટો નથી. એકને મન હું અડંગ ગુન્હેગાર છું, બીજાને મન હું બાપડો બિચારો છું. પણ અંતે તો બન્ને એક જ બિંદુએ મળે છે: મને તિરસ્કારવામાં.

એમને હજુ ય એમ લાગે છે કે મેં શું ગુમાવ્યું તેનો મને રજ જેટલો પણ ખ્યાલ નથી. એમને શું ખબર હોઈ શકે કે વિભા જતાં આ જીવન કેટલું અલૂણું, લૂખું થયું છે ! આજ ત્રીસ દિવસની એક એક ઘડી મેં એના જ વિચારથી ભરી છે.

કહે છે કે છતું થએલું દુ:ખ સહેવે અઘરું નથી. કો'ક સુખાળવા જીવે શબ્દોની સારપ દાખવવા વહેતાં મૂકેલાં જૂઠાણાંઓમાંનું આ એક છે. પહેલાં તો જ્યારે દુ:ખ છતું થાય છે ત્યારે એની ભયંકરતાનો ખ્યાલ જ તમને દમતો હોય છે. અદીઠ મનની આંખ આગળ કરાલ રૂપ ધારે છે, અને એટલે તો એનો ભય જ તમને ગુંગળાવી દે છે.

અને જ્યારે એ સ્થૂળ રૂપે આવે છે ત્યારે હકીકત તમને 'અરે આ તો મેં કલ્પ્યું હતું' એટલું કહેવાનો પણ મોકો નથી આપતી. આમ એનું દુ:ખ વધુ નહિ તો એટલું ને એટલું જ રહે છે અને જો કલ્પનાનું દુ:ખ ઉમેરીએ તો વધુ બને છે.

પણ મને શું દુ:ખ થયું છે અને મેં શું ગુમાવ્યું છે તેનો વિચાર હું મારી પાસે જ રાખું છું. કહ્યે હળવું બને એવું એ દુ:ખ નથી.

આજે તો મને બીજી વાત મૂંઝવે છે. અમુ જેવા આખાબોલા થોડા હોય છે, છતાં સહુની આંખમાં આજે હું એક ઠપકો જોઉં છું—દિલાસો દેતા હોય ત્યારેય એમની નજરમાં ઠપકો ભર્યો હોય છે. સહાનુભૂતિ દર્શાવતા હોય ત્યારેય એમના અવાજમાં કશા ઊંચા આસનેથી ઠલવાતી શિખામણનો રણકો હોય છે. વિભાના ગુણ ગાતા હોય ત્યારે એમાં કેવળ મેં શું ગુમાવ્યું એટલો જ પ્રતિઘોષ નથી હોતો. એમાં 'આ બધું તારે લીધે' એવો સ્પષ્ટ ટંકાર પણ એમાં રહ્યો હોય છે.

એક વાર હુંય મારી જાતને ગુનેગાર ગણતો હતો. વિભાના દુ:ખ અને દર્દનો હું સાક્ષી હતો. બનવા જોગ છે કે જો મારા ભયને હું વહેલો જીતી શક્યો હોત અને વિભાના હૈયાની ઝંખનાને પારખી શક્યો હોત તો કદાચ વિભાના હૈયાને જે કડવી-મીઠી જોવી પડી તેમાંથી ઉગારો સાંપડત, પણ આનો અર્થ એ નથી જ કે જો મેં વિભાને મારા મનમાં વસવસો સંઘરીને પણ નારાજ ન કરી હોત તો એ રોગમાં સપડાઈ ન હોત કે અંતે એણે લીધી તે કરતાં કોઈ જુદી રીતે વિદાય લીધી હોત કે કદાચ એ આજે હેમખેમ જીવતી હોત અને આમ કહેવાનો સમય જ ન આવ્યો હોત. એવી આળી લાગણીવશતા અને પોચટપણું મારામાં નથી. હું વિભાના દુ:ખનું કારણ કદાચ હોઈશ; વિભાના મૃત્યુનું કારણ હું નથી જ.

કો'ક નબળી પળે મેં કદાચ આ કબૂલ્યું પણ હશે, પણ એથી એ કાંઈ હકીકત નથી બની જતું.

માનવી માનવીના સંબંધો એટલા સરળ નથી હોતા.

રખે કોઈ એમ માને કે હું મારો બચાવ કરવા આ કહું છું. મારે મારો બચાવ જ કરવો હોત તો જે રીતે મેં તમને આખી વાત કહી છે તે કહેત જ શું કરવા? એમાં મેં મારા મનોવ્યાપારની એક પણ વિગત છુપાવી નથી. અને મારી જાતને કોઈ મહાપુરુષ તરીકે બતાવવાનો યત્ન પણ મેં નથી કર્યો. માત્ર જે રીતે મારા મનમાં આ વાતની સ્વચ્છ સ્મૃતિ જળવાઈ રહી છે તે મેં તમને કીધી. મનને હલકું કરવાનો એમાં આશય હતો; તમારી કરુણાને જગાડવાનો નહિ.

અને કોઈ શહાદતનો અંચળો મારે માથે મેં ઓઢ્યો છે એ દાખવવા પણ મેં તમને વાત નથી કરી. કોઈને એનો જીવનપંથ ઉજાળવા એમાંથી માર્ગસૂચન કે પ્રેરણા મળશે એમ માનવાની છેતરપિંડી મારી જાત સાથે હું નથી કરી શકતો. કશાય હેતુ વિના, કશી બડાશ વિના, કશી દિલચોરી વિના એક પાન્થે બીજા સહ-પાન્થને કહેલી જીવનપ્રવાસની આ કથા છે.

તો પછી તમે પૂછશો: "શા માટે આ બોજો અમારે માથે લાદ્યો? અમે તારવીએ એ અનુમાન તમે સાંભળવા પણ માગતા નથી તો પછી આ વાત અમને કહી જ શા માટે?"

આ વાત મેં તમને કહી છે કેવળ મારા દિલની સ્વચ્છતા માટે. મનમાં ને મનમાં હું એક એક પ્રસંગને—એક એક ઝીણા ઉચ્છ્વાસને વાગોળું છું. ઘણાના આક્ષેપ સાથે ક્યારેક મન પણ મારે માથે દોષનો ઓળીઓ ઘોળીઓ ઢાલવે છે. ગજવેલનાં ઘણાંય હથિયાર ઘડાય છે. પણ લોકની જીભે એ લોખંડના ટૂકડાની બદનામી

કરવા ચડેલું નામ ખંજર છે. અમુ જેવા મને એ લોખંડનો ટૂકડો બનાવી રહ્યા છે, અભાનમાં પણ મારે માથે ગજવેલની જોખમદારી ઠાલવી રહ્યા છે.

મારે એ માટે વાત કહેવી પડી છે. અને તમે એમાંથી શું તારવ્યું છે તે તો હું નથી જાણતો. નથી જાણવા માગતો એમ કહું અને તમે મને શેખીખોર કે ઉદ્દંડ કહો તેની ય આજ મને પરવા નથી રહી. માત્ર મારી પોતાની નજરમાં હું ન ગબડું એટલું જોવા જ હું માગું છું.

અને હું કહું છું કે વિભાના જીવનમાં થોડી કડવાશ મૂકવા માટેની જવાબદારી સ્વીકારતાં છતાં ય હું એના મૃત્યુની જવાબદારી નથી સ્વીકારી શકતો. હું કહું છું કે હું બેગુન્હા છું. તમારું મન માને એ કાનૂનથી મારો ન્યાય કરજો. હું નિર્દોષ છું અને નિર્દોષ રહીશ.

વિભા આજે નથી એ ઘડીએ એનો વાંક કાઢી એની પુણ્ય સ્મૃતિને હું ધૂળમાં નહિ રગદોળું. જીવતાં એણે મને ચાહતાં શીખવ્યું. મરીને એણે મને હું કોઈને ચાહી નહિ શકું એ બોધપાઠ પઢાવ્યો.

પણ સ્વભાવનું આ માર્દવ, લાગણીની આ કુમાશ, હૈયાની આ સુકુમારતા, દુનિયામાં જીવવાને માટેનું બળ તમને ક્યારે ય આપી શકે એમ છે? ઉપરથી એ તો આ જીવનરસને ચૂસી લે છે. એ ય એક જમાનાની તાસીર નથી કે જે બળ જીવનસંજીવની બની શકે તે જ જીવનના ગળામાં ઘંટીનું પડીઉં બને છે! જે શક્તિ જીવનનું પ્રેરણાબળ બની શકે તે જ જીવનનો હ્રાસ કરે છે!

ફરીથી કહું છું કે વિભાની કશી ય રીતે ટીકા કરવા હું નથી જ માગતો, તેમ જ મારો બચાવ કરવા પણ નથી માગતો. મેં શું મેળવ્યું અને શું ખોયું તેના સરવાળા–બાદબાકી હું જ કરી લઈશ.

પણ દુનિયામાં રહેવા છતાં દુનિયામાં જીવવાની કળા હજુ

આપણે નથી જાણતા. આપણાં પાર વિનાનાં દુઃખોનું મૂળ અહીં રહ્યું છે. આપણને જીવતાં આવડતું નથી; જીવનને પરોક્ષ, પુસ્તકને પાને કે કલ્પનાની પાંખે આપણે ન્યાળી શકીએ છીએ. પોતાના કરાલ કોમલ રંગનું ફલક આપણા સામે ખુલ્લું કરી ઊભેલા જીવનને આપણે નથી જોતા. એ જોતાં આપણી આંખે ઝાંખ વળે છે. કલ્પનાના જીવન અને જીવાતા જીવન વચ્ચેનો ભેદ આપણને, આપણા અતિસંવેદનશીલ આત્માને આ જીવન નથી એમ કહેવા પ્રેરે છે. અને એની ગરમી–શરદીમાંથી ઉગારો પામવા આપણે કલ્પનાની સુખદ છાંયમાં જાત પસારીને બેસી જઈએ છીએ. કેવળ છટકબારી ! સૂરજનું તેજ ખમવાની અશક્તિ ને કોઈ ચંદ્રની શીળી વિભાવરી માટેના અનન્ય પ્રેમ તરીકે ઓળખાવે એના જેવી આ છેતરપિંડી છે. આપણા મન સાથે પણ આપણે દિલચોરી કરીએ છીએ.

પણ એ પરડ પણ હું શું કામ કરું ?

આ ત્રીસ દિવસની એક એક પળે ઘણના ઘા મારી મારી મને, મેં શું ખોયું છે તે બતાવી દીધું છે. અને એ આઘાત ઓછો હોય એમ એ આંધીનું મૂળ હું છું એમ કેટલાક કહે છે. હું નથી સહી શકતો એ આ આક્ષેપ. એનો કરપીણ બોજ બરદાસ્ત કરવાનું કામ મારી તાકાદ બહારનું છે, અને પાછું એટલું જ કાલ્પનિક છે. હકીકતમાં એની હયાતી જ નથી.

ત્રીસ દિવસ ! દુઃખ કોઠે પડવાને બદલે ઊલટું બિહામણું રૂપ ધારી વધુ અને વધુ ઉગ્ર બને છે. અને ઘામાં મીઠું ભરે છે અમુઃ 'તું વિભાનો ખૂની છે.' જાણે આજે જ વિભાને માટે સહુને સ્નેહ ઊભરાઈ આવ્યો !

સંતાપને દૂર કરવા તુરત ને તુરત સત્યાગ્રહ કરવાની પરવાનગી મેળવી હું જેલમાં આવ્યો. માનતો હતો કે આ સળીઆ પાછળ

સંતમ મનને કશી શાતા મળશે—જખમ પર કશો મરહમ પામીશ.
પણ એય મને ન મળ્યું. 'હું કે'તો'તો' એટલો સંતોષ પામવા આ લોક એકના એક આક્ષેપમાં લાગ્યા રહે છે. બીજી વારની ધરપકડની નોંધ લેતાં છાપાં પણ પેલી અરજી અને મારા છૂટકારાને સત્યાગ્રહ કરતાં પણ વધુ અગત્ય આપે છે. છપાએલી લીટીઓ અને લખાએલા શબ્દો વચ્ચે જાણે કહેતા ન હોયઃ "કેવા સત્યાગ્રહી છો તમે તે! નાનકડી અંગત વાતોનાં જાળાંમાં ફસાઈ લડતની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડો છો! હાલાકી બરદાસ્ત કરવાની તાકાદ ન હોય તો જેલમાં જાઓ છો શું કરવા?"

બીજી વાર ફોજદારના દોરવ્યા નાસિક જતાં, આ મહિનામાં પહેલી વાર, મનને કશી શાન્તિ મળી. આ વખતે બીજો વર્ગ ન હતો. ખૂબ ખૂબ તલસાવીને આવેલો વરસાદ મટકું ય ચોર્યા વિના વરસતો હતો. વિરહિણીનાં આંસુ પણ કયારેક તો શમે છે. નિર્ભ્રાન્ત આંખે કયારેક તો પ્રતીક્ષા કરવાની ઇચ્છા પણ તેને થાય છે. અને ત્યારે એ આંસુની વાદળીને આંખના આભલેથી કયાંય દૂર ધકેલી દે છે, પણ વરસાદ તો એનેય ટપી ગયો. એ તો વરસ્યે જ ગયો. અને મધરાતે તૂટેલા પૂલને નાકેથી અમારે પરોઢનાં પગલાં ભરવાં પડયાં. પાટા સાવ ધોવાઈ ચાલ્યા હતા. ધરતીના મનનો મેલ જાણે ધોવાતો હતો. આમ જ પ્રલયકાળ લગી આ વરસાદ વરસ્યા કરે અને આ માટીના પિંડાને સાવ કણ કણમાં વેરી નાખે તો! મન ઇચ્છતું હતું કે એમ બને. દુનિયાનું નામોનિશાન નાબુદ થાય એવું હું ઇચ્છતો હતો. આ દુનિયા બાદ બીજી કોઈ દુનિયા હશે કે નહિ તેની કડાકૂટમાં પડયા વિના, મનને આટલી તસલ્લી હતી કે દુનિયાનો અંત એટલે દુઃખનો અંતઃ દુઃખ, દર્દ, ચિન્તા, સહુનો અંત.

બારી બહાર મોં કાઢી મેં અતીવ વેગે પડતાં વરસાદનાં તીણાં ફોરાં મોં પર ઝીલ્યાં. શાન્તિની પહેલી અને છેલ્લી એ પળ

હતી. ફોજદારે હાથ પકડી મને બેસાડી દીધો. મોંએ તો એ કશું ન બોલ્યો, પણ એના મનમાં હશે જ: “ આપઘાત કરવાના સરળ માર્ગ છોડી આવો આડો પંથ શું કામ લેતો હશે આ ! ”

રોજ રોજની અમુની ટોકણી હવે નથી સહી શકાતી. આજે મને ઊંઘ પણ નથી આવી. નાની નાની વસ્તુની યાદ સાથે કશા પાર વિનાના વિચારની સરવણી ભેળાઈ જાય છે અને ઘૂઘવતા સાગર જેમ મનને ડરાવી રહે છે. સળીઆ પકડીને હું બેસી રહ્યો છું. આકાશ જાણે મારા હૈડાની પ્રતિચ્છવિ ન હોય એમ અંધારા વાદળે ઘેરાયું છે. તારાની પોટલીય આજ તો કો'ક કંજૂસને હાથ પડી છે. પડખેથી ચરખાનો એકધારો કર્કશ અવાજ આવે છે. ક્યાંક કો'ક બિછાનું ઝાપટે છે. કો'ક કશી કવિતા ગણગણે છે. ક્યાંક દૂર દૂરના પડોશી વાર્તાલાપમાં કલ્પનાનાં ઉડ્ડયનો કરે છે. હું બેઠો છું, સમયનું ભાન જ ભૂલી ગયો છું. કલાકે કલાકે હાથમાં દીવો લઈ આવતો હવાલદાર કશી કૌતુકભરી નજરે મને જોઈ પાછો વળે છે. તમરાં બોલે છે. ભૂલું પડેલું ચામાચીડિયું માળો શોધવા મથે છે. ઝરમર શરૂ થાય છે. દૂર દૂર બળતા વીજળીના દીવાના પ્રકાશમાં ફોરાં અનેરો રંગ ધારે છે. અવે એક પતંગિયું આવે છે. એની શુભ્ર સફેદ પાંખ પર નમણી વાદળી ટપકી છે. કોણ જાણે કેમ એ મારી આજુબાજુ જ ઘૂમે છે. પ્રયત્નપૂર્વક હું એને હટાવું છું અને એ પાછું આવે છે. એક વાર તો હું ત્યાંથી ઊભો થઈ બિછાના પર આવીને બેઠો તો એ ત્યાં પણ આવ્યું. મેં આંટા મારવા માંડ્યા તો એ પણ મારે માથે ભમતું રહ્યું. પાછો હું સળીઆ પકડી ઊભો રહ્યો. સળીઆ સાહેલા હાથ પર એણે બેઠક જમાવી. કેવી સુંદર એની પાંખો હતી ! અને પાછી પારદર્શક !

ન જાણે કેમ મને આ પતંગીઆને ખીજવવાનું મન થયું. મેં ફૂંક મારી. એની પાંખો જરા ફફડી પણ એ તો ત્યાં જ બેઠું રહ્યું.

વધુ જોરથી મેં ફૂંક મારી, એ હાલી ઊઠયું અને સાવચેતી ખાતર કે ગમે તેમ પણુ એક પળ માટે ત્યાંથી ઊડી જઈ સળીઆ પર બેઠું. અને પાછું જાણે કશુંય બન્યું ન હોય એમ મારે માથે ઘૂમતું રહ્યું. એની પાતળી પાંખોના ફફડાટ પણુ હવે હું સાંભળી શકતો હતો. સહેજ અજવાળું પડતાં એની પાંખમાંથી કશો ભૂરો પ્રકાશ નીતરતો હતો. હાથ હલાવી મેં એને હટાવવા માંડયું; પણુ એ ન હટ્યું. અને એક કમનસીબ પળે મારા હાથની અડફટ વાગતાં એ મારા હાથમાં જ મરણુ પામ્યું. એની કંપતી પાંખોને હું જોઈ રહ્યો. હથેળી પહોળી કરી મેં જોયું. ફડફડતું એ પડી રહ્યું હતું.

મારે એને મારવું ન હતું. એની સાથે મેં રમત પણુ ન'તી આદરી. કો'ક વિષમ પળે એ મારા હાથની અડફેટમાં આવ્યું. અને જાન ગુમાવી બેઠું.

પહોળી હથેળીમાં એના વામણુા દેહને હું જોઈ રહ્યો. મારી આંગળીને ટેરવે એની પાંખે કશી અબરખી છાંટ લગાવી હોય એમ સ્નિગ્ધ ચમક આવી હતી.

અચાનક મેં આંચકો અનુભવ્યો. આ પતંગીઉં પણુ મારા હાથે મૂઉં. ન તો મેં એનું મૃત્યુ વાંચ્છયું હતું કે ન તો મેં એને માટે કોશિષ કરી હતી. છતાંય એ મૂઉં. હું એનો ખૂની ખરો ?

મારી પાસે એનો જવાબ નથી.

